( શ્રી. સત્યનામ સદ્દગુરુવે નમઃ )

# જગતના જીવોને સાચી ચેતવણી

( પ્રકટ કર્તા )

અમદાવાદ—સાંકડીશેરી

અમરધામ કબીર મંદિરથી

શ્રી. શ્રી. ૧૦૮ શ્રીમાન ગુરુ શ્રી મહંત શ્રી મયાદાસજીની

કૃપાથી છપાવી પ્રગટ કરનાર દાસાનુદાસ લઘુ સેવક

**ધર્મસંકર જોશી**—મુ. ભૂતેડી તાલુકે **પાલણપુર**


સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

પ્રત ૧૦૦૦ આવૃત્તિ પહેલી

મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય - રાયખડ - અમદાવાદ

મુદ્રક : મણિલાલ પુ. મીસ્ત્રી બી. એ.

કિંમત રૂ. ૧-૦-૦

# ( ભૂમિકા પુસ્તકસાર )

આ-દાસને ઘણા દિવસોથી એવો વિચાર થતો હતો કે "જગતના જીવોને સાચી ચેતવણી" એ-નામનું પુસ્તક બહાર પડે તો સારૂ, કારણ કે ગુરુવાલોકો અનેકો પ્રકારના ફંદા નાંખી જીવોને અંધશરધા લગાવીને છતી આંખે આંધળા બનાવી બીચારા ભોળા ભલા જીવોને દુ:ખ સાગરમાં ડુબાવી નાંખે છે, એવી વાણીના બંધનનો નાશ થાય, અને સત્ય પારખ-પ્રકાશ જ્ઞાનને પ્રાપ્ત કરે એવા હેતુથી આ પુસ્તકમાં-દરેક વાણીનો ભાવાર્થ ( વેદાન્ત તથા શાસ્ત્રોનો ) સાર સિદ્ધાન્ત આપ્યો છે, જેથી વાંચન વર્ગ સ્હેજમાં સત્યના માર્ગને પરખી શકે, જેવી રીતે વૈદ્યને ત્યાં જવાથી દર્દના સમાચાર શરૂઆત વિષેની હકીકત પુછી લેવે છે, તેમજ આ પુસ્તકમાં આ-જીવોને પ્રથમ ભુલ કયાંથી પેદા થઇ અને કેવી રીતે પેદા થઇ અને તે ભૂલનો પ્રચાર કોણે કર્યો, એ તમામ હકીકત વિસ્તાર સાથે આપી છે. જેથી વાંચન વર્ગ જો તેને શ્રદ્ધા પુર્વક વાંચીને પોતાના અંત:કરણમાં ખ્યાલ કરશે તો તેને જીવતે જ મુક્તિપદ (સ્વયં સ્વરૂપ નિજ પદની પ્રાપ્તિ) મળી શકશે.

## ॥ धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥

ધર્મની રક્ષા કરનારને ધર્મ પણ તેમની રક્ષા કરે છે, તે નક્કી સમજવું. કદાપિ કોઇ ધર્મનો નાશ કરવા ઇચ્છા કરે તો ધર્મ પણ તેને જ નાશ કરે છે, જેમ અગ્નિને નાશ કરવા કોઈ હાથેથી તેને ફૂંકે તો પોતે જ દાઝી મરે છે, અગર કોઈ શસ્ત્રને ચુર કરવા ધારે તો પણ પોતે જ ઘાયલ થઈ જાય છે, તેમ ધર્મને નાશ કરનાર પોતેજ નાશ પામે છે, તે હકીકત તદ્દન નિર્વિવાદ જ છે.

સત્ય કબીર સાહેબકી જય "મહંતશ્રી



સત્યપંથપારખ પ્રકાશકી જય મયાદાસજી"

## ( ગુરુની આરતી )

જય જય ગુરુ મહારાજ, ગુરુ જય જય ગુરુ મહારાજ;
તુંમ શર્ણું છે સાચુ, તુંમ શર્ણું છે સાચુ,
સેવકના શીર તાજ. (જય જય)
પરોપકારે પ્રગટયા, ગુરુ પરોપકારે પ્રગટયા,
પરખાવા સત્ય ભેવ; (૨)
સેવકના દુઃખ હરવા, સેવકના દુઃખ હરવા,
ટાળવા સૌ સંદેહ (જય જય)
પારખ પરખાવ્યુ જ્ઞાન, ગુરુ પારખ પરખાવ્યુ જ્ઞાન,
સત્ય બતાવ્યું ધ્યાન (૨)
સંશય સુળીને ટાળી, ગુરુ સંશય સુળીને ટાળી,
કર્યું નિજ સ્વરૂપનું ભાન. (જય જય)
કરી કૃપા અપાર, ગુરુ કરી કૃપા અપાર,
કીધા માયાથી પાર; (૨)
સત્ય પંથ પરખાવ્યો, ગુરુ સત્ય પંથ પરખાવ્યો,
કર્યો જગ જીવનો ઓદ્ધાર. (જય જય)
ગુરુ મયાદાસને ચરણે, ગુરુ મયાદાસને ચરણે,
આરતી સત્ય ગાવે; (૨)
ધર્મશંકર ગુણ ગાવે, જોશી ધર્મશંકર ગુણ ગાવે;
સત્ય જ્ઞાન નિત્ય ભાવે. (જય જય)

## ( સદ્ગુરુ કબીરસાહેબ પ્રત્યે ધર્મદાસજીએ કરેલી પ્રાર્થના )

ધર્મદાસ વિનય કરી, વિહંસી ગુરૂ પદ પંકજ ગહે;
હે પ્રભુ? હોહુ દયાલ, દાસ ચીત્ત અતિ દહે. (૧)
આદિ નામ સ્વરુપ સોભા, પ્રગટ ભાખ સુનાઇએ; (૨)
કાલ દારૂણ અતિ ભયંકર, કીટ ભૃંગ બનાઇએ. (૩)
આદિ નામ નિઃઅક્ષર, અખિલ પતિ કારનં. (૪)
સો પ્રગટે ગુરૂ રૂપ તો, હંસ ઉબારનં. (૫)
સતગુરૂ ચરણ સરોજ, સુજન મન ધ્યાવહીં; (૬)
જરા મરણ દુઃખ નાસ્તિ, અચલ ઘર પાવહી. (૭)
ગુરૂ બંદીછોર કૃપાલુ સાહેબ, સકલ મતિકે ભૂપ હો; (૮)
તુમ જ્ઞાન રૂપ અખંડ પૂરણ, આદિ સત્ય સ્વરૂપ હો. (૯)
દીનબંધુ દયાલ સાહેબ, કરહુ મમ ઉદ્ધાર હો; (૧૦)
મૈં કરત દાસ પુકાર હો, ગુરૂતાર તારણહાર હો. (૧૧)

### "હું શું માગું ?"

કોઈ માગે અન્ન ધન લક્ષ્મી, કોઈ માગે ખુબ સૂરત નાર
કોઈ માગે લક્ષ પ્રગણાં, કોઈ પુત્ર વણજ વેપાર.
કોઈ માગે સ્વર્ગ વૈકુંઠપુરી; કોઇ માગે બ્રહ્મ કૈલાશ;
ગુરુ મયાદાસકે ચરનમાં, સદા-ધર્મસંકરકી આશ.

શ્રી ગુરુદેવની ચરનકમળમાં સદા હમારો વાસો રહે એ જ હમારી માગણી છે, તે સિવાય કંઇ પણ કલ્પનારૂપ સંસારની માયાવિ બંધન કારક વસ્તુની ઇચ્છા નથી. વાંચનવર્ગ!!! ખાસ ધ્યાનમાં લેશો કે ગુરુ સેવા વિના કોઇ પણ વસ્તુ ઉપયોગી નથી, કારણ કે,-કુટુંબ, રાજ્ય, પાટ, લક્ષ્મી, સ્વર્ગપુરી, વૈકુંઠપુરી, કૈલાશપુરી, બ્રહ્મપુરી આદિ સર્વ નાશવાન છે, ફક્ત ગુરુનું અમૃતરૂપી પારખ પ્રકાશ જ્ઞાન પ્રાપ્ત કરવાથી જીવોને પરમ પદ પ્રાપ્ત થાય છે, તે નક્કી સમજવું, તે સંબંધી હમોને હમેશા શ્રીગુરુદેવની પ્રેરણા થતી હતી કે પારખપ્રકાશ થતા "જગતના

જીવોને સાચી ચેતવણી" નામનું પુસ્તક બહાર પડે તો સારૂ, આવો વિચાર મ્હારા અંતરાત્મામાં હંમેશાં થયા કરતો હતો, તેથી સદ્દગુરુ કબીર સાહેબની પૂર્ણ કૃપા વડે મ્હારા ગુરુએ દયા કરીને આ હકીકત (અરજ) સાંભળી અને પૂર્ણ ટેકો આપનાર સંત મહાત્માઓની પૂર્ણ કૃપા મ્હારા પર થવાથી આ પુસ્તક છપાવી પ્રગટ કર્યું છે, તે સર્વે કૃપાશ્રી ગુરુદેવ અમરધામ કબીરાશ્રમ (સત્યસંગાશ્રમ) અમદાવાદમાં બિરાજમાન શ્રીશ્રી. ૧૦૮ મહંત સાહેબ મયાદાસજી ગુરુ શ્રીમાનદાસજી સાહેબની છે, તેમનો આભાર અને ગુણો લખી શકવામાં હું હિંમતવાન નથી, કારણ કે—

**(સાખી)** ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;
સાત સમુદ્ર સાહી કરૂં, ગુરુ ગુણ લખ્યા ન જાય,

સદ્દગુરુદેવની પ્રાર્થના પ્રથમ કરી છે, કારણ કે સદ્દગુરુ સિવાય સદ્દમાર્ગ કોણ પરખાવે ?

"ચેલા ગુરુમેં; ગુરુમેં રામ; ભક્તિમહાત્મ શ્રી સત્ય નામ."

આ પુસ્તક આત્મિક જ્ઞાન માટે સદ્દગુરુની પૂર્ણ કૃપા વડે પ્રગટ કરવામાં આવ્યું છે, લાખો પુસ્તકોનો તત્ત્વસાર લઇ જેમ ફુલમાંથી અત્તર ખેંચી લેવે છે, તેમ શોધન કરી જીજ્ઞાસુ ભાઇઓની સેવામા હાજર કરૂં છું. આમાં સર્વને નિર્પક્ષ શિખામણ આપી છે, સર્વ ભાઇઓ !!! વાંચન વર્ગ !!! આમાં સત્ય વિચારોજ આપવા શ્રીમાન સદ્દગુરુ રૂપશ્રી શ્રી ૧૦૮ શ્રી મહંત સાહેબ મયાદાસજી પારખનિષ્ટ સંતે મ્હારા (આ દાસ પર) પૂર્ણ કૃપા કરી આ પુસ્તક છપાવી બહાર પાડવા માટે (પ્રગટ કરવા માટે) તેમની આજ્ઞા થઇ જેથી હું પૂર્ણ ભાગ્યશાળી થયો છું. આ પુસ્તકમાં તમામ નિર્પક્ષ વચનો લીધા છે, ભર્મ રહિત વચનોથી સૌ કોઈ ભાઈઓનું કલ્યાણ (સદ્દગતીની પ્રાપ્તી) થાય તેથી હું આ મ્હારા–બે–બોલ સદ્દગુરુ સત્ય કબીર સાહેબ સર્વના અંતઃકરણમાં પ્રકાશરૂપ થઇને અંદરના ખોટા

ઉલટા કર્મોને છેદી નાખી સત્યાચર્ણે (સત્યમાં જ સદા રહે) એવી રીતે સર્વનું સારૂ થાય એવી સદ્દગુરુ સત્ય કબીર સાહેબ (પ્રત્યક્ષ સંતો) પ્રત્યે મ્હારી પ્રાર્થના છે, તે કવિતા સાંભળો !!!

**(સર્વનું ભલુ થાઓ તે વિષે કવિતા)**

સૌનું કરો કલ્યાણ, દયાળુ ગુરુ સૌનું કરો કલ્યાણ (ટેક)
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ને સુદ્ર, નીચ ઉંચ જાત તમામ; (દયાળુ)
ચૈતન્યાત્મા સૌ કોઈ સરખા, પક્ષાપક્ષી-ન તમામ. (દયાળુ)
ચૈતન્ય પદમાં આત્મા સરખો, વેદ પુરાણ કરે ભાન (દયાળુ)
અધ્યાસ અવિદ્યા કંઇ નહીં દેખે, દરિયામાં લ્હેર સમાન. (દયાળુ)
સદ્દગુરુને ચરણે સૌ હંસ આવે, અનંતો કર્મ નાશમાન. (દયાળુ)
સ્હેજે પાવે પરમપદ મુક્તિ, પિંવે અમૃતનું પાન. (દયાળુ)
પારખજ્ઞાન સત્ય પ્રકાશ થયું છે, થયું નિજ સ્વરૂપનું ભાન; (દયાળુ)
હંસા અમ્મર સત્ય નામ જપીને, ગયું અંધકાર અજ્ઞાન. (દયાળુ)
મયાદાસ ચરણે વંદે આ બાળક, સદા ગુરુજીનું ધ્યાન, (દયાળુ)
કહે ધર્મસંકર હરદમ રટવા, સદ્દગુરુ કબીર સત્ય નામ. (દયાળુ)

॥ વેદ કુરાન ઔ શાસ્ત્રમાં, મુખ્ય વાત હે દોય; ।
॥ સુખદેવે સુખ મીલત હૈ, દુ;ખદેવે દુઃખ હોય. ॥

"સાચે સાચુ કહેવું તે કંઈ નિંદયા નથી પરંતુ જીવને સાચુ કહેવું તે કલ્યાણકારક સત્ય ઉપદેશ છે.

આજ કાલ કળિ કાળના લોકો અંધશ્રદ્ધામાં ભર્માઇ ગયા છે, અને તેમને કથા સંભળાવનાર પણ મતલબી ગુરુ પોતાના સ્વાર્થ અને માનંદિ માટે અંધશ્રદ્ધા જ લગાવે છે.

(સાખી) **ગુરુ લોભી શીષ્ય લાલચી, દોનો ખેલે દાવ,**
**દોનો બુડે બાપડે, બૈઠે પત્થરકી નાવ.**

# અનુક્રમણિકા

---

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૭ | ૧૧ | શુદ્ધુદ્રિના | શુદ્રિનના |
| ૧૦૦ | ૧૬ | ચયો છે | થયો છે |
| ૧૦૮ | ૨૨ | ડોલાવા | ડોલાયા |
| ૧૧૧ | ૨૨ | મતતા | મમતા |
| ૧૨૧ | ૭ | પાતાના | પોતાના |
| ૧૫૫ | ૨૦ | હેવા | સેવા |
| ૧૫૯ | ૨૩ | ગુણ | ગુરૂગુણ |
| ૧૭૦ | ૨૮ | મુનાતાજા | સુનાતાજા |
| ૧૭૨ | ૫ | ચસનમે | ચમનમે |
| ૧૭૩ | ૭ | ગિરયા | ગિરાયા |
| ૧૭૭ | ૬ | જીક્ષાસુ | જીજ્ઞાસુ |
| ૧૭૮ | ૧૨ | સતયુગ | કળીયુગ |
| ૨૦૦ | ૧૯ | પે.નાના | પોતાના |
| ૨૦૭ | ૧૯ | સાટે | માટે |
| ૨૦૯ | ૨૭ | રહ છે | રહે છે |
| ૨૨૨ | ૧૮ | રરતો | રસ્તો |
| ૨૨૯ | ૨૨ | રીછે | રીતે |
| ૨૪૮ | ૧૨ | લક્ષ્મીપાત | લક્ષ્મીપતિ |

# અનુક્રમણિકા

કવિતા, ભજનો, શબ્દો—એ વિષેના માટે અલગ અનુક્રમણિકા

# જગતના જીવોને સાચી ચેતવણી

---o---

આ પુસ્તક હાલમાં છપાઇ ગયું છે, આને તૈયાર કરવામાં પરીશ્રમ તથા સરકારી નોકરીને તીલાંજલી આપવી પડી છે.

આ પુસ્તક એવી સરળ અને બોધદાયક વાણીઓ તથા પાખંડનું ખંડન અને વેપારી ગુરૂઓની વિચિત્ર લીલાઓ તથા બીજી અનેક પ્રકારની હકીકતોથી ભરપુર છે.

આ કાર્યમાં આજસુધીમાં જે જે ભાઇઓ તરફથી મદદ મળી છે તેઓનાં નામ રકમ સાથે નીચે પ્રમાણે છેઃ—

( શુભ નામાવળી )

૧૦) શ્રી ભીખાભાઈ પરમારામ, ભાખર
૧૦) શ્રી હરીલાલ માનારામ, ,,
૧૦) શ્રી વીરમળ રાયસી, વડવોહ
૧૦) શ્રી કેશવલાલ ભીખારામ, નોંદોત્રા
૫) શ્રી ચુનીલાલ લક્ષ્મીશંકર, ,,
૫) શ્રી મોહનલાલ કેશવરામ, ,,
૪) શ્રી ભાઈશંકર કરશનભાઈ, રાજપુર
૧।) શ્રી રણછોડલાલ હરીચંદ, આબુરોડ
૧) શ્રી ગુલાબજી હરચંદજી, પાલણપુર
૧) શ્રી ખેમશંકર દૂલ્લભરામ, ભાખર
૫) શ્રી અમૃતલાલ રૂગનાથ, ઝેરડા
૫) શ્રી જેઠાભાઈ શકરાભાઇ, વડોદરા
૫) શ્રી હરીશંકર પ્રભુરામ, સાચોર
૫) શ્રી હીરાલાલ હરનાથ, પાલણપુર
૫) શ્રી ખેમશંકર મોંઘારામ, ડાંગીયા
૫) શ્રી શંકરલાલ શીવરામ ,,
૩) શ્રી અમરત જીવરામ, શીકરીયા

૧) શ્રી સુરજમલ જીવરામ, રાણુપુર
૧) શ્રી ડાહ્યાલાલ વનરાવન, „
૧) શ્રી મણીલાલ હરનાથ, ડાંગીયા
૧) **શ્રી કાનદાસ ગુરુ શ્રી મહંતજી ગરીબદાસજી સાહેબ**
મુ. રામપર પોસ્ટ સંતરોડ ડાંગરીયા–નિશાળમાં
વાયા–ગોધરા
**માસ્તર ભુરાભાઇ ભુદરભાઇની** મારફતે

ઉપર પ્રમાણે ભાઇઓની સહાય મારા આ પુસ્તકને પ્રગટ કરવામાં ઘણી જ મદદરૂપ થઇ છે સદ્‌ગુરુ તેમને સુખી રાખે તેવી મારી અંતરની સત્ય પ્રાર્થના છે.

**( ખાસ ભલામણ )**

ઉપર પ્રમાણે તથા હવે પછી જે ભાઈઓ તરફથી મદદ મળશે તેઓનાં હવેના પુસ્તકમાં નામ પણ પ્રસિદ્ધ કરવામાં આવશે.

**( રમૈણી )**

ભજો એક તાર ભરમ મત ભુલો, હે એક તાર સબનકો મુળો. (ટેક)
રામનામકી ભક્તિ દ્રઢાવે; બીના એકતાર રામ ક્યાંથી પાવે. (૧)
વીના એકતાર કેસી પતીવર્તા; એક પીયા વિના સર્વ અવસ્થા. (૨)
ભાગવત્ શીવપુરાણ ઊચારે; નીગમ ચાર સુણી સુરતી વીચારે. (૩)
જ્યાં લગી વેદ ત્યાં લગી ૐકારા; હે એકતાર વેદાંતસે ન્યારા. (૪)
રરંકાર જ્યાં અનહદ વાગે; તા ઊપર એક તાર બીરાજે. (૫)
ભરમીત ફરે વસ્તુ નહી લાધે; વિના એક તાર બૌત બક વાધે. (૬)
ઇગલા પીગલા સુખમણા સાધે; લેઇ પવન ઉડંતાકુ બાંધે. (૭)
અરધ ઉરધસેં તાળી લગાવે; વીના એક તાર પિઊ ક્યાંથી પાવે. (૮)
જ્યાકા ગુરૂએ એક તાર લખાયા; પોકચા ધાંમ ફેર નહી આયા. (૯)
માયા ભરમણા કોઈ નહી સંગી; અટળ રાજ કરે જ્યાં અસંગી. (૧૦)
જૈસી સલીતા સીંધુ સમાવે; ઐસી હંસા સુરતી મીલાવે. (૧૧)
હૈ એક તાર સજીવન બુટી; વીના એક તાર વાત સર્વ જુઠી. (૧૨)
સાચી કહુ તો કોઇ ના માને; જેને દેખ્યા સોઇ પૈચાને. (૧૩)

પુરણ સતગુરૂ પ્રગટે આઈ; વેં એક તારકી લક્ષ બતાઇ. (૧૪)
ક્ષર અક્ષર દોઈસે ન્યારા; હે એક તાર સકલ ઓદ્ધારા. (૧૫)
જપ તપ ધરમ અનેક દ્રઢાવે; વીના એક તાર મુક્તી કહાં પાવે. (૧૬)
જપ તપ ધરમ ક્ષીણુ હોઈ જાઈ; વીના એક તાર મુક્તી નહી પાઇ. (૧૭)
કહે કબીર સુણો ધર્મ દાસા, હેં એક તાર હંસા સુખવાસા. (૧૮)

(સાખી)

સતગુરૂસે સાચા રહે, સુરતી કરે એક તાર;
કહે કબીર ધર્મદાસકુ, સો હોય શિષ્ય હમાર.

## "દોય જગદિશ કહાઁસે આયે ???"

જગતમાં બે પરમાત્મા કયાંથી આવ્યા? હે વાંચનવર્ગ ??? આપને ખાસ વિચાર કરવો જોઇએ કે ગુરૂવા લોકોએ અનેક પ્રકારથી ઇશ્વરની માનંદિ બતાવી છે, તેમાં આપ સ્વયં વિચાર કરવા માટે (પારખ કરવા માટે) પોતપોતાને ખાસ ધ્યાનમાં રાખવા અમો ભલામણ કરીએ છીએ કેઃ—સદ્દગુરુની પ્રેરણા અથવા તેઓના અમોલ વચનો (ઉપદેશ શબ્દ દ્વારાએ પારખી સંતો પરખાવે છે કે (દોય જગદિશ કહાઁસે આયે) હિન્દુ રામનામની ઉપાસના કરવા લાગ્યા અને મુસલમાનો ખુદા એ નામની ઉપાસના કરવા લાગ્યા, પરંતુ હિન્દુએ રામને દેખ્યા નહીં અને મુસલમાનોએ ખુદાને દેખ્યા નહીં, નાહક ખાલી કલ્પનાના વશ થઈ બેઉ દિન (જાતિ) એક મન મતે કરી આખર ખોટી માનંદિના કારણુને લઇ નર્કવાસે અગર ચોરાશીના–ચક્કરમાં પડી દુઃખી થયા, તેનું કારણ પોતાની પારખવિના અનુમાનરૂપી સાગરમાં મોટા મોટાઓ પણ માર્યા ગયા કે જેવો બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ અને તેમના અનુયાયીઓ (તેમની શિષ્ય સાખાઓ) વગર અગ્નિએ (ભ્રમ અગ્નિ)માં બળી મર્યા. કદાપી પારખ તેમની પાસે હોત તો તે નાહક દુઃખી થવા પામત નહી. ખાસ ખ્યાલમાં રાખશો કે આ વચનો આપને વાંચતાંની સાથે વિષસમ જ લાગશે, પરંતુ આ વચનો અંતે તો મોક્ષમાર્ગે લઇ જનાર છે, પરંતુ "કહા વિના મોહી રહા ન જાય" અમોને સદ્દગુરુએ સત્ય વચનો આપીને ચેતન કર્યા છે કે, હવે તો તેમનાં અમોલ્ય વચનોને પળપળ યાદ કરતા રહીએ છીએ, કારણુ કે મનરૂપી ચોર કોણુ વખત ભૂલમાં નાંખી દેવે? તેથી સદ્દગુરુનાં વચનોરૂપી બખ્તર

હંમેશાં પહેરેલું રાખીએ કે મનના તીર (બાણ) આવીને પાછાં ચાલ્યાં જાય, આપણને સ્પર્શ કરે નહીં, તેમ અજ્ઞાનરૂપી મન રાજાનું કંઇ પણ કર્તવ્ય સ્પર્શ કરે નહીં, તેવા પારખજ્ઞાનની સૌ કોઇને (દરેક મનુષ્યોને) જરૂર છે, અને તે પારખજ્ઞાન પ્રાપ્ત કરવા માટે પારખનિષ્ઠ સંતોને શરણે જવું અને પૂર્ણપ્રેમ અને શ્રદ્ધાપૂર્વક સેવા અને સ્હેવાસ કરવા માટે કોઇએ પણ ચુકવું નહીં. ' એ અભિપ્રાય '

**(સાખી) સાતદ્વિપ નવખંડમેં, ગુરુસે બડા નહીં કોય;**
**કરના હોય કર સકે, ગુરુ કરે સો હોય.**

**ભાવાર્થ**—સર્વ કોઇએ સદ્દગુરુની જ ઉપાસના કરવી જોઇએ કારણ કે એ પ્રગટ ચૈતન્ય પુરુષ પોતે જ પરમાત્મા જ છે. 'આત્મા સોઇ પરમાત્મા' એ હકીકત તો સૌ કોઇ મતવાળાઓ કહે છે. પણ સમજ અને રહેણીમાં જ ઘણો જ તફાવત છે. કદી જો રહેણી સર્વ કોઇની એકજ થાય તો સૌ એકજ ધર્મ છે તેમ પરખી શકે. રામ કહો ચાહે તો ખુદા કહો પણ સ્વયં વિચાર કરીને જોઇએ તો વસ્તુ તો એજ (એકજ છે) જેમ ચોખા અને ચાવલ એકજ છે, તેમ રામ અને ખુદા તે પણ એકજ છે, મનના કારણને લઇ ન્યારી ન્યારી માનંદિ છે. માનંદિને છોડી દઇ ફક્ત પોતાના આત્માને પારખ જ્ઞાનની પ્રાપ્તિએ જે મનુષ્ય લાવી શકશે તેઓની બુદ્ધિ તદ્દન નિર્મળ જ થઇ સર્વ જગાએ જ ચૈતન્ય એ જ પરમાત્માને જોઇ શકશે, એટલે સર્વના અંદર રહેલો આત્મા એને જ પરમાત્મા સમજી આત્માની જ ઉપાસના કરવાની રીત સમજશે.

---

## ( ખાસ ભલામણ )

હવે આત્મા એક દિવસ એકલો આ ખાખી શરીરને અને સંસાર (શહેરને) છોડી ચાલ્યો જવાનો છે, માટે સૌ કોઇ જીજ્ઞાસુ ભાઇઓને ભલામણ કરીએ છીએ કે, અમારા તરફથી શ્રીસદ્ગુરુ કબીર સાહેબની પ્રેરણા વડે અઢી લાખ પુસ્તકો અમોલ્ય વચનોને પ્રગટ કર્યા છે, તેને વાંચી વિચારીને સૌ કોઇ આત્મભાવ (ચૈતન્યપદની પારખ) પ્રાપ્ત કરશો, એજ મુક્તિ સમજવી, મુક્તિ એટલે બંધનથી રહિત થવું તેનું જ નામ મુક્તપદ છે.

**" સંત—શ્રી મયાદાસજી "**

---

શ્રી સત્યનામ સદ્ગુરુદેવ નમઃ

# જગતના જીવોને સાચી ચેતવણી

હું શું લખું? હું સત્ય લખું એ ખ્યાલ અંતરમાં રમે;
સત્ય વચન નિત્ય પાળવા, આ લેખિની નીચી નમે.

## મ્હારી પ્રતિજ્ઞા

પ્રતિજ્ઞાબદ્ધ જીવન ગાળનારાઓ પોતાની પ્રગતિ કેટલી ઝડપથી કરી શકે છે તેનો અનુભવ મને આજ સુધીમાં યાદ આવે છે. પ્રથમ તો આત્માને કેટલો પ્રફુલિત કરી પ્રકાશ જ્ઞાન જે સત્ય ધર્મને જાગૃતિમાં દાખલ કરી તમામ સિદ્ધાંતોનો સાર જે (સાર શબ્દ) પારખ (ચૈતન્ય પદ) પરખાવે છે. જગતમાં સત્ય એ મોટામાં મોટું સિદ્ધાંત છે પરન્તુ તેને તો સૌ કોઈ પારખી શકતા નથી (તરણા ઓઠે ડુંગરરે ડુંગર કોઈ દેખે નહીં) તેમ તરણારૂપી માયાનો ભાશ જીવને જતો નથી ત્યાં સુધી સત્ય જે ડુંગર તેણે દેખાતો નથી સત્ય કાંઇ દૂર નથી ચૈતન્ય એજ સત્ય છે, પરન્તુ સત્યને છોડીને સૌ કોઈ અસત્ય જે માયા અજ્ઞાન તરફ દોડયા કરે છે. તેથી તને પ્રકાશજ્ઞાન ચૈતન્ય સત્ય પરખાતું નથી. સદ્ગુરૂ કબીર સાહેબનું વચન મને પલપલ યાદ આવે છે.

(સાખી) હંસાતુ સબલ થા, હલકી અપની ચાલ;
રંગ કુરંગી રંગીયા, તેં કિયા ઓર લગવાર.

**ભાવાર્થ**—હે-ચૈતન્યાત્મા ! પ્રથમારંભમાં તું સર્વ બળવાળો હતો પરન્તુ માયાના પાસમાં બંધાઇ તેં પોતાનું અસલિયાતપણું છોડી દઈ તેં નકલરૂપી અજ્ઞાન હાલત મોહમાયાને તું પોતાની અંદરથી

બિલકુલ કહાડી નાંખી ફક્ત સદ્દગુરૂના સત્ય વચનોને જ ગ્રહણ કરવા આજે જ પ્રતિજ્ઞા લેવાય તો ઘણું જ ઉત્તમ કાર્ય કર્યું સમજાય એટલે જીંદગીની સફળતા થઇ કહેવાય.

પ્રારભ્ય તે ન ખલુ વિઘ્ન ભયેન નીચૈ:
પ્રારભ્ય વિઘ્ન વિહતા વિરમન્તી મધ્યા,
વિઘ્નૈ: પુન: પુનરપિ પ્રતિહન્ય માના:
પ્રારભ્ય ચોત્તમજના ન પરિત્યજન્તિ.

## ( સમશ્લોકી ગુજરાતી )

આરંભતાં નહિ જ વિઘ્ન ભયેથી નીચ,
આરંભ વિઘ્ન વશથી હણિ જાય મધ્ય.
વિઘ્નો અતિ ફરી ફરી નડતાં છતાંએ,
આરંભ્યું ઉત્તમજનો ન તજે કદીએ.

**અર્થાત્**—નીચ પુરૂષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભ જ કરતા નથી, મધ્યમ પુરૂષો કાર્યનો આરંભ કરે છે પણ તેમાં વિઘ્ન આવવાથી આદરેલા કાર્યને છોડી દે છે. અને ઉત્તમ પુરૂષો તો કાર્યનો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન પડવા છતાં તે કાર્ય છોડી દેતા નથી પરન્તુ જેમ જેમ આફતીઓ આવતી જાય છે તેમ તેમ પોતાનું ધારેલું સદ્દકાર્ય પાર પાડે છે. વધારે ઉત્સાહીત બને છે. અને તે સત્ય ધર્મને અનુસરી સદ્દગતી જે સ્વયંસ્વરૂપ નિજપદ (ચૈતન્ય)ની જાગૃતિમાં દાખલ થવું તે પારખ જ્ઞાનને પ્રાપ્ત કરે છે. કેટલાક વર્ષોના પ્રયત્ને હું પ્રથમ પગથિયે ઉભવાયોગ્ય થયો છું, તેની કસોટી અને પરીક્ષા માટે આજે હું મારૂં જીવન જાહેર જગતને સોંપું છું. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે સદ્દગુરૂની પૂર્ણ કૃપા વડે પ્રકાશજ્ઞાન પારખની ખુશબો સર્વ દેશ (જગતભરમાં) પહોંચી શકે છે, એવી સદ્દગુરૂની પૂર્ણ કૃપા મેળવવા રાતદિન સત્યને જ માર્ગે જતાં પાછી પાની કરવી નહીં એવી

સત્ય પ્રતિજ્ઞા લેવા ચુકતો નથી, અનેકો પ્રકારની આફતોને સહન કરૂં છું.

હે વાંચક વર્ગ ? તમે સમજો કે મન તમારૂં પ્રતિજ્ઞાવશ થવાનું નથી. મુશ્કેલ છે? મુશ્કેલ છે? તેમ કરતાં તો જીવન ખલાસ થઈ જશે માટે આ મારા બે બોલને હરદમ યાદ કરી આજે જ (હમણાંજ) પ્રતિજ્ઞાને લઈ પારખ પ્રકાશ જ્ઞાનને ગ્રહણ કરો. પ્રતિજ્ઞા એ છે કે સદ્દગુરૂના સત્ય વચનોને અંતઃકરણમાં પ્રાણ સાથે બાંધી લ્યો. પ્રથમ તો પોતે સત્યવૃત્તિ બનવું પછી પોતાના કુટુંબને પછી પોતાના ગામને (પ્રતિજ્ઞા) આપવા પ્રયત્ન કરવો પછી પોતાના પ્રાંતને પછી પોતાના દેશને પછી આખા વિશ્વમાં નિરોગી સત્યવૃત્તિ આત્મજ્ઞાન બનાવવું જ જો આ કામ લેવામાં આવે તો આપણે ઘણી ઝડપથી આગળ વધી શકીએ.

## ( મ્હારી પ્રતિજ્ઞા )

(૧) હું સદ્દગુરૂની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે રોજનિશિ (ડાયરી બુક અર્થાત મારા જીવનમાં હમેશાં બનતા બનાવોની સત્ય હકીકતની નોંધ) રાખીશ.

(૨) દરેક માસની આખર તારીખે મારી લીધેલી તમામ પ્રતિજ્ઞા અનુસાર વર્તન થયું છે કે નહિ તેનો તપાસ કરતો રહીશ.

(૩) હમેશાં સત્યને યાદ કરીશ.

(૪) કોઇની પણ નિંદા મોઢેથી બોલીશ નહિ, હાથે લખીશ નહિ, કાને સાંભળીશ નહિ.

(૫) અહિંસા પરમો ધર્મ એમ જાણી તેમ વર્તીશ.

(૬) મન વચન અને કાયાથી પણ વિકાર વાસનાને તાબે નહીં થાઉં, સ્ત્રી માત્રને માતા ભગિની અને પુત્રી સમાન જોઈશ.

(૭) મને ઘણા લોકો પૂછે છે કે આપ કયો ધર્મ પાળો છો? આ પ્રશ્નના ઉત્તરમાં મારે કહેવું પડે છે કે સત્ય ધર્મ એજ અનાદિ સિદ્ધાંત છે સર્વ ઋષિમુનિઓએ પણ સત્યને જ માન્ય કર્યું છે. સત્ય

સિવાય બીજી કોઇ વસ્તુ અખંડ ( અચળ ) નથી. સત્ય એ સર્વનું મુળ ( મુખ્ય ) સિદ્ધાંત છે. અને સત્ય એ ચૈતન્યાત્માથી અલગ નથી સત્ય એ વસ્તુતાથી ચૈતન્યાત્મા જ છે. સત્ય છોડી જેઓ બીજે રસ્તે ગયા તેઓ–વારંવાર જગતભરમાં ગોથાં ખાયા કરે છે અને નર્કાદિ દુઃખો જે ચૌરાસીના ચક્કરમાં પડી અનંતો દુઃખો સહે છે, માટે હવે વાંચકવર્ગ ? પારખ પ્રકાશ જ્ઞાનરૂપી સત્ય સિદ્ધાંતને જલદી ગ્રહણ કરો.

(૮) હમેશાં જાગૃત રહેવું, જાગૃત એટલે અજ્ઞાન હાલતથી દૂર રહેવું.

(૯) સંત મહાત્માઓથી પ્રેમ રાખવો સંતગુરુને જ ઇશ્વર પરમાત્મા જ જાણવા.

(૧૦) આત્મા એને જ પરમાત્મા સમજી કોઇ પણ જીવોને તનથી કે મનથી કે ધનથી પણ દુઃખ દેવું નહીં.

(૧૧) કોઇ પણ જોડે વાદવિવાદ (તર્ક) ખોટી માથાકુટ કરીશ નહીં, અને સર્વને સંતોષ મળે તેવા વાક્યો નમ્રતા ભાવથી કહીશ.

## ( સત્ય કાર્યનો આરંભ કરતાં મનને સ્થિર રાખવું )

(રાગ હરિગીત)

સત્ય સાહિત્યને હું આદરી, લખું હું યથા બુદ્ધિ થકી;
પણ બે કદર જનમાં અહા ?, નિંદા થવાની છે નક્કી.
દુર્જન અદેખા દેખતાં, આ કાર્યને બસ ? નિંદશે;
મમ હૃદય કેરા પુષ્પની, કોમળ કળીને વિંધશે.
વર્ષા તણા દર્શન થકી, ઝેરી ઝવાસા પરજળે;
પણ નવ લતાઓ પુષ્પની, આનંદમાં હર્ષે મળે.
રે ! પુષ્પ વેલીને કુહાડે, કાપવા ઝાઝા હશે;
પણ જળ તણું સિંચન કરીને, પોષવા ભાગ્યે થશે.
ઝેરી મનુષ્યોના થકી, દીલમાં હવે ડરવુ નથી;
નવખેદ મય અંતર કરી, પાછું હવે પડવું નથી.

ઋષિ મુનિ મહા મહાત્મા, સંતોએ વાણી સત્ય કહીં;
નિજ વચનની સાચી નિશાની, એ જગમાં અમ્મર રહી.
મ્હારે હવે બસ જગતની, નિંદા જરી ના ચાખવી;
સત્ય ધામ જાવાની સમે, અમ્મર નિશાની રાખવી,
હે સદ્‌ગુરુ ? દાતા તમો, મુજને સુબુદ્ધિ આપજો;
ધારી કરુણા અંતરે, આવાગમન દુઃખ કાપજો.
સ્મરણ કરી શુભ આપનું, મમ કાર્ય સ્નેહે આદરૂં;
કાર્ય સફળ કરજો ગુરુ, એ—પ્રાર્થના પ્રીતે કરૂં !
હું કરૂં આ હું કરૂં, એમ હું કંઈ કહેતો નથી;
કરનહારા સદ્‌ગુરુ, મમ અંતરમાં કહે કથી.
પ્રેરણા મને આપતા, તે કાર્યને આરમ્ભતા;
મયાદાસ વંદુ સદા, પ્રીતે સદા સંભાળતા.

(ભલામણ) સસ્તું સાહિત્ય ખોલ્યું છે.

આ સંસ્થામાંથી પચીસ જાતના પુસ્તકો આશરે ૨૫૦૦૦૦ (અઢી લાખ) બહાર પાડયા છે, વાંચનારને આત્મજ્ઞાન જલદી થાય છે, મંગાવવા માટે જલદી કરશોજી, કુલ ગ્રન્થ પચીસના રૂા. ૯) લેવાય છે, પોસ્ટ ખર્ચ લેવાતું નથી, પૈસા પહેલાં લેવાય છે. મળવાનું ઠેકાણું—અમદાવાદ આસ્ટોડીઆ દરવાજા બહાર ગીતામંદિર પાસે કબીરાશ્રમ.

## સત્યકબીર અમરધામ મયાદાસસત્યકબીરાશ્રમ

### (ધન્યવાદ અને આશીર્વાદ)

લે. પ્રેમી સેવક

આ સંસ્થા આખી ગુજરાત ભરમાં પ્રથમથી જ છે એટલે જુનામાં જુનું સત્યકબીર પંથીમાં આ મંદીર અસલથી જ છે. આ સંસ્થામાં મહાન પુરૂષો આજ સુધીમાં સત્તર (૧૭) સત્તર મહંતો થયા છે, તેમનાં નામ પણ જગત જાહેર છે, સદ્‌ગુરુ કબીર સાહેબની

આ સંસ્થાના નામે અમરધામ સત્યકબીર મંદીરના નામે ઓળખાય છે, શ્રી અમરદાસજી નામના એક મહન્ત શરૂઆતમાં પ્રગટ થયા હતા તેથી આ સંસ્થાનું નામ અમરધામ રાખવામાં આવ્યું છે, તેમને અસંખ્યો વાર ધન્યવાદ આપવામાં આવે છે, શ્રી સોળ મહંતોના પુણ્ય પ્રતાપથી તેમના અનેકો આશિર્વાદથી સતરમી પેઢીએ શ્રી મહંત શ્રીમયાદાસજી સાહેબ થયા તેમના વખતમાં મંદિર રીપેરીંગ થયું અને તેમણે ત્રણ હજાર સેવકોને ઉપદેશ આપી જાગૃત કરી સત્ય કબીર અમરધામમાં ઘણો જ મોટો એક સં. ૧૯૯૨ના વૈશાખ વદી ૩ ભારે ભંડારો કર્યો હતો તેમાં પોતે શ્રી શ્રી ૧૦૮ શ્રી હજુર સાહેબ ગ્રંથમણી નામ સાહેબ પોતે આચાર્ય ભંડારામાં આમત્રણથી પધાર્યા હતા તેથી તે ભંડારો ઘણો જ ઉત્સાહથી ઉજવાયો હતો, ખર્ચ પણ આસરે પાંચ હજાર રૂપીઆ થયા તેમાં પણ સેવકોએ મદદ પોહોંચાડી હતી, અને સં. ૧૯૯૬ ના વર્ષમાં આ સંસ્થાની જગા નામે કબીરવાડી ( મયદાસ કબીરાશ્રમ ) આસ્ટોડીઆ દરવાજા બહાર ગીતામંદિર પાસે ચંડોલાના રસ્તે આવેલી જગામાં જ્યાં (૧૬) મહંતોની સમાધીઓ મોજુદ છે તેમના પુણ્ય પ્રતાપથી તે જગામાં રૂ. ૬૦૦૦) ખર્ચ કરીને ( ૨ ) ધર્મશાળાઓ (૧) પરબડી તથા (૩) ધર્મશાળા બીજી વિગેરે બંધાવી સદ્ગુરુ કબીર સાહેબની પ્રેરણાવડે તૈયાર કરી છે, આ કાર્ય શ્રી પ્રેમધારી સેવક સોની ચીમનલાલ હરીલાલભાઈએ બંધાવનાર શ્રીમંતોને (સદ્ગૃહસ્થોને) ચેતાવવા માટે રાત દિવસ તેમને પોતાના ઘરનું કાર્ય છોડીને તન મન ધનથી આ સંસ્થાને મદદગાર થયા છે તેથી તેમણે અસંખ્યો વાર ધન્યવાદ આપવામાં આવે છે મીસ્ત્રી માધવલાલ દામોદરદાસ તથા મોદી ત્રીકમલાલ તથા સોની જીવણલાલ તથા શેઠ કચરાભાઈ લલ્લુભાઈ તથા શેઠ નહાનાભાઈ નારણભાઈ તથા સેવક ભાવસાર સકરચંદ ગુલાબચંદ તથા ગામડાના સેવક મોતીલાલ લાલદાસ તથા ડભોડા વડોદરાના સેવક પનાજી જયમલજી તથા નારદીપુરના પ્રજાપત ભકતો તથા સોની મોહનલાલ તથા ત્રીકમલાલ તથા ભાવસાર ઉમેદરામ વીગેરે તથા

કાંઠાના સેવક અમથા વીરા તથા સેધાવેંણા ગામ વડુના સેવક મગન-લાલ મુળચંદ સોની તથા ગામ ચીખોદ્રાના સેવક ભગવાનદાસ કલ્યાણ-દાસ તથા ગામ કારવણના સેવક પટેલ અંબાલાલ શંકરભાઈ વીગેરે તથા સુરતના સેવક રામજીભાઈ છગનલાલ તથા દલપતરામ વીગેરે તથા મુંબઈના સેવકો મીસ્ત્રી રેવારામ પીતાંમર તથા મોહનરામ વીગેરે ગામ ફલુના સેવક મગનલાલ ડુંગરસી પેઢામલીના સેવક પુરસોતમ મોદી તથા મગનરામ પચાલ માધવજી ભાવસાર કુંદેડાના સેવક રણ-છોડદાસ તથા કચરાભાઈ તથા માધવજી વીગેરે ગામ સારોલ્યના પ્રતાપસંગજી તથા દેવજીભાઈ કચ્છ વીથોણના સંત શ્રી ખેંગારદાસજી ગામ મોરખલાના પુરસોતમભાઈ લલ્લુભાઈ પટેલ કીલનપુરના ભક્ત મકનભાઈ કાળીદાસ પટેલ ગામ પાલુંદરાના સેવક શ્રી જવાનસંગજીની મંડળી ગામ લીચના સુથાર પરસોતમ ..નચંદ જોટાણાના રાવળ ભક્ત સેધારામ વીગેરે ગામ માડોધર સંત શ્રી લાલદાસજી તા. વાઘોડીઆ તથા મોતીદાસ વેરૂ ગામ તા. ભાલ. તથા શ્રી જોસી ધર્મશંકરભાઈ રહેવાસી પાલનપુર. જીલ્લે ગામ ભુતડી.

એ રીતે અસંખ્ય સેવકો આ સંસ્થાને તન મન ધનથી સેવાભાવી બન્યા છે, મુંબઈ પ્રાંત તથા તેના નાના શહેરોતથા તેના ગામડાઓમાં સદ્ગુરુ કબીર સાહેબની પૂર્ણકૃપા વડે તેમણે આશીર્વાદ આપવામાં આવે છે કે સર્વ સુખે રહો અને સદગતીની પ્રાપ્તિ કરવા કોશીશ કરવા સત્યસંગ કરતા રહે સાધુ સંતોના આશીર્વાદ કૃપા દષ્ટિવડે તેઓ સત્ય સુખ જે પરમ પદની પ્રાપ્તિ મેળવે.

(સાધુ સંતોને વિશ્રામ માટે રૂ. ૬૦૦૦) ખર્ચ કરીને "મયાદાસ કબીરાશ્રમ" બંધાવી આપનાર પ્રણધારી ભકતોને પરમાત્મા સુખી રાખો. તેમણી શુભ નામાવલી નીચે મુજબ.) આ સંસ્થા સાર્વજનીક રીતે છે માટે હરકોઈ મદદગાર થાય છે.

(૧) શેઠ અમૃતલાલ હરીલાલ કંદોઈ ઠેકાણું સાંકડીશેરીના નાકે અમદાવાદ

(૨) ભાવસાર ત્રીભોવનભાઈ રવીચંદભાઈ ઠે. પ્રભુગોકળની પોળમાં અમદાવાદ

(૩) શ્રી બાઇ વીજી ઉર્ફે સમરથ પરીખ મણીલાલ મગનલાલની વિધવા તે ગોવીંદ પુરસોતમવાળા ઠેકાણું માંડવીની પોળમાં હીરા ગાંધીની પોળ અમદાવાદ

(૪) કાળુપુર–ધનાસુતારની પોળ બહારના પંચના વહીવટ કરનારાઓ પંચાલ કેશવલાલ કહાનદાસ સુખડીઆ નારણદાસ ગીરધરલાલ તથા પંચાલ ગીરધરલાલ છોટાલાલ તથા ખમાર ભોગીલાલ ઝવેરભાઇ વીગેરે.

## બીજા મકાનો માટે ખાસ જરૂર છે.

( શિલા લેખ પણ કોટડીના બારણા પર આવશે. ) ઉપરની જે ધર્મશાળાઓ તૈયાર થઇ છે. પરંતુ તેને અંદર રહેનારાઓ સાધુ-સંતો તથા અભ્યાગતોને પોષણ માટે–આવક જરૂર જોઇએ કારણ કે વૃક્ષને મુળમાં પાણી સીંચાએ તો જ વૃક્ષ પ્રફુલિત રહે. તેવી રીતે તે ધર્મશાળાઓમાં લાંબી મુદત સુધી તેમાં ચાલુને માટે સંત સાધુઓનું પોષણ રહે તો ઘણું જ સારૂં–તેવા વિચારથી તે સંસ્થાના તરફથી છ (૬) કોટડીની રજા મેળવી છે તે બંધાવીને તેના ભાડાની આવક પણ તે સાધુસંતોના પોષણમાં જ વપરાય. તેથી સદગૃહસ્થોને (શ્રીમંતોને) ખબર આપવામાં આવે છે કે તે કાર્ય કરવા જે ભાઇઓની શ્રદ્ધા હોય તેમણે આવીને આ સંસ્થાની મુલાકાત લેશો, આ કાર્ય કરવા ખાસ જરૂરત છે, માટે જલદીથી આપજે ભાઇઓને વિચાર હોય તે અવશ્ય આપ પોતાની ફરજ બજાવવા કોશીશ કરશોજી, ફક્ત એક કોટડીના રૂ. ૫૦૦) ખર્ચ લાગે છે. આ (૬) કોટડીઓ વચ્ચે એક મોટો (મયાદાસ કબીરાશ્રમ) નામનો દરવાજો આવશે તેના પર કોટડીઓ બાંધી આપનારનું શુભ નામ શિલાલેખ પર આવશે.

સદ્ગુરુ કબીર સાહેબની સત્ય પારખ પ્રકાશ પદ પરખ નામ (સાર શબ્દ) સદબોધ રૂપી વચનની ધર્મશાળામાં રહેનાર સર્વ ભાઇઓ ! ( ચૈતન્યાત્મા ! ) એ સદ્બોધ આપ સર્વને મોક્ષ પદે પહોંચાડનાર છે, મોક્ષ પદ એટલે સ્વયંસ્વરૂપ પોતાના અસલ સ્વરૂપની પરખ (પરમપદ)ને પ્રાપ્ત કરવા વચનરૂપી ધર્મશાળા આપને રહેવા માટે મોજુદ છે.

# વેદ મતમાંથી સત્યનો સિદ્ધાન્ત તત્વસાર

પ્રકાશક:—**શ્રી શ્રી ૧૦૮ મહંત સાહેબ મયાદાસજી-અમદાવાદ**

ઠેકાણું: આસ્ટોડીઆ દરવાજા બહાર ગીતામંદિર પાસે

**મયાદાસ કબીરાશ્રમ—**

## હો જા અજર ? હો જા અમર ! !

( છન્દ ૧ )

જો મોક્ષ હૈ તૂ ચાહતા, વિષસમ વિષય તજ તાતરે !
આર્જવ ક્ષમા સંતોષ શમ, દમ પી સુધા દિન રાતરે !
સંસાર જલતી આગ હૈ, ઇસ આગસે ઝટ ભાગ કર !
આ શાન્ત શીતલ દેશમેં, હો જા અજર ! હો જા અમર !

( છન્દ ૨ ) તૂ-પાંચ તત્વથી અલગ છે.

પૃથિવી નહીં, જલભી નહીં, નહિં અગ્નિ તૂ નહિં હૈ પવન !
આકાશ ભી તૂ હૈ નહીં, તૂ નિત્ય હૈ ચૈતન્ય ધન !
ઈન પાંચકા સાક્ષી સદા, નિર્લેપ હૈ તૂ સર્વ પર !
નિજ રૂપકો પહિચાન કર, હો જા અજર ! હો જા અમર !

( છન્દ ૩ )

ચૈતન્યકો જાણ ભિન્ન તનસે, શાન્તિ સમ્યક પાયગા !
હોગા તુરત હી તૂ સુખી, સંસારસેં છુટ જાયગા !
આશ્રમ તથા વર્ણાદિકા, કિંચિત્ ન તૂ અભિમાન કર !
સમ્બન્ધ તજદે દેહસે, હો જા અજર ! હો જા અમર !

(છન્દ ૪) દુઃખ સુખથી તુ અલગ સાક્ષીરૂપ છે.

નહિ ધર્મ હૈ ન અધર્મ તુઝમેં, દુઃખ સુખ ભી લેશ ના !
હૈ યે સભી અજ્ઞાનમેં, કર્તાપના ભોક્તા પના !
તૂ એક દ્રષ્ટા સર્વકા, ઈસિ દૃશ્યસે હૈ દુરતર !
પહિચાન અપને આપકો, હો જા અજર ! હો જા અમર !

(છન્દ ૫) સન્તકો હાનિ લાભ સમાન હૈ

સંસાર વાહી બૈલ સમ, દિન રાત બોઝા ઢોય હૈ !
ત્યાગી તમાશા દેખતા, સુખસે જગે હૈ સોય હૈ !
સમચિત હ, સ્થિર બુદ્ધિ, કેવલ આત્મ અનુસન્ધાન હૈ !
તત્વજ્ઞ એસે ધીરકો, સબ હાનિ લાભ સમાન હૈ !

(છન્દ ૬) મત ભોગમેં આસક્ત હો !

તૃષ્ણા જહાઁ હોવે વહાઁહી, જાનલે સંસાર...........હૈ !
હોવે નહીં તૃષ્ણા જહાઁ, સંસાર કા સો પાર હૈ !
વરાગ્ય પક્કા ધાર કર, મત ભૂલ વિષયાસક્ત હો !
તૃષ્ણા ન કર હો જા સુખી, મત ભોગમેં આસક્ત હો !

(છન્દ ૭) તૃષ્ણાને છોડી દે ?

હૈ બન્ધ તૃષ્ણા માત્ર તૃષ્ણા ત્યાગ સુખકા મૂલ હૈ;
તૃષ્ણા ભયંકર વ્યાધિ હૈ, છેદે અનેકોં શૂલ હૈ.
દે–ત્યાગ તૃષ્ણા ભોગકી. નિજ આત્મમેં અનુરક્ત હો;
તૃષ્ણા ન ભજ, સંતોષ ભજ, મત ભોગમેં આસક્ત હો.

(છન્દ ૮) કોઈ પણ ભોગ કરવો નહીં

તૂ એક ચૈતન્ય શુદ્ધ હૈ, યહ દેહ જડ અપવિત્ર હૈ;
તૂ સત્ય સ્વયં સ્વરૂપ હૈ, એ વિશ્વ વંધ્યા પુત્ર હૈ.

પહિચાન કર તૂ આપકો, હે હંસ ! જીવન મુક્ત હો;
નહિ હૈ અધિક અબ જાનના, મત ભોગમેં આસક્ત હો.

(છન્દ ૯) હજારો દેહ તેં ધારણ કરી

ધારી હજારો દેહ, સુત દારા હજારો કર ચુકા;
હઁસતા રહા, રોતા રહા, સૌ વાર તનુધર મર ચુકા.
જહઁ જહઁ ગયા દુઃખહી સહા, અબતો ન વ્યાકુલ ચિત્તહો;
નિજરૂપમેં તલ્લીન હો, મત ભોગમેં આસક્ત હો.

(છન્દ ૧૦) ધિક્કાર છે તને કે શાન્તી ન મેળવી

ધિક્કાર હે ઉસ અર્થકો, ધિક્કાર હે ઉસ કર્મકો.
ધિક્કાર હે ઉસ કામકો, ધિક્કાર હે ભેદ ભર્મકો.
જીસસે ન હોવે શાન્તિ, ઉસ વ્યવહારમેં કયો સક્ત હો;
પુરુષાર્થ અંતિમ સિદ્ધ કર, મત ભોગમેં આસક્ત હો.

(છન્દ ૧૧) તારા નિજ સ્વસ્વરૂપને પરખી લે

મન કર્મ વાણીસે તથા, સબ કર્મ હે તુ કર ચુકા;
ઉંચા ગયા સ્વર્ગાદિમેં, પાતાલમેં ભી ગીર ચુકા.
અબ કર્મ કરના છોડ દે, ભોલા ! ન દેહા સક્ત હો;
આસક્ત હો સ્વસ્વરૂપમેં, મત ભોગમેં આસક્ત હો.

(છન્દ ૧૨) તુ-નિર્લેપ થઇ જા.

સુખ દુઃખ ઔર જીવન મરણ, સબ કર્મકે આધીન હૈ;
એસા જીસે નિશ્ચય હુઆ, હોતા નહિં ફેર દીન હે.
જો ભોગ આતે ભોગતા, હોતા ન ભોગાસક્ત હૈ.
નિર્લેપ રહતા કર્મસે, હોતા તુરત હી શાન્ત હૈ.

( છન્દ ૧૩ ) ચિત્તસ્થિર કર

કાયીક ક્રિયાએ ત્યાગ દે, વાચિક ક્રિયાએ છોડ દે;
સંકલ્પ કરના ચિત્તકા, વ્યવહાર સમ્યક્ તોડ દે.
જબ ચિત્ત થિરતા પાયહ્, સંસાર સબ હટ જાય હૈ;
સાક્ષી સ્વયં રહ જાય તબ, નિજ આત્મમેં ડટ જાયહૈ.

( છન્દ ૧૪ ) તારા અસલપદ જે ચૈતન્યાત્મામાં ડટ જાવો

મન બુદ્ધિસે મૈં હું પરે, નહિ ધ્યાન ધ્યાતા ધ્યેય મૈં;
નિષ્કામ નિસ્સંકલ્પ હું, નહિં જ્ઞાન જ્ઞાતા જ્ઞેય મેં.
એસે નિરંતર મનનસે, ભ્રમભેદ સબ મિટ જાયગા;
સબ કામના નિર્મૂલ હો, નિજ આત્મમેં ડટ જાય હૈ.

( છન્દ ૧૫ ) તારામાં કંઇપણ ડર નથી.

યહ દેહ ઠહરે કલ્પ તક, યા આજ ઉસકા અન્તહો;
તેરા ન કુછ બિગડે બને, યહ જાન કર નિશ્ચિન્ત હો.
દિન રાત તુઝમેં હૈ નહીં, નાંહી સવેરા શામ હૈ;
તૂ કાલકા ભી કાલ હૈ, ફિર સોચકા કયા કામ હૈ.

( છન્દ ૧૬ ) ધ્યાન કોણું ધરવું ?

મત ધ્યાન કર કુછ હૃદયમેં, સર્વત્ર તજ દે ધ્યાન તૂ;
આત્મા સદા હૈ મુક્ત તૂ, ફિર કયા કરે હૈ ધ્યાન તૂ.
જબ દૂસરા હૈહી નહીં, તો સર્વથા મૌનત્વ હૈ;
ભોલા ! સુખી હો શાન્ત હો, અદ્વૈત હૈ એકત્વ હૈ.

( છન્દ ૧૭) ભેદ રહિત થઈ જા.

વર્ષોતક લાખોં ભલે હીં શાસ્ત્રો તૂ સુનતા રહે;
પઢતા રહે યા રાત દિન, ઉપદેશ ભી કરતા રહે.

જબતક બના હૈ ભેદ 'મૈં' તૂ, ભય ન તબતક જાયગા;
જબભેદ સબ મિટ જાયગા, તબ શાન્તિ અક્ષય પાયગા.

(છન્દ ૧૮) વાસનાનો ત્યાગ કર

ભોગે ભલે બહુ ભોગ, નાના કર્મ આચરતા રહે;
અથવા સમાધી પર સમાધી, લાખ તૂ કરતા રહે.
જબતક રહેગી વાસના, બંધન ન તેરા જાયગા;
નિર્વાસના હો જાયગા, તબ શાન્તિ અક્ષય પાયગા.

(છન્દ ૧૯) સર્વ કરી ચુકા હવે સ્થિર થા.

હોતા જહૌંપર મોહ હૈ, ભય શોક હોતે હૈ વહાં;
રહતા નહીં જહાં મોહ હૈ, ભય શોક નહિં આતે તહાં.
નિર્મોહ જો નર હો ગયા, સંસારસે સો તર ચુકા;
કરના ઉસે નહિં શેષ હૈ, સબ કરચુકા! સબકર ચુકા.

# મ્હારા બે બોલ

## (ચરનરજકી મહિમા)

ભેખવર્ગ ? (સાધુ સમાજ) ? આપને અનેક વાર ધન્યવાદ આપવામાં આવે છે કે આપના ચરણ કમળના રજને અનંતો યુગોથી ઇંદ્ર અને બ્રહ્મા વિષ્ણુ રામ કૃષ્ણ શિવ ગોરખ દતાત્રેય વાશિષ્ટ વાલ્મીકજી વિશ્વામીત્ર એવા ઋષી મુનિઓ દેવતાઓ પણ ચાહી રહ્યા છે.

## ભૂલથી આજે જ પાછા ભાગો

વાંચક વર્ગને ખબર આપું છું કે સર્વ કોઈ સત્ય વચનથી ચાલી પોતાની સત્ય નીતી નિયમોથી જીંદગીને ગુજારવા પ્રયત્ન

કરવો જોઈએ. ગાફિલ થઇ કેટલાક લોકો કામાન્ધ થનારાઓને શીખામણ આપવામાં આવે છે કે હે મીથ્યાભીમાનીઓ ? શું મિથ્યા સુખમાં નર્કાદિના કીડા બનવું એ આપને શું શોભા આપે છે ! જરાક ખ્યાલ અંતરમાં વિચારો, જેનું અનાજ ખાઓ છો ત્યાં જઈ તમારે દાણે દાણે જન્મ લેઈ દેવું પુરૂં કરવું પડશે, ત્યાં તમારૂં મનમત કામ આવશે નહીં, ત્યાં કંઈ વકીલ બાલેસ્ટર-કરી જુઠા કામને સાચો મનાવા પ્રયત્ન નહીં ચાલે, માટે આ હમારા બે બોલને પોતાની અંદર કોતરી રાખો ? પોતાનું કૃત્ય પોતે તો પુર્ણ રીતે જાણો છો, તમારો આત્મા તમારી શું શાક્ષી આપે છે; તેની પહિચાણ કરો. સત્યને અનુસરી અંતરની મનોવાસના મોહાદિકને દૂર કરી કરેલ કર્મોને જલદી પતાવી લેવા પ્રયત્ન કરો, તમારો અંતરાત્મા જ્યાં હશો ત્યાં સાક્ષી ભૂત સત્ય વાત કરશે અને તમારા કરેલા ખોટા ખરા કર્મનો બદલો પોતાને જ ભોગવવો પડશે જ.

## (જગતમાં બે વિભાગો અનાદિથી જ છે)

સત્ય-અને અસત્ય, ચેતન્ય અને જડ, પુણ્ય-અને પાપ, સાચ-જુઠ, ધર્મ-કર્મ; સ્વર્ગ-નર્ક, દેવ-મનુષ્ય, ગુરુ-શિષ્ય, વાણી અને ખાની, જ્ઞાન-અને અજ્ઞાન, સુખ-અને દુઃખ, એવા અનેક પ્રકારે બેઉ વર્ગ ચાલ્યા આવે છે, તાત્પ્રીય એ છે કે જગત્ અનાદિથી છે. તેને સત્યસંગ દ્વારાએ પરખીને એક સત્યને જ અનુસરી ચાલનારાઓ હંસજનો કહેવાય છે, બાકી તો લબાડી મનુષ્યો તો ઘણા જ હોય તેમાં શું વળ્યું ?—

(સાખી)

**જબ એકના જાનીઆ, તો બહુ જાણે કયા હોય;**
**એકસે સબ કછુ હોત હૈ, સબસેં એક ન હોય.**

અમદાવાદ આસ્ટોડીઆ દરવાજા બહાર ગીતામંદિરથી
આગળ મયાદાસ કબીરાશ્રમમાં

## સત્ય કબીર અમરધામ

# સસ્તું સાહિત્ય ખોલ્યું છે

આ સંસ્થામાં પ્રગટ થતાં પુસ્તકો મંગાવનાર જલદિ મંગાવશો કારણ કે—પછીથી મળવાં મુશ્કેલ છે. આ અમરધામમાં ઓછામાં ઓછાં પાંત્રીશ જાતનાં અઢી લાખને આસરે પુસ્તકો તૈયાર કર્યા છે. તદ્દન ગુજરાતી ભાષાના આત્મજ્ઞાન તત્ત્વજ્ઞાન જેમ ફુલમાંથી અત્તર કહાડે કે તેવી રીતે તમામ પુસ્તકોમાંથી શોધન કરી સત્ય સિદ્ધાન્ત જ આ પુસ્તકોમાં લઈ પ્રકટ કરેલાં છે. વાંચવાવાળાને શ્રવણ મનન નિદિધ્યાશ કરવાથી તેને સહેજમાં મુક્તપદ મળી શકશે.



## "કબીરપંથી ગુજરાતી પુસ્તકો ઘેર ઘેર વંચાય છે."

**રૂ.૨૫)નાં પુસ્તકો સાથે લેનારને એક રૂપીએ ચાર આના કમીશન મળે છે.**

સર્વોપયોગી તત્ત્વજ્ઞાન પારખ પ્રકાશજ્ઞાન મુક્તપદ માટેજ

**(થોડા ટાઈમ માટે જ ભાવ ઘટાડ્યા છે માટે જલદિ મંગાવા ભલામણ છે.)**

**સંત મયાદાસ રચિત પુસ્તકો તદ્દન આત્મજ્ઞાનથી ભરપુર**

| અ. નં. | પુસ્તકનું નામ | પૃષ્ટ | કિંમત |
|---|---|---|---|
| ૧ | બીજક ગ્રંથ વિશ્વકલ્યાણ માટે ટીકા સાથે | ૮૦૦ | ૩—૦—૦ |
| ૨ | બીજક ગ્રંથ વિશ્વકલ્યાણ માટે ટીકા સાથે | ૧૬૦ | ૦—૪—૦ |
| ૩ | સત્ય કબીર વચનામૃત ભાગ ૧ લો | ૩૨૦ | ૧—૪—૦ |
| ૪ | સત્ય શોધન બોધ ગુરૂગમ કુંચી | ૨૦૦ | ૧—૦—૦ |
| ૫ | સ્વદેશી ચૈતન્ય ધર્મ પ્રકાશ પત્રિકા | ૩૨ | ૦—૦—૬ |
| ૬ | રામચંદ્રજીની મુક્ત દશા વૈરાગ્ય વર્ણન | ૬૪ | ૦—૪—૦ |
| ૭ | ભરત રાજાનું આખ્યાન | ૮૦ | ૦—૪—૦ |

| | | | |
|---|---|---|---|
| ૮ | વિદેહ મુક્ત ગુરૂગમ ગીતા | ૧૦૦ | ૦–૪–૦ |
| ૯ | મયાદાસ મોહજીતની કથા | ૧૦૦ | ૦–૪–૦ |
| ૧૦ | શ્રી સુબોધિની વાર્તા | ૧૦૦ | ૦–૪–૦ |
| ૧૧ | સત્ય કબીર નિરંજનની ગોષ્ટિ | ૩૨ | ૦–૧–૦ |
| ૧૨ | માયાને ફિટકાર | ૧૦૦ | ૦–૪–૦ |
| ૧૩ | સાચી મુક્તિનો સત્ય પંથ | ૧૦૦ | ૦–૪–૦ |
| ૧૪ | સંત સમાજની ભજનાવળી | ૧૦૦ | ૦–૮–૦ |
| ૧૫ | પ્રત્યક્ષ પ્રભુ જોવાનો પ્રયોગ | ૧૦૦ | ૦–૪–૦ |
| ૧૬ | સત્ રામાયણ | ૬૪ | ૦–૨–૦ |
| ૧૭ | સુરતીના વિવાહ | ૪૮ | ૦–૨–૦ |
| ૧૮ | આત્મ વિલાસ | ૮૦૦ | ૧–૦–૦ |
| ૧૯ | ચૈતન્ય નિરૂપણ | ૧૧૨ | ૦–૪–૦ |
| ૨૦ | મોક્ષાર્થે પચાસ વાતો | ૧૧૨ | ૦–૪–૦ |
| ૨૧ | અંધોનો ગુરૂ પંથનો પીર | ૮ | ૦–૦–૩ |
| ૨૨ | વેદોથી પણ ઉપરાંત હકીકત | ૮૦ | ૦–૪–૦ |
| ૨૩ | આનંદ આરતી ચૌકા વિધિ અને શિક્ષાપત્રી | ૮૦ | ૦–૪–૦ |
| ૨૪ | સત્ય કબીર વચનામૃત ભાગ ૨ જો | ૨૬૦ | ૧–૦–૦ |
| ૨૫ | મયાદાસ કબીર ભજનાવળી | ૬૪ | ૦–૪–૦ |
| ૨૬ | પુનેમ મહાત્મ્ય જ્ઞાન સરોદા જંજીરા | ૬૪ | ૦–૪–૦ |
| ૨૭ | મયાદાસજીનું જીવન ચારિત્ર | ૬૪ | ૦–૪–૦ |
| ૨૮ | જગતના જીવોને સાચી ચેતવણી | ૨૦૦ | ૧–૦–૦ |
| ૨૯ | દામોદર સાહેબની વચન સિદ્ધિ | ૬૪ | ૦–૪–૦ |
| ૩૦ | પાંચ વર્ષમાં ઉથલપાથલ | ૮ | ૦–૦–૩ |
| ૩૧ | મહાન પુરૂષોનો મૂળ સિદ્ધાન્ત | ૬૪ | ૦–૪–૦ |
| ૩૨ | યોગ વશિષ્ઠ ગુજરાતી અને બીજકસાર સિદ્ધાન્ત | ૬૪ | ૦–૪–૦ |
| ૩૩ | ગાફિલ મુસાફર કેમ ઠગાયો તેની વાર્તા | ૬૪ | ૦–૪–૦ |
| ૩૪ | સત્ય લોકની નીસરણી ભાગ ૨–૩–૪ | ૨૬૬ | ૦–૫–૦ |
| ૩૫ | બીજકસિદ્ધાન્ત અને નિર્ણયસાર | ૬૪ | ૦–૪–૦ |

મળવાનું ઠેકાણું:—આસ્ટોડીઆ દરવાજા બહાર ગીતામંદિરથી આગળ

**મયાદાસ કબીરાશ્રમ–અમદાવાદ.**

**આદિત્ય મુદ્રણાલય • રાયખડ, અમદાવાદ.**

'શ્રી સત્ય નામ' સદ્‌ગુરુવેનમઃ

# "પ્રત્યક્ષ પ્રમાણુ પારખજ્ઞાનની પત્રિકા"

(સાખી)

સર્વો પરે સદ્‌ગુરુ હૈ, સબકે જીવન આપ;
પ્રથમ વંદના તાહિકો, નાશ હોય સબ પાપ.
રામકૃષ્ણુસે કો બડે, ઉનહુને ગુરુ કીન;
તિન લોકકે વે ધની, સો ગુરુ આગે આધિન.

'ગીતાજીનું પ્રમાણુ' 'જરાક ધ્યાનમાં લેશો.'

અ-૪-શ્લોક ૭-૮

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
अभ्युत्थानम धर्मस्य तदाऽऽत्मानंसृजाम्यहम् ॥
परित्राणायसाधूनां विनाशाय च दुष्कृताम् ॥
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

જગતમાં જ્યારે જ્યારે ધર્મની હાની થાય છે, ત્યારે કોઈ સત્ય પુરુષ (મહાન પુરુષ) પ્રગટ થાય છે, સત્ય ધર્મની ઉન્નતિ કરી જગત્-ભરમાં અંધકાર (અજ્ઞાનની હાલતનો) નાશ કરે છે. તેવા ધર્મવીર પુરુષો સમયપર પ્રગટ થયેલા સંત શ્રી કબીર સાહેબ સદ્‌ગુરુએ કાશીમાં શ્રી રામાનંદ સ્વામીજીને ચેતાવ્યા તથા મહાન શ્રી પંડિતજી સર્વાજીતને ચેતાવ્યા તથા શ્રી ધર્મદાસજી શ્રીમંત વાણીઆ ને તથા સુલતાન શાહ (બાદશાહ) વિગેરેને ચેતાવ્યા. એવી રીતે અસંખ્ય જનોને સદ્‌ગતી પહોંચાડવા સત્યનો ડંકો વગાડીને હિન્દુ અને મુસલમાન એ બેઉને તદ્દન નિર્પક્ષ સદ્‌બોધ આપવા પ્રયત્ન કરી અસંખ્ય જનોને સત્યને માર્ગે લાવ્યા હતા. તે ધર્મવીર પુરુષ યુગો યુગ પ્રગટ થઈ ભુલેલા જીવોને સત્ય નામ મંત્ર આપી મુક્ત કરે છે, ત્રેતા યુગમાં લક્ષ્મણજીને તથા હનુમાનજીને તથા મંદોદરી વિગેરેને ચેતાવી મુક્ત કર્યા હતા. તે પ્રમાણ જેને જોવા ઇચ્છા હોય તેઓ 'લક્ષ્મણબોધ' નામનો ગ્રંથ વાંચી લેશો. (**નિર્ણય સાર ગ્રંથનું પ્રમાણ**) સંતપૂર્ણ સાહેબ રચીત બુરહાનપુરવાસી

**શિષ્ય પ્રશ્ન—** (દોહા)

કાલ કર્મ ઔ કર્તા, કૌન જમાપર ઠહરાય;
યોગ સાંખ્ય વેદાંતમત, કહહુ સકલ નિરૂવાર.

(ગુરુ ઉત્તર)—

કહહિ કબીર સુનુ શિષ્ય સયાના, યહ સબ ભરમજાલ વિધિનાના;
જીવ જમા એક સાંચ હે ભાઈ, ઔરોં સબૈ ખર્ચ ઠહરાઈ.
જીવહિ બ્રહ્મઆત્મા હોઇ, જીવહિ યોગ કરે સબકોઈ;
જીવહિ કર્તા કર્મ બનાવે, જીવહિ કાલ સમય ઠહરાવે.
ચાર વેદઔ નાના બાની, કલ્પિ કલ્પિ સબ જીવઉત્પાની;
જેતે સિદ્ધાન્ત ભયે જગ સોઇ, સો સબ ભાસ જીવકો હોઈ.
જીવ જમા નહિં હોઇ ભાઈ, સબ સિદ્ધાન્ત કૌન ઠહરાઇ;
(દોહા) કહહિં કબીર વિચારીકે, યે નિર્ણય પરમાન;
જીવ જમા જાને વિના, સબૈ ખર્ચમેં જાન.

(**ભાવાર્થ**) જગત્‌માં અનેક પ્રકારની વાણી થઈ છે, તે તમામ એ મનુષ્યે પોતાની કલ્પનાવડે બનાવી છે, પરંતુ તે વાણીની પારખ વિના જીવો અધોગતીને પહોંચ્યા.

**'ગ્રંથ વેદાન્ત છંદાવળી' (પ્રમાણ) ભેદ રહિત થઈ જા ??**

છન્દ—વર્ષોતક લાખોં ભલે હીં, શાસ્ત્રો તૂ સુનતા રહે;
પઢતા રહે યા રાત દિન; ઉપદેશભી કરતા રહે.
જબ તક બના હૈ ભેદ 'મૈં', તૂ', ભય ન તબતક જાયગા;
જબ ભેદ સબ મિટ જાયગા, તબ શાન્તિ અક્ષય પાયગા.

(ખાસ ભલામણ)

(**ભાવાર્થ**) પારખ પ્રકાશજ્ઞાન (સ્વયંસ્વરૂપનું જ્ઞાન) થયા વિના મોટા મોટા પણ ચૌરાસીમાં ગયા, માટે સૌ કોઈએ પારખ જ્ઞાનને પ્રાપ્ત કરવા પારખ નિષ્ટ સંતોની સાથે હમેશા સત્સંગ કરતા રહેવું.
'મૈં' તું—એટલે આ મ્હારૂ છે એ તારૂ છે એવો પક્ષ જ્યારે અંતઃકરણમાંથી છૂટે અને નિર્પક્ષ જ્યારે થાય, આ મ્હારો પંથ અને એ બીજાનો પંથ એવો ભર્મ છૂટે ત્યારે પોતાનું નિજ પદ પરખાય તો જીવ મુક્ત પદે પહોંચી શકે.

# "પાંચ વર્ષનો વર્તારો"

## સંવત ૧૯૯૬-૯૭નો વર્તારો

પુરૂષ પ્રશ્ન પૂછન લગા માયાસે કર જોર
ઈસ્વીસન ચાલીસકી વિગત બતાવો મોય ૧
માયા મમતા મહૂ બઢે, માયા કહે વિચાર
ઈસ્વીસન ચાલીસમેં, દુઃખ હોય અપરંપાર ૨
પૌસ માસમેં માવઠા, સાગે વગે વિચાર,
ગુજરાતીર નમૂનિયોં, બૂઢાં તણો સંહાર. ૩
માઘ ભાગ્ય વ્યાપારકો, અન્નમેં દૂણાં હોય,
રણદેવી ગરજે ઘણી, લડ કર મરે ન કોય. ૪
ફાગણ બદલે પૈતરા, ફિરવા ચલે ફુંફાર,
રશ કશમેં તેજી ઘણી, જગમેં હાહાકાર. ૫
ચૈત્રી શાન્ત સત્તાણુ ઓ, સૌખ્ય સુખદ વ્યાપાર,
ઘટબઢ ઔર મંદી અધિક, ચૈત્ર ચતુર ચકચાર ૬
કાલા બાદલ આંધલા, ભર વૈશાખાં માંહી,
ધૂલ ઉડાવે દૂરસેં પાણી ટપકે નાંહી. ૭
જેઠ ઝપટ તેજી ચલે, ઝટપટ બઢે વિપાર.
રાજનીતિ ખટપટ ચલે, રણકી હાહાકાર ૮
આંગ્લ દેશ અલખામણો, નિતપ્રતિપ્રજા ઉદાસ
ભારત સુખી અષાઢમેં, અંધશ્રદ્ધાકો વિનાશ, ૯
શ્રાવણ સૂકો ના રહે, એક દેશ રહ જાય.
ઘટા બઢી કો યોગ હે, પશુધન તેજ બિકાય, ૧૦
ભાદો ભાવ વધારણૂ, રશ કશ મીલે ન મોલ.
ખેંચાતાણુ વર્ષા કરે. બાદલ ગોલ મટોલ, ૧૧
આસો જાંકાતાવડા, તેજીકી ભણકાર.
રોગી દુઃખીદિન જન જહઁ તહઁ કરે પુકાર, ૧૨

કાતી કાચી ચીજ સભ, માંઘે મોલ વિકાય
રાજો'કા દુઃખ દુર હો, પ્રજા બહુત હરખાય. ૧૩
માર્ગશીર્ષ ચાંદી તણો, તેજી કો વ્યાપાર,
સાખ સવાયા મોલસે, બૌરા વિણજ ઉધાર. ૧૪
માયા કા સંદેશ સુન, પુરૂષ રહા મુસુકાય,
ગઉ પ્રજા કે ભાગ્ય સી, હૈ ઘનશ્યામ સહાય. ૧૫

# જીવશે તેજ જોશે ?

પાંચ વર્ષમાં સત્યયુગ બેસવાનો છે એવી રીતે લોકો અફવા ઉડાવે છે તે તદન ખોટું છે હજુ ઘણાં વર્ષ બાકી છે. પરંતુ જાગૃત રહેવું કળીકાળ હળાહળ વ્યાપવાનો છે.

સમયપર રાત્રી મટી દિવસ થાય છે, તેમજ કળિયુગ મટીને સમયપર સતયુગ થવાનો છે. સર્વ મનુષ્યો-જેને ધર્મ નિયમ સદ્દગતી માટે જે જે સદ્દ કાર્ય કરવું હોય તેને કરવા માટે આળસુ બની બેસી રહેવું નહિ. આ પાંચ વર્ષમાં ભારે ઉથલ પાથલ થશે, સર્વ મનુષ્યો દુઃખ સાગરમાં ડુબી જશે. કળિયુગ નામ મનુષ્યોની અંદર ફેરફાર થવાનું કારણ જે અજ્ઞાન હાલત દુષ્ટ બુદ્ધિ થવાથી કુસંપ-ઈર્ષાભાવ-લોભવૃત્તિ, કામાદિ વિષયાસક્તમાં પ્રવિણ દયાથી રહિત બીજાઓના પૈસા પોતાને હવાલે કરવા બીજાઓની સ્ત્રી પર મોહ દૃષ્ટિ આળસમાં હમેશાં પડયા રહેવું. ધર્મ ધ્યાનથી દુર રહેવું મોટાઓએ મોટાઈનું બળ વાપરી બીજાઓને દુઃખી કરવા, રાજાઓએ બીજા રાજાઓની રાજધાની પર ડખલ કરી તે રાજ્ય પોતાને હવાલે કરવા પ્રયત્નો કરવા. લાખો મનુષ્યોનો સંહાર થાય, એવી હીંસા કરનારાઓ કળિકાળમાં વિશેષ નિપજ છે. કળિયુગમાં ઠગ લોકો ખોટા ડોળ કરીને તમોને લોભમાં નાંખી ચાંદી સોનું બનાવાના કીમીયાના બાંના કહાડી તમારા પૈસાની પાયમાલી કરાવશે, તથા હાથેળીમાં પ્રભુ બતાવી તમારૂં તન મન ધન છીણવી લેશે, માટે માયાવિ પ્રપંચ વાણીમાં ભૂલાશો નહિ.

એક સારો દેશ પ્રલય થઈ જશે, એવી રીતે આ પાંચ વર્ષ સં. ૧૯૯૬થી ૨૦૦૦ સુધીમાં ભારે ફેરફાર (ઉથલ પાથલ) થવા સંભવ છે. હે ભાઇઓ! વાંચનવર્ગ !! ખાસ ધ્યાનમાં લઈ જેટલું બને તેટલું સદ્દકાર્ય કરવા આ પાંચ વર્ષમાં ભુલવું નહીં. સત્ય પંથ ચલાવી જીવોને સત્યના રસ્તે લાવવા સત્ય પુરૂષ પ્રગટ થશે, તાત્પર્ય એ છે કે સર્વના મનને સત્યબુદ્ધિ સત્ય-જ્ઞાનની પ્રાપ્તિ પોતાના અંતઃકરણમાં સત્ય દયા, ક્ષમા, ધિરજ, વિચાર, વિવેક, વૈરાગ્ય, ગુરુભક્તિ એવી રીતે પ્રગટ થશે તેનું નામ સત્યપુરુષ પ્રગટ થવાના સમયે સર્વમાં સંતોષ બુદ્ધિ ફેલાશે, કુકર્મથી સૌ કોઈ દુર રહે છે,

---

# "આગમ વાણી"

આગમ વાણી ભવિષ્ય સાંભળો, અંતરમાં રાખો જાણી;
કળિયુગ જાશે સત્ય આવશે, રહેશે નહીં જગમાં ખામી. ૧
પાપ જશેને સત્ય રહેવાનું, અંધકાર જાશે નાશી;
સતીઆ મનુષ્ય સત્ય દેખશે, પાપીડા નર્કના વાસી. ૨
છનું સતાણું વર્ષો ઓછી, કોઈ દેશ ડૂબી જાવા;
ભૂકંપ ભારે થઈ જાશે, રહેશે નહી પાણી પાવા. ૩
માલમતામાં મન છોડીને, સદ્દગુરુ ચરણે જાઓ વહેલા;
ધર્મ નિયમમાં મન પરોવી, દાન પૂણ્યમાં થાઓ પહેલા. ૪
જો હોય પૈસા તુમ પાસે, પરમાર્થમાં દ્યો નાખી;
નથી હાથ રહેવાનું કોઈને, સદ્દગુરુ સંતો કહે ભાખી. ૫
રોગચાળો ચાલે અપાર, પ્રાણ જવાનો એ પહોરો;
દુઃખી જીવન મનુષ્ય કેરૂં, સત્યની સાથે ચિત્ત જોરો. ૬
અઢાર વર્ણ એક થઇ જાશે, સતિ સ્ત્રી લજ્જા લોપે;
બ્રાહ્મણ લેશે શુદ્ર કન્યા, લગ્ન કરશે જઈ પાતે. ૭
કળિકાળની એ નિશાની, નહિ રહે દિલમાં દયા;
હાય હાય જગતમાં ભારે, દુઃખ કોઈએ નહિ જાય સહ્યાં. ૮

હિંસા થાય ત્યાં ધર્મ માનશે, સત્યધર્મ નહિ જાય શોધ્યું;
કથા પણ હિંસક વાદિની, પારખજ્ઞાન નહિ જાય બોધ્યુ. ૯
ધર્મ અધર્મની પારખ નહીં જ્યાં, પાપ પૂણ્ય સમજે નાહિં;
દેવી આગળ બકરા કાપે, કર્મ અકર્મ કરતા જાઈ. ૧૦
કળિકાળ કપટથી ભરીઓ, સત્યધર્મ જાણે નાહીં;
અજ્ઞાના અંધકારથી ભરીઓ, પાખંડ પંથ પ્રપંચ લાઈ. ૧૧
લાખોપતિ લોભી થઈ બેઠા, ગરીબોનાં ગળાં કાપે;
પઢયા પંડિતો માનપાનમાં, જનભ્રમિત ઉપદેશ આપે. ૧૨
દશ વર્ષની સ્ત્રી ગર્ભ ધરશે, પાપી પ્રજા બહુ થાશે;
આયુષ્ય ઝાઝું પચાશ કેરૂં, દુ:ખીજન બહુ રીબાશે. ૧૩
સટ્ટા કરશે છાનામાના, કીર્તિ જશે સહુ નાશી;
ભણ્યાગણ્યા પણ ભેદ નહીં પાવે, કયાંથી હોય સત્યપદવાશી? ૧૪
સાલ અઠાણું અવળી ચાલે, સાધુજન ધન સંઘરશે;
વેપાર કરશે વૈરાગી થઈ, નોકરી કરીને પેટ ભરશે. ૧૫
બ્રાહ્મણ બ્રહ્મવિદ્યા નહિ જાણે, ધર્મત્યાગી નોકર થાશે;
ઉંચપણું ગુમાવી બેઠા, નીચ ઘરનું જળઅન્ન ખાશે. ૧૬
સટ્ટા કરશે ભારે શેઠીઆ, દેવાળે ડુબી જાશે;
વિનામરણ મરવાને માટે, અફિમ ઘોળીને ખાશે. ૧૭
શરમ નહિં ત્યાં શોધી મળશે, બેશરમી બુદ્ધિ વિના;
નિર્લજ નફ્ટ નકટા જેવા, માયા મીલકત આધિના. ૧૮
અન્ન મળે પણ પુત્ર વિનાના, પુત્ર વિના કંઇ મરવાના;
પુત્ર હશે ત્યાં અન્ન ના મળશે, કળિકાળના પરમાણા. ૧૯
નારી વિના કંઈ નર ટળવળશે, નારીને નર નહિ મળશે;
કળિકાળ દુ:ખી દુનિયામાં, ત્રાહ ત્રાહ બહુ જન કરશે. ૨૦
અન્ન વિના કઈ રખડી મરશે, ઘાસ વિના મરશે ગાયો;
ઈશ્વર જે સૃષ્ટિનો માલીક, સ્વપ્ને પણ નહિ કોઇ પાયો. ૨૧
સર્વવ્યાપક ઈશ્વર માન્યો, કંઇ જગાથી નહિ ખાલી;
એ સિદ્ધાન્તો વેદ મતના, ભર્મિત લોક બેઠા ઝાલી. ૨૨

સત્ય સિદ્ધાન્ત છે પોતે ચૈતન્ય, પ્રત્યક્ષ જાણો પરમાણા;
કળિકાળના જીવ અવળાઓ, સત્ય પંથે નહિં ચઢવાના. ૨૩

સત્ય વસ્તુ જે ચૈતન્ય અસલ, કળિકાળ મનનો વાસી;
મનુષ્ય માત્રનું મન હરવાને, બુદ્ધિ સૌની ગઈ નાશી. ૨૪

કાળપુરુષ જે નિરંજન છે, બાંધ્યા સર્વને એક રાસી;
સત્ય સંગત ભાવે નહિ જનને, માયા જન બન્યો દાશી. ૨૫

વિદ્યા છે પણ વિચાર વિના, જ્ઞાન ગયું છે આકાશે;
વૈરાગ્ય વેગળો જઈને બેઠો, સત્યસંગ આવે કેમ પાશે. ૨૬

મોટા મોટા ડોળ કરીને, વૈરાગી ધન સંઘરશે;
અજ્ઞાની જીવ મળે ન બુદ્ધિ, ગાડર પેઠે જઈ મરશે. ૨૭

માયાવિદ્યા ભર્મોપદેસે, પોતાનું ધન વાપરશે;
સત્ય ચૈતન્ય પરખાવે સાધુ, ત્યાંથી જન ભાગ્યા ફરશે. ૨૮

સત્ય અસત્ય પારખ નહિ જ્યાં, મુક્તિપદ ક્યાંથી મળશે;
રખડી રખડી જાય નર્કમાં, ચૌરાશી જન્મ ધરશે. ૨૯

## ( હવે સત્યમાર્ગ ચાલશે. )

મોટા મોટા મુનિવર લોકો, કાંકરીઆ પાસે રહે છે;
મહીમા વધશે મહાપુરુષનો, સુજ્ઞાની સંતો કહેશે. ૩૦

અમદાવાદમાં અસલ ધર્મ જે, સત્યપંથ પ્રગટ થાશે;
પ્રપંચવાણી પ્રલય જાશે, સત્યની વાણી સૌ ગાશે. ૩૧

પારખ જ્ઞાન સત્ય પ્રગટ થાશે, અનુમાન ભર્મ જાશે છુટી;
સત્ય વાણીને સત્ય એંધાણી, જગમાં રહે છે તે ખુટી. ૩૨

સત્ય પંથ ધારા છે અમૃતની, ઘેર ઘેર મંગળ ગાશે;
શોભા વધશે સત્ય પુરુષની, સત્ય રાજ્ય જ્યાં વર્તાશે. ૩૩

આલમનામ જગતનું સાચુ, જગથી આલમ નહિં ન્યારો;
આલમ દુનિયા સત્ય ચાલશે, સત્ય પંથ જાણો બહુ સારો. ૩૪

કળિયુગ કામ કપટનું જાણો, સત્યધર્મની બહુ ખામી;
કળિયુગનાશ કરવાને પ્રગટે, સત્યપુરુષ સંત બહુ નામી. ૩૫

રાત દિવસ રટું સદ્ગુરુને, સત્યસંગમાં હવે નહી બાકી;
કૃપા જગત જીવો પર કરશે, કસર ખોટ હવે નહિં રાખી. ૩૬

વાંચનવર્ગ વાંચી વિચારો, સત્યપંથેહવે જઈ ભળશો,
દુઃખ જગતનું દાવાનળ જે, મૂળ સહિતથી પરિહરશો. ૩૭
જગતજનના સુખ સાટે, સદ્ગુરુને રટવા માટે;
સર્વ જીવોનું ભલું ઈચ્છવા, હરદમ ચાલું સત્ય વાટે. ૩૮
મ્હારા ગુરુ પારખ જ્ઞાન આપ્યું, તેને હરદમ રહું જંખી;
અસ્માન બુંદ પીવાને માટે, જેમ પપૈયા રટે પંખી. ૩૯
શુદ્ધબુદ્ધિ હરદમ રાખીને, ગાવે જ્ઞાન સત્ય પારખનું;
મયાદાસ મળે સદ્ગુરુજી, જીંદગી સત્યનામ સાર્થકનું. ૪૦

## શ્રી દેવાયત પંડિતજીનું
## (આગમ વાણીનુ ભજન)

દેવાયત પંડિતે દહાડો દાખવ્યો રે, સુણ લે દેવલદે નાર;
આપણા ગુરૂએ સત્ય ભાંખીયા, જુઠડા નહીંરે લગાર;
લખ્યાને ભાંખ્યારે સાંઈ દિન આવશે. (ટેક)

ભાઈ રે ? પહેલા પહેલા પવન ફરૂકશે, નદિએ નહી હોસે નીર;
ઉત્તર દિશાથી સાહેબો આવશે, મુખ્ય હનુમંત વીર.—(દેવાયત)
ભાઈ રે ? પહોરો રે આવ્યો રે સંતો પાપનો, ધરતી માગશેરે ભોગ;
કેટલાક ખડગે સંહારસે, કેટલાક મરશે રે રોગ.—(દેવાયત)
ભાઈ રે ? ધરતીમાંથે હેમર હાલશે, સુના નગરમાં ત્નર;
લક્ષ્મી લુંટાશે રે લોકો તણી, તેની કાંઈ રાડ કે ફરીયાદ.—(દેવાયત)
ભાઈ રે ? ખોટાંરે પુસ્તક ખોટાં પાનીઆં, ખોટા કાજીનાકુરાન;
અસલ જાદિ ચુડો પહેરશે, એ છે આગમનાં એંધાણ.—(દેવાયત)
ભાઈ રે ? યતીને સતીને સાબરમતી, ત્યાં હોસે સુરાના સંગ્રામ;
કાયમ કાળંગાને મારસે, નકળાગ ધરસે રે નામ.—(દેવાયત)
ભાઈ રે ? કાંકરીએ તળાવે તંબુ તાણશે, સોં—સોં ગામોની સીમ;
રૂડી રે દિશે છે રળીયામણી, ભેળા અર્જુનને ભીમ.—(દેવાયત)
ભાઈ રે ? પશ્ચિમ દિશાથી સાહેબો આવશે, આવે જુગનો જીવન વિર;
કળિયુગ ઉથાપી સતયુગ થાપશે, બોલ્યા દેવાયત પીર.—(દેવાયત)

(અસલ+ચૈતન્ય કાયમ+સત્ય=પારખ પ્રકાશ જ્ઞાન) નકળંગ+સુદ્ધ ચૈતન્ય.

## (ભજન ચૈતન્યાત્માના સ્વરૂપ જ્ઞાન વિશે)

સંતો ? સત્ય પરખાવું રે, મુજમાં સાહેબ પાયાજી. (ટેક)
આકાશ પૃથવિ પવન નહિ જ્યાં, નહીં અગ્નિ નહીં પાણી:
પુરુષ પ્રકૃતિ તહાંથી પ્રગટે, વાણી વિલાશ ચાર ખાની. (સંતો ?)
ચૈતન્યાત્મા અમર અવિનાશી, ભેદ પાવે કોઈ સાધુ;
ગુરુ કૃપાને સત્ય વાણીમાં, નિશદિન સત્ય આરાધું. (સંતો ?)
કાયાથી પરે માયા કે ઉપર, ધ્યાતા ધ્યાન ધ્યેય નાહિં;
જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, પણ નાહિં, મિથ્યા મનની છાંઈ. (સંતો ?)
રામ, ખુદા, અલખ પણ નાહિં, વદશાસ્ત્રો પણ નાહિ;
ગીતા ભાગવત પુરાણ નાહિં, સાખ બતાઉં કાંઈ ? (સંતો ?)
ઇસુ નહિ આદમ પણ નાહિં, હવા નહિ જ્યાં સ્વર્ગા;
મક્કા નહિં કાશી પણ નાહિં, નહિ ગોમતી નહીં ગંગા. (સંતો ?)
હિંદુ નહિ મુસલમાન નાહી, જ્ઞાન નહીં અજ્ઞાના,
ગુરુ શિષ્યમદિર મઠ નાહીં, સત્યમાં સંત સમાના. (સંતો ?)
સર્વોપરે સદ્ગુરુની મહિમા, સૌ કોઇ શીશ નમાવે;
મયાદાસ મમતા જન ત્યાગે, પારખ પ્રકાશ જ્ઞાન પાવે. (સંતો ?)

## હે-મૂઢમતી ? અમુલ્ય અવશર ઓળખ ???

સત્યને શોધ તુ મૂઢમતી ! કલ્પના તોડ તુ મૂઢમતી !
અનુમાન છોડ તુ મૂઢમતી ! સદ્ગુરુને પરખ તુ મૂઢમતી !
(ટેક)

કાશી જાવો મથુરા જાવો, ગંગા ગોમતી નિત્ય નાવો;
તિર્થ જાવાથી જીવ પાર નથી, સત્યને શોધ તુ મૂઢમતી. (૧)
પાર થાવાને પારખ જ્ઞાન કથ્યુ, તત્ત્વ માટે જેમ મહી મથ્યુ;
ગુરુ વિના નથી તારી ગતી, સત્યને શોધ તુ મૂઢમતી. (૨)
ઋષિ મુનિ સદ્ગુરુને ઇચ્છે, પારખ જ્ઞાન કરો સૌ નિચ્છે;
સત્ય શિખામણ મ્હારી વતી, સત્યને શોધ તુ મૂઢમતી. (૩)

હિંસા કર્મથી દૂર રહો, દયા ક્ષમા સત્ય વૈરાગ્ય લહો;
પાર થાવાની સત્ય કુંચી લખી, સત્યને શોધ તુ મૂઢમતી. (૪)
સત્ય કબીર સંત બહુનામી, સૌ ઘટકે ગુરુ અંતરજામિ;
કહે મયાદાસ સત્ય પારખથી, સત્યને શોધ તુ મૂઢમતી. (૫)

## (ગજલ) ચેતવણી વિષે.

કર્યા ન ધર્મનાં કામો, નહિં નિજ રૂપને જાણ્યું;
પૂછયા ના ભાવ ભુખ્યાના, બન્યા શ્રીમંત તેથી શું ? ૧
રચી પુસ્તક અભણ જનને, નહિ કંઈ જ્ઞાન રસપાયો;
ગુરુના ગુણ ના ગાયા, બન્યા વિદ્વાન તેથી શું ? ૨
ન ધાયા રંક અબળાની, ગરીબ કે ગાયની વારે;
ધર્યાં ના ધર્મનાં શસ્રો, બન્યા શુરવીર તેથી શું ? ૩
મૂકે જે નિતિને નેવે, પ્રપંચે છેતરે સહુને;
રમે સટ્ટામાંહી લાખો, બન્યા શાહુકાર તેથી શું ? ૪
મળે જો ભેટને પૂજા, જુવે નહિ રંક કે રાજા;
અનીતિ રાખીને વર્તે, પ્રચારક—એ—થવાથી શું ? ૫
ન જાણે આત્મા ચેતન્ય, મહા પંડિત થઈ બેસે;
અનુમાન બ્રહ્મમાં ભૂલે, લીધો સંન્યાશ તેથી શું ? ૬
સત્ય જે ધર્મ છે ચૈતન્ય, સત્ય સિદ્ધાંત ના જાણ્યા;
કરે મયાદાસ સત્ય બંદગી, બન્યા વૈષ્ણવ તેથી શું ? ૭

## " પ્રાર્થનારૂપ સાખી "

સત્ય ગુરૂ પુરા મળ્યા, ટાળ્યા ત્રીવિધિ તાપ;
અમર ધામ અમરા પુરી, દરશ્યા દિનાનાથ. ૧
કોટી જનમનાં બંધનો, ગુરૂએ કાપ્યાં સહેજ;
મયાદાસ ગુરૂને બંદગી, સાહેબ સાથે સ્હેજ. ૨

સત્યગુરૂ સંત શિરોમણી, પારખ જ્ઞાન ભરપુર;
ગુરૂ મયાદાસને વિનંતી, દુઃખ થયાં સહુ દૂર. ૩
સંશય રૂપી બંધનો, ગુરૂએ કાપ્યાં સહેજ;
ધરમશંકર સિદ્ધાન્ત ગુરૂનો, ન્યારો અક્ષર એજ. ૪
સંવત ઓગણી છનુંઓ, માહા માસ ગુરુવાર;
પૂનમ તિથી પુર્ણ છે, સત્ય પરખાવ્યો સાર. ૫
પરખાવ્યું જે પરમપદ, જન્મ મરણ થયા દૂર;
ગુરુ મયાદાસ પ્રતાપથી, છૂટયાં ભર્મનાં સુળ. ૬

## (સત્ય શબ્દની પારખ વિષે ભજન)

સંતો ? સત્ય શબ્દ વિચારો, ત્યારે ભર્મભાસ હોય ન્યારો. (ટેક)
રૂપ વગરનો પુરુષ એક દીઠો, નામ તેનું સૌ જાણે;
ત્રણસો સાઠ તેના સેવક વસે, સૌને નાચ નચાવે. (સંતો)
બે દરવાન છે મોટા સરદારો, ભાન ભલાનુ ભૂલાવે;
સંશયને સાથે રહેવાવાળા, ભયમાં ભાન ગુમાવે. (સંતો)
દશો દિશાએ ઘેરાઇ ગયેલા, કોઈને કછુ ન સુઝે;
દશથી છૂટે તો ચારમાં અટકે, ચારને કોઇ નહીં બુઝે. (સંતો)
અટપટી બાજી ખોલી દીધી છે, ઝટપટ નહિ સમજાવે;
ઝટપટ સંત કોઇ વિરલા બુઝે, સત્ય પારખપદ પાવે. (સંતો)
માયા નાગેણ સૌને ખાવે, સૌને ભય દેનારી;
એ નારીની પારખ મળે તો, પરખે ખેલ-ઓ-ખેલારી. (સંતો)
હરદમ સત્યસંગ સત્ય સુમર્ણમાં, પારખજ્ઞાન નિજપરખો;
ધર્મશંકર મયાદાસને ચરણે, સાહેબ સૌમાં સરખો. (સંતો)

(રૂપ વગરનો પુરૂષ+મન. ત્રણસો સાઠ+નાડી. બે દરવાન+કામ, ક્રોધ. દશ દીશા+દશ ઇન્દ્રિ. ચાર+વેદ માયા નાગેણ+વાણી, ખાની, તૃષ્ણા. ખેલનામ+જગત. ખેલારી+બનાવનાર. ચૈતન્યાત્મા)

# આદિની ઉત્પત્તિ (સર્વોત્પતિ જ્ઞાનરત્ન)

## નવ ખંડનાં નામ

(૧) ઈંદ્રખંડ, (૨) સેલખંડ, (૩) તામ્બરખંડ, (૪) ગમાસ્તિખંડ, (૫) નાગખંડ, (૬) સૌમ્યખંડ, (૭) ગાંધર્વખંડ, (૮) અરણ્યખંડ, (૯) ભારતખંડ.

## બ્રહ્માડની મધ્યમાં ચૌદ લોક તેનાં નામ

(૧) ભૂર્લોક, (૨) ભુવર્લોક, (૩) સ્વર્ગલોક, (૪) મહલોક, (૫) જનલોક, (૬) તપલોક, (૭) સત્યલોક. **ઉપરના સાત લોક. સાત પાતાળનાં નામ.** (૧) અતલ, (૨) વિતલ, (૩) સુતલ, (૪) રસાતલ, (૫) પાતાલ, (૬) તલાતલ, (૭) મહાતલ.

## આઠ સીદ્ધીનાં નામ

(૧) અણિમા, (૨) મહિમા, (૩) ગરિમા, (૪) લઘિમા, (૫) પ્રાપ્તિ, (૬) પ્રકમ્ય, (૭) મિશિત્વં, (૮) વશિત્વ.

## નવનીધીનાં નામ

(૧) પદ્મ, (૨) મહાદ્મ, (૩) સંખ, (૪) મકર, (૫) કછ, (૬) મુકુંદ, (૭) કુંદ, (૮) નીલ, (૯) ખર્વ.

## નવધા ભક્તિ

(૧) શ્રવણ, (૨) સુમરણ, (૩) કીર્તન, (૪) પદ સેવન, (૫) અર્ચન, (૬) વંદન, (૭) દાસ્યત્વ, (૮) સખ્યેત્વ, (૯) આત્મ નિવેદન.

## ચૌદ વિદ્યાનાં નામ

(૧) બ્રહ્મવિદ્યા, (૨) જ્યોતિષવિદ્યા, (૩) જુગાર વિદ્યા, (૪) કોકવિદ્યા, (૫) વૈદેષવિદ્યા, (૬) વ્યાકરણવિદ્યા, (૭) ગાંધર્વવિદ્યા, (૮) ચોરીવિદ્યા, (૯) રસાયણવિદ્યા, (૧૦) નટવિદ્યા, (૧૧) જ્ઞાનવિદ્યા, (૧૨) અશ્વવિદ્યા, (૧૩) બાણવિદ્યા, (૧૪) તરણવિદ્યા.

## ચૌદ રત્નનાં નામ

(૧) કમળા, (૨) ધેન, (૩) ધનક, (૪) રંભા, (૫) સુરા,

(૬) સંખ, (૭) વિષ, (૮) ચંદન, (૯) કલ્પતરૂ, (૧૦) વરવૈદ્ધ, (૧૧) મણિ, (૧૨) અમૃત, (૧૩) દેવારર્ધન, (૧૪) ગયંદ.

### ચાર વેદોનાં નામ

(૧) રુગવેદ, (૨) યજુરવેદ, (૩) શામવેદ, (૪) અથર્વવેદ.

### છ શાસ્ત્રનાં નામ

(૧) મિમાંસા. (૨) વૈશેષિક. (૩) ન્યાય, (૪) પાતાંજલી, (૫) શાંખ્ય, (૬) વેદાન્ત.

### બ્રહ્મ વિદ્યાનાં છવીસ સાધન

(૧) બ્રહ્મવિદ્યા, (૨) અહિંસા, (૩) સત્ય, (૪) અસ્તેય, (૫) બ્રહ્મચર્ય, (૬) ક્ષમા, (૭) ધૃતી, (૮) દયા, (૯) આર્જવ, (૧૦) મિતાહાર, (૧૧) સૌચ, (૧૨) તપ, (૧૩) સંતોષ, (૧૪) આસ્તીકાય, (૧૫) દાન, (૧૬) ઇશ્વર પૂજન, (૧૭) સિદ્ધાન્ત વાકય-શ્રવણ, (૧૮) હ્રિ, (૧૯) મતી, (૨૦) જપ, (૨૧) દ્રુત, (૨૨) આસન, (૨૩) પ્રાણાયામ, (૨૪) પ્રત્યાહાર, (૨૫) ધારણા, (૨૬) ધ્યાનઃ- આ છવીસ મુળાક્ષર બ્રહ્મવિદ્યાનાં સાધન છે.

### પાંચ તત્વનાં નામ

(૧) આકાશ, (૨) વાયુ, (૩) તેજ, (૪) જળ, (૫) પૃથ્વી.

### પાંચ વિષયનાં નામ

(૧) શબ્દ, (૨) સ્પર્ષ, (૩) રૂપ, (૪) રસ, (૫) ગંધ.

### "ખટ દર્શન-છ ભેખનાં નામ તથા મંત્ર"

**ભેખઃ**-(૧) યોગી, (૨) જંગમ, (૩) સેવડા, (૪) સંન્યાશિ, (૫) દરવેશ, (૬) બ્રાહ્મણ.

**મંત્રઃ**-(૧) અહંનાદ, (૨) નિરંજનાય, (૩) અરિહન્ત, (૪) સોહં બ્રહ્માસ્મિ, (૫) હું અલ્લાહુ, (૬) ઉંકાર (ૐકાર ગાત્રત્રી.)

### અઢાર પુરાણનાં નામ

(૧) બ્રહ્મપુરાણ, (૨) પદ્મપુરાણ, (૩) વિષ્ણુપુરાણ, (૪) શિવપુરાણ, (૫) લિંગપુરાણ, (૬) ગરુડપુરાણ, (૭) નારદપુરાણ,

(૮) ભાગવતપુરાણ, (૯) અગ્નિપુરાણ, (૧૦) સ્કન્દપુરાણ, (૧૧) ભવિષ્યપુરાણ, (૧૨) બ્રહ્મવૈવર્તપુરાણ, (૧૩) મારકણ્ડેયપુરાણ, (૧૪) વામનપુરાણ, (૧૫) વારાહપુરાણ, (૧૬) મત્સ્યપુરાણ, (૧૭) કૂર્મ-પુરાણ, (૧૮) બ્રહ્માંડપુરાણ. આ અઢાર પુરાણના નામથી પ્રસિદ્ધ છે.

## ભાગવતનાં નામ

મૂળમાં ભાગવત પુરાણ છે. પરન્તુ ભાગવત બે છે, એક દેવી ભાગવત બીજું વિષ્ણુ ભાગવત. હવે આ નિર્ણય કરવા કઠણ છે. કારણ કે તે બંને ભાગવતમાં મહાપુરાણ કયું છે. જોવામાં બેની રચના એક જેવી છે બાર બાર સ્કંધ બંનેમાં છે કેવળ વિષયમાં ભેદ છે. ત્યારે તેના વિષયથી સંપ્રદાયગત કલેશ વર્ષોથી ચાલ્યો આવે છે.

## "છ શાસ્ત્રોમાં વિરૂદ્ધતા"

( છ શાસ્ત્રને રચવાવાળાઓ તેઓના મતમાં પણ ફેરફાર તથા વિરુદ્ધતા દેખાયછે. )

(૧) હવે જે ઘણા ડાહ્યા અને મોટા મોટા જ્ઞાની થયા તેમની મોટી વિરુદ્ધતા જુઓ, મીમાંસા શાસ્ત્રના આચાર્ય જૈમિની કર્મની સ્થાપના કરે છે, કહે છે કે જે કાંઈ છે તે કર્મ જ છે. જીવનું અધિષ્ઠાન કર્મ, જીવ કર્મથી જ ઉદ્ભવ પામે છે અને કર્મમાં જ રહીને વર્તે છે, અને કર્મમાં જ લય પણ થાય છે તથા કર્મ જ કંગાલ તથા દુ:ખી અને સુખી કરે છે, જે કાંઈ થાય છે તે કર્મથી જ થાય છે, કર્મ વગર કાંઈ જ નથી. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર આદિ દેવતા તથા સનકાદિક આદિ જે ઋષિ થયા, તે પણ બધા કર્મને આધિન છે, તેમજ જ્ઞાન, યોગ એ બધું એ કર્મના જ આધીન છે. અરે, જ્ઞાની સર્વને જ્ઞાન બતાવે છે, યોગી સર્વને યોગ બતાવે છે અને ભક્ત સર્વને ભક્તિ બતાવે છે તથા ઉપાસક સૌને ઉપાસના બતાવે છે પરન્તુ જો એ સર્વ સ્વતંત્ર છે તો પ્રકાશ કેમ થતો નથી? કોઇને થાય છે અને

કોઇને નથી થતો તેથી એ બધું કર્મના આધીન છે અને કર્મ સૌનું અધિષ્ઠાન છે, કર્મ એ જ બ્રહ્મ છે, કર્મથી અધિક કશું જ નથી જ્ઞાન, યોગ, વૈરાગ્ય એ સર્વ બિચારાં કર્મના આધીન છે, જ્યાં કર્મ નચાવે ત્યાં નાચે છે.

(૨) હવે વૈશેષિક અગર વેદીક શાસ્ત્રના અધિકારી કણાદ બોલે છે કે કર્મ તો કાંઈ સ્વતંત્ર નથી, એ તો સમયના વશ છે, જો કદી પ્રાતઃસમય ન હોય તો શું પ્રાતઃ કર્મ થઇ શકે ? તેમજ મધ્યાન્હ તથા સાયંકાળ ન થયો હોય તો મધ્યાન્હ તથા સાયંકાળનું કર્મ થઈ શકશે ? ન થઈ શકે. જુઓ કે બાલ્યાવસ્થામાં જુવાન અવસ્થાનું કર્મ થઈ શકતું નથી અને જુવાન અવસ્થામાં બાલ્યાવસ્થાનું કર્મ થઈ શકતું નથી તથા વૃદ્ધાવસ્થામાં જુવાન અવસ્થાનું કર્મ થઈ શકતું નથી, તેથી જ કર્મ કાળના આધિન છે, કાળ જ બ્રહ્મ છે. કાળના આગળ કંઈ જ નથી. કાળ આવે ત્યારે જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ પેદા થાય છે અને કાળ થાય એટલે નાશ પામે છે. સૃષ્ટિની પણ કાળ પ્રમાણે જ ઉત્પત્તિ તથા પ્રલય થાય છે તેમજ અવતાર આદિ જીવ પણ કાળ આવે ત્યારે જ પેદા થાય છે. અને કાળને વશ સુખ દુઃખને ભોગવે છે તથા કર્મની ઉત્પત્તિ પ્રલય પણ કાળ આવે ત્યારેજ થાય છે એટલે કર્મ પરતંત્ર અને કાળ સ્વતંત્ર છે. કર્મ તો જ્યારે કરવું હોય તે વખતે થઇ શકે છે પણ કાળ કાંઈ કરેથી થતો નથી એટલે કાળ સત્ય અને કર્મ અસત્ય, જેમકે ખેડુત ખેતી તો કરે છે પરન્તુ કાળ ન હોય તો તેનું કાંઇ અનાજ પાકતું નથી કાળ ન હોય તો તેનું કર્મ મિથ્યા છે તે પ્રમાણે કાળ સર્વનો અધિષ્ઠાન છે અને કાળ જ બ્રહ્મ છે.

ત્યારે ન્યાય શાસ્ત્રના અધિકારી ગૌતમ બોલે છે કાળ તો ક્ષણમાં આવે છે અને ક્ષણમાં જ જાય છે અને કર્મ ઓછું કરવાથી ઓછું થઈ જાય છે, તેથી એ કાળ તથા કર્મ નાશવંત અને પરમાત્મા

અસ્તિ છે. ત્રણે કાળમાં તે આવે જાય છે અને કાળ તો ઈશ્વરના આધિન છે. ઈશ્વર ચાહે તો વર્ષા કાળનો ધૂપકાળ કરે અને ધૂપ કાળનો વર્ષાકાળ કરે, ચાહે તો રંકને રાજા અને રાજાને રંક કરી દે, કાળને અકાળ અને અકાળને કાળ કરી દે.

'કવિત'

સર્વેશ્વર કી કૃપા વિના, કછુ જ્ઞાન અજ્ઞાન સો કામ ન આવે, ।।
ચાહે તો જ્ઞાનિ અજ્ઞાનિ કરૈ અજ્ઞાનિકો તુરતહિ જ્ઞાનિ બનાવૈ, ।।
ચાહે અકર્મી કુકર્મિ ભુક્તાવે, ચાહે સુકર્મિ નર્ક ભુગાવૈ, ।।
ચાહેતો સૃષ્ટિ રચે પલમાંહિ, જુ,ચાહેતો સબછિન માહિ મિટાવૈ.।।

એ રીતે સમસ્ત જગત્ ઈશ્વરના આધિન છે, સૂત્રધારી ઈશ્વર છે; લાકડાની પુતળીની માફક તે સંસારને નચાવે છે. તેથી ઈશ્વર અસ્તિ અને કાળ, કર્મ, સ્વભાવ એ બધું નાશવંત છે.

ત્યારે પાતંજલ શાસ્ત્રવાળા શેષ બોલે છે કે તેં ઈશ્વરને જોયો છે, કે ઈશ્વર કેવો છે? જો જોયો નથી તો તેનું શું પ્રમાણ? અરે, ઈશ્વર શું છે અને કેવો છે એ માત્ર અનુમાનથી જ માને છે! અનુભવ વગર તેને પ્રમાણરૂપ મનાય નહીં, તેથી અનુમાનથી જે પીત્તળ પત્થર, કાષ્ટ આદિ આઠ પ્રકારની મૂર્તિ, પ્રતિમા પૂજાની સ્થાપના કરો છો તે સર્વ મિથ્યા છે, તીર્થ, વ્રત આદિ જે થાપો છો એ બધું મિથ્યા અનાત્મા (આત્મા વગર) છે અને સચ્ચિદાનંદ સત્ય આત્મા છે, તેને હમો યોગ માર્ગથી જોઇએ છીએ અને તમને કાંઇ જ અનુભવ નથી, તમે તો પત્થર પૂજો છો અને હમે તો આખા બ્રહ્માંડનું કારખાનું બધું પિંડમાં જોઇએ છીએ તેથી હમારી વાત સાચી અને તમારી બધી વાત જૂઠી, ઇશ્વરનો અનુભવ હમને છે તેથી યોગ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે, કેમકે યોગ વગર કશો અનુભવ થતો નથી.

(૫) ત્યારે સાંખ્ય શાસ્ત્રવાળા કપિલમુનિ બોલે છે કે એક દેશી અનુભવ કે એક દેશી જ્ઞાન કાંઈ જ કામનું નહીં, બ્રહ્મ તો સર્વ દેશી સર્વ સાક્ષીના લીધે થાય છે યોગ્ય સમાધિ એ બધુ પ્રકૃતિથી થાય છે, સંસારની ઊત્પતિ, સ્થિતિ તથા લય એ પણ સર્વ પ્રકૃતિથી થાય છે.

અકર્તા છે, અને કરતૂત જે થાય છે તે સર્વ પ્રકૃતિથી જ. તેથી દેહ અને પાંચ તત્ત્વ તથા પચીસ પ્રકૃતિ એ બધું નાશવંત છે અને એનો જાણવાવાળો હું સર્વેનો સાક્ષી છું તે આસ્તિ છે. એ સર્વે સંપૂર્ણ અનિત્ય અને હું નિત્ય છું. યોગ, કર્મ ઈત્યાદિ સર્વે અનિત્ય છે.

(૬) ત્યારે વેદાન્ત શાસ્ત્રવાળા વ્યાસ બોલે છે કે બધાં શાસ્ત્રો કલ્પિત અને નાશવંત છે, અરે, એક બ્રહ્મ અખંડ સંપૂર્ણ, સર્વ પોતે જ છે તેમાં આસ્તિ, નાસ્તિ એ સંભવતું નથી ધ્યાતા, ધ્યાન તથા ધ્યેય, જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય. એવી ત્રિપુટી બ્રહ્મમાં સંભવતી નથી, બ્રહ્મ તો અખંડ, અદ્વૈત, એકરસ, તેમાં દ્વૈત, નિત્યાનિત્ય અથવા સમાધિ એ સંભવતી નથી. સર્વ જોયુ તથા જોવામાં આવે તે તથા જોનાર એ બધું જ બ્રહ્મ, તે સિવાય બીજું કાંઈ જ નહી. સદ્ગુરુ કહે છે કે આ પ્રમાણે છ શાસ્ત્રોના આચાર્યો જે મોટા મોટા ડાહ્યા થઈ ગયા એમનામાં વિરોધ મત છે તો તે પ્રમાણરૂપ કેમ કહેવાય? વળી જુવો કે ચાર વેદોમાં પણ વિરોધ છે. ઋગવેદ કહે છે કે નિરાકાર, નિર્લેપ, અલખ, અગોચર, નિરાલંબ 'બ્રહ્મેતિ શ્રુતિ:' અથર્વવેદ બોલે છે કે એ બધું મિથ્યા તથા પ્રપંચ છે, જે દેખાય છે તે જ સત્ય છે, બ્રહ્મ નિરાલમ્બ નિરગુણ કાંઈ જ નથી, જે મર્યું તે મુક્ત જ છે, તે પછી ફરીને પેદા થતું જ નથી. જેમ ઝાડ ઉપરથી પાદડું તૂટી પડે છે અને તે પાછું ફરીને ઝાડને લાગતું નથી તે પ્રમાણે જે મર્યું તે ગયું સર્વે (વાહં પુરૂષેતિ શ્રુતિ:) યજુર્વેદ કહે છે કે એ બેઊએ નાસ્તિ છે. પરમાત્મા ક્ષીરસાગર નિવાસી નારાયણ સત્ય છે. 'સગુણ બ્રહ્મેતિ શ્રુતિ:' ત્યારે શામવેદ કહે છે કે એ બધા મિથ્યા કલ્પના છે, ન શિરગુણ, ન નિરગુણ, ન દ્રષ્ટિગોચર, અધ્યારોપ, અપવાદ કાંઈ નહિ. સંપૂર્ણ બ્રહ્મ, અખંડ,

અદ્વૈત, 'તત્વમસિતિ શ્રુતિઃ' સદ્દગુરુ કહે છે કે આ પ્રકારે ચાર વેદોમાં પણ વિરૂદ્ધતા છે. આ રીતે છ દર્શન અને છનું પાખંડો બધા સંસારમાં પોત-પોતાનો ન્યારો મત દ્રઢાવે છે. અને એક એકનો વિરોધ કરે છે તેથી એ બધા જીવો એ મતોમાં નાહક બંધાયા છે અને એકએક મતનો પક્ષ લઈને એકની સાથે એક લડે છે, પરંતુ એ સર્વ ક્યાં છે ? હવે વિચાર કરી જોઇએ તો છ શાસ્ત્ર તથા ચાર વેદ મળી દસ થયાં. (દ્રષ્ટાંત)

કોઇ સ્થળે દસ માણસો મળીને બેઠા હોય તે વખતે કોઇ અજાણુ આવી તેઓથી પોતાને ઇચ્છીત સ્થળે જવાનો રસ્તો તેઓને પુછે ત્યારે દશ જણા જુદિ જુદિ દિશાઓનો રસ્તો બતાવે તો જનાર માણસ કઇ તરફ જઇ શકશે ? ? તો એ છ શાસ્ત્રો અને ચાર વેદ તેના દસ મતાંત્તર થયા. જેથી જે જે મોટા મોટા થયા તેઓનાથી પક્ષ છોડી શકાયો નહિ. પોતાની કલ્પના (માનંદિ) મોટાઈના કારણે લઇ બીજા જીવોને પણ બંધનમાં નાંખ્યા.

પુરાણ કો પાર નહિ, વેદનકો અન્ત નહિ, ।।
વાણીતો અપાર કહો, કહાં ચિત્ત દિજીએ. ।।

**(સાખી)** બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર થકે, થકે ચારો વેદ;
ગિતાકો જયાં ગમ નહિ, વહાં સત્ ગુરૂકો દેશ.

**(સાખી)** બ્રહ્મા પૂછે જનનીસે, કર જોર શિષ નમાય;
કૌન વરણ વહ પુરૂષ હૈ, માતા કહો સમુજાય ??

**ભાવાર્થ**:—બ્રહ્માએ પોતાની માતાને શિષ નમાવી હાથ જોડી પ્રશ્ન કર્યો કે, હે માતા ! સર્જનહાર પુરૂષનું શું રૂપ છે, કેવો રંગ છે અને કોણ જાત છે, અને કયાં રહે છે, તે કર્તા કેવી રીતે પ્રાપ્ત થાય તે સમજાવીને કહો ? એ શંકા બ્રહ્માને થઈ.

**માતા વચન**

**(સાખી)** રેખરૂપ વહ હૈ નહિ, અધર ધરી નહી દેહ;
ગગનમંડળ કે મધ્યમેં, નિરખો પુરૂષ વિદેહ.

**ભાવાર્થ**:—ત્યારે બ્રહ્માને માતા ઉત્તર આપે છે કે સરજનહાર

પુરૂષ તો એ છે કે જેને રૂપ નહી, રેખા નહી, અંગ નહી, વર્ણ નહી અને આકાર નહી એવા નિરાકાર વિદેહ સ્વરૂપ છે, (સો અધર ધરી નહિ દેહ) અધર કહીએ પિન્ડાંડ તે પીંડ બિહુના (બ્રહ્માડ) ઉર્ધ શુન્યમાં જ્યોતિ સ્વરૂપ છે, તે કર્તાને જુઓ તે તમારા સર્જનહાર પુરૂષ છે. આવું અષ્ટંગી માયાએ સમજાવ્યું ત્યારે બ્રહ્માને માતાના વચનની પ્રતીત થઇ.

માતાના કહેવાથી બ્રહ્મા તેમ જ ધારણા કરવા લાગ્યા, ગગનના માંહી વજ્રાસન કરીને દસોદ્ધાર રોકીને મૂળબંધ (ગુદા દ્વારનો પવન રોકવો. ) ઉડી પ્રાણબંધ અને જાલંધર એ ત્રણ બંધ અને નવ નાડી દશ વાયુને શાધીને બહારની વૃત્તિ ફેરવીને અંતર મુખ કરીને ઇંગળા પિંગળાને શમ (બરાબર) કરીને સુષુમણા નાડીની અંગે પિન્ડાંડથી સુરતિ ખેંચીને બ્રહ્માંડમાં ચઢાવી, ત્યારે જ્યોતિ સ્વરૂપ પ્રકાશ થયો, અને શબ્દ ઘનઘોર કરવા લાગ્યો જેથી શ્વાસનું સ્ફુરણ થયો તે જ શબ્દ ઘનઘોર થયો, શ્વાસ ડંડાયમાન થયો, તે જ જ્યોતિ ખડી થઇ પિંડાડની શક્તિ બ્રહ્માંડમાં લય થઇ, અને પ્રતીબીમ્બ રૂપ ખડુ થયુ, તે પોતાના પ્રતીબીમ્બને જોઇને આનંદ નિહાળતા થયા, એવી યુક્તિ કરીને બ્રહ્મા વિષ્ણુ મહેશ ત્રણે બ્રહ્માનંદ સુખમાં સ્થિર થયા અને તે સ્વરૂપ કર્તાને નિશ્ચય જાણી માતાનાં વચન પ્રમાણ પ્રતિત (વિશ્વાસ) અનુભવ થયો ત્યારે ત્રણે દેવતા માતાની સ્તુતી કરવા લાગ્યા, કે હે માતા ! તને ધન્ય છે કે તારી કૃપાથી અમોએ જગદીશને જોયા, તે ઉપદેશ ત્રણે દેવતા અને ઋષી, મુનિ, યોગી આદિ સર્વ જગતને કહેવા લાગ્યા, એવા જ્યોતિ સ્વરૂપ નિરંજન નિરાકાર એ ચુન એ નમુન ઠરાવીને, જગતને પોતાની માનંદીને માટે સમસ્ત સંસારના જીવોને એક અનુમાન અથવા અધર સ્વર્ગ ઠહેરાવી બ્રહ્મા વિષ્ણુ અને માહાદેવ એ ત્રણે દેવોએ કલ્પના વાણીમાં બાંધી લીધા.

## ( ખાસ જરૂરત )

સદ્ગુરુ કબીર સાહેબ કહે છે કે પારખ પ્રકાશ જ્ઞાન વિના આખુ જગત્ વિના અગ્નિ બરી મર્યુ. કદાપી કોઇ પારખ નિષ્ટ સંતોને સાથે સત્યસંગ કરી પારખ પ્રકાશજ્ઞાન પ્રાપ્ત કર્યું તેઓ સંસારની

તમામ વાણી અને ખાનીરૂપી જાળથી બચી પરમપદે સ્વસ્વરૂપ ( સત્ય પ્રકાશ ) સત્યમાં મુકત થયા.

મુસલમાન ભાઇઓનાં ચાર કીતાબ અને ચાર મુકામ.

(૧) અંજીલ, (૨) જંબુર, (૩) તોરેદ, (૪) કુરાન.

મુકામ—(૧) નાસુત, (૨) લાહુત, (૩) જમરૂત, (૪) મલકુત.

હિંદુભાઇઓમાં પુરાણ, ૧૮ વ્યાકરણ ૯ શાસ્ત્ર, ૬ વેદ. ૪

**(સાખી)** જીંદગી ગઇ અકામમેં, ન મીલી કીસી કી ઓથ;
અંતન પાયો ફંદકો, સ્વાદ સબન કો ખોટ.
સત્ય નામ નિશ્ચય કરો, સદ્ગુરુ સત્યનું ધ્યાન;
ધરમશંકર વિનંતી કરે, સુણો થઇ સાવધાન.

**ભાવાર્થ**:—ઉપર મુજબ સદ્ગુરુ સત્ય કબીર સાહેબ જગતના જીવોને સાચી ચેતવણી આપે છે કે પારખજ્ઞાન પ્રાપ્ત કરો પારખ નિષ્ટ સંતોને સાથે સત્સંગ કરો જેથી તમોને સત્ય વસ્તુ સમજાશે, સ્વસ્વરૂપનું ભાન થશે.

સત્ય વસ્તુને સમજી (પરખી) નહિ શકે તે મુર્ખ કહેવાય છે, તે વિષે જગતના જીવોને સાચી ચેતવણી આપવા એક પત્રની કોપી છપાવી બહાર પાડીશે જેથી જીજ્ઞાસુજનો ! સમજી તેનો પ્રચાર કરશોજી.

## " મુ. સુરતથી આવેલ પત્રની કોપી "

સુરત, તા. ૧૮—૪—૧૯૪૦
સં. ૧૯૯૬ના ચૈત્ર સુદ ૧૧ને વાર ગુરૂવાર

સ્વસ્તી શ્રી અમદાવાદ સાંકડીશેરી સત્ય કબીર અમરધામ સત્યસંગાશ્રમ મધે શ્રી–પારખનિષ્ટ સંત શિરોમણી પરોપકારી દયા કે સાગર પરમપૂજ્ય શ્રીમાન શ્રીશ્રી ૧૦૮ શ્રીમાન મહંત સાહેબ શ્રી સંત મયાદાસજી મહારાજ સુરતથી લી: દેવીદાસ મગનલાલ તાપીદાસના બંદગી સાહેબ

વાંચશો. બાદ લખવાનું કે આપે જે મયાદાસ મોહજીત આખ્યાનનું પુસ્તક બહાર પાડયું છે, તે વાંચી અત્રે હમોને આનંદ થયો છે. અને તે પુસ્તક રચવામાં આપની સબળ બુદ્ધિને અભિનંદન ઘટે છે અને હમો એ પુસ્તક વાંચનનો હર્ષ પ્રગટ કરવા આપના એ પુસ્તક પરથી નીચેનું ગરબી રાગમાં ચરિત્ર લખ્યું છે અને આપની આજ્ઞા હોય તો તે હમો જનતા સમક્ષ ( સ્વસ્તીક ગ્રંથમાળા નામનું પુસ્તક બહાર પડવાનું છે તેમાં ) મુકવાની ઈચ્છા રાખીએ છીએ.

( રાગ. આવો આવો ને સહીયર સાથ રમવા આવો રે )એ રાહ

મૂર્ખ મૂર્ખ કરો શું વીર, મૂર્ખતા કહીએ તે (ટેક)
કઠણ વચન કહી કરે મદ, મૂર્ખતા કહીએ તે
બુદ્ધિવિના ઇચ્છે મોટુ કામ, મૂર્ખતા કહીએ તે
**(સાખી)** બુદ્ધિ તણા ગર્વ કરી, ન સાંભળે હિતની વાત,
પ્રત્યક્ષ અર્થને ઢાંકનાર, મૂર્ખ કહીએ ભ્રાત !—
મૂર્ખ ૧.

લાભ સમે કરે આળસ, મૂર્ખતા કહીએ તે
થોડા લાભમાં વધુ કરે ખર્ચ, મૂર્ખતા કહીએ તે
**(સાખી)** બોલવા પ્રસંગ આવે નહિ, ડાહ્યો થઈ બોલનાર
અવસર વિષે નહિ બોલનાર, કહે મૂર્ખા તેની વાર
મૂર્ખ ૨.

જાણ્યા વિના કરે ખોટી વાત મૂર્ખતા કહીએ તે
અનુમાન કરે ઉપદેશ, મૂર્ખતા કહીએ તે
**(સાખી)** જ્ઞાની કેરી સભા માંહી, કરે પોતાના વખાણ
લોક વખાણ ને કારણ, કઠિણ ઉપાડે કામ—
મૂર્ખ ૩.

સજ્જનતાનો લોભ કરે ત્યાગ, મૂર્ખતા કહીએ તે
જોશ જોવડાવી ઇચ્છે રાજ, મૂર્ખતા કહીએ તે
(સાખી) હિતના કહેનાર પર, રીસ કરી લડનાર
નસીબને શીરે કરે, ઉદ્યમ નહિ કરનાર—
મૂર્ખ ૪.
ધન ગર્વે કરી ફૂલાય, મૂર્ખતા કહીએ તે
ધર્મમાં-ધન આપી પસ્તાય, મૂર્ખતા કહીએ તે
(સાખી) મોટાઈ જણાવા કારણે, નમે ન કોઈની પાસ
સંતસંગત ભાવે નહીં, મૂર્ખ કહું તે ભ્રાત—
મૂર્ખ ૫.
નહિ પચે તે રસને ખાય, મૂર્ખતા કહીએ તે
હસતાં હસતાં કરે જે વાત, મૂર્ખતા કહીએ તે
(સાખી) વિના પ્રયોજન કોઇ જે, નિત્ય એક ઘેર જાય
ગુરુ આજ્ઞા પાળે નહીં, મૂર્ખ તે કહેવાય—
મૂર્ખ ૬.
દુષ્મનનો વિશ્વાસ કરે, મૂર્ખતા કહીએ તે
દુષ્ટ પાસે કરાવે ન્યાય, મૂર્ખતા કહીએ તે
(સાખી) સ્વાર્થી સાથે સ્નેહ કરી, આશાનો બાંધનાર
ઇચ્છે દ્રવ્ય ફીચર ભરી, મૂર્ખ કહું તે વાર—
મૂર્ખ ૭.
ક્રોધ કરી કરે આપઘાત, મૂર્ખતા કહીએ તે
પાંચ શત્રુ નહીં મારનાર, મૂર્ખતા કહીએ તે
(સાખી) દુર્બળને પીડા કરી, શુરવીર થઇ લડનાર
ખોટા માર્ગે ખર્ચ કરે, મૂર્ખ કહું તે વાર—
મૂર્ખ ૮.

નર જઈ સાસરે વસે, મૂર્ખતા કહીએ તે
વૃદ્ધ થઈ કરે લગ્ન, મૂર્ખતા કહીએ તે
(સાખી) સ્ત્રીનો જો દોષ હોય, છતાં પ્રીતિ રાખનાર
પરણી સ્ત્રીને દુઃખી કરી, પરણે બીજી વાર—
મૂર્ખ ૯.
ભર્મ જ્ઞાને પોતે ભૂલે, મૂર્ખતા કહીએ તે
અનુમાનની કથા કરે, મૂર્ખતા કહીએ તે
(સાખી) ભાંડ ભવૈયા નાટકો, જે નર જોવા જાય
ચોરાસી પોતે ફરે, મૂર્ખો તે કહેવાય—
મૂર્ખ ૧૦.
સુખ સમે ભુલે જે દુઃખ, મૂર્ખતા કહીએ તે
ઢોંગી ઉપર કરે વિશ્વાસ, મૂર્ખતા કહીએ તે
(સાખી) મગનદાસ અરજી કરે, ગુરુ મયાદાસ આધાર
પારખજ્ઞાન આપો સદા, સદ્‌ગુરુ દિન દયાળ

લી. **દેવીદાસ મગનલાલ તાપીદાસ**ના બંદગી સાહેબ.

ठे. गुज्जरफलीया रामनाथ महादेवकी शेरी
**मगनलाल तापीदास**
हरिपूरा, सुरत

---

## શુકદેવજીના શંશયનું નિવારણ "પારખજ્ઞાનની પ્રાપ્તિ"

એક વખત સુમેરૂ પર્વતની ગુફામાં જ્યાં વેદમવ્યાસ ભગવાન જ્યાં બેઠા હતા ત્યાં શુકદેવજી ગયા અને પિતાશ્રીની નિકટ બેસી કહેવા લાગ્યા કે—હે ભગવાન્! આ ભ્રમાત્મક સંસાર ક્યાંથી ઉત્પન્ન થએલ છે? તથા તેની નિવૃત્તિ શી રીતે થાય? તેમ જગતભરમાં કોઇની તે સંસારથી નિવૃત્તિ થઇ છે? કે નહિ?? તે કૃપા કરીને મને કહો!!!

જ્યારે એ પ્રમાણે શુકદેવજીએ પ્રશ્ન કર્યો ત્યારે વિદ્વદ શિરોમણી શ્રી વ્યાસજી તેનો ઉદ્ધાર કરવા તત્કાળ ભ્રમનાશક ઉપદેશ કરવા લાગ્યા. ત્યારે શુકદેવજીએ વિનવ્યું કે હે ભગવાન્ ! જે કાંઇ આપ મને કહો છો કિંવા કહી સંભળાવ્યું છે તે વાર્તા તો પ્રથમથી જ મારા જાણવામાં જ છે; પરંતુ તે વડે મને શાંતિ પ્રાપ્ત થતી નથી.

આવાં વચનો જ્યારે શુકદેવજીએ પોતાના પિતાજી સંમક્ષ કહ્યાં કે મને શાન્તિ થતી નથી. પછી વ્યાસમુનિએ વિચાર કર્યો કે હજુ તેના મનમાં પિતાપુત્રની માનંદિ અંતરિક દશામાં વ્યાપી રહેલ છે. તેના કારણથી પ્રકાશ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. જ્યારે પિતાપુત્રનો સંબંધ અંદરમાંથી ગયો નથી તેથી અન્ય કોઇ મહાત્માની પાસે મોકલવાથી તેને જરૂર શાન્ત પદની પ્રાપ્તિ થશે. એમ વિચાર કરીને રાજા જનકજીની પાસે જવા કહ્યું. હે પુત્ર ! તું રાજા જનકજી પાસે જા અને તેમના સમાગમથી તારા મનનો સર્વ મોહ ભ્રમ, ધોખો, કલ્પના વિગેરે નાશ થશે; અને સત્યપ્રકાશ પારખજ્ઞાન (આત્મિક જ્ઞાન) પ્રાપ્ત કરી મુક્ત થઇ શાન્ત વિશ્રામ પદને જરૂર પામીશ.

ઉક્ત પ્રમાણે વેદવ્યાસજીનાં વચન સાંભળી ત્યાંથી શુકદેવજીએ જનકપુર (મિથિલાપુરના) રાજા જનકજીના રાજદ્વારે ગયા અને શ્રી. જનકરાજાને પોતાના આગમનની ખબર આપી સમાચાર સાંભળીને રાજા જનકજીએ જીજ્ઞાસુ છે એમ જાણી દ્વારપાળને કહ્યું કે કહો કે હમણાં જરાકવાર ઉભા રહો. રાજા જનકજીના હુકમ પ્રમાણે દ્વારપાળે આવી શુકદેવજીને કહ્યું, તેથી સાત દિવસ અખંડ અહોરાત્રિ પર્યંત શુકદેવજી ઉભા રહ્યા. રાજા જનકજીને તેમ કરવાનું કારણ એ હતું કે, જીજ્ઞાસુ પુરૂષ અહિં આવેલ છે.

પરંતુ ગુરુભક્ત દ્રઢાગ્રહી છે કે નહીં ? તેની પરીક્ષા માટે તેમ કર્યું હતું પણ જ્યારે જનકજીએ દ્વારપાલ પ્રત્યે પૂછાવ્યું હતું કે તે શુકદેવજી ઉભા રહ્યા છે કે જતા રહ્યા ? ત્યારે દ્વારપાળે વિનવ્યું કે, હજી તો તેઓ તે જ જગ્યાએ ઉભા છે, તે સાંભળી જનકજીએ કહ્યું

કે ત્યાંથી અંદર દરવાજા આગળ તેમને લાવી ઊભા રાખો. દ્વારપાળે તેજ પ્રમાણે શુકદેવજીને કહી સંભળાવ્યું. અને શુકદેવજી પણ તે આજ્ઞા પ્રમાણે જ અંદરના દરવાજા આગળ ઊભા રહ્યા. જ્યારે પુનઃ સાત દિવસ ત્યાં ઊભા રહ્યા એવી રીતે શુકદેવજીએ આજ્ઞા પ્રમાણે વર્તમાન કરવાથી શ્રી. જનકજીએ તેમને અંતઃપુરમાં લઇ જવાની આજ્ઞા કરી કહ્યું કે–તેમને વિવિધ પ્રકારનો ભોગ ભોગવરાવો. તદનંતર શુકદેવજીને અંતઃપુરમાં લેઇ ગયા ત્યાં પણ સ્ત્રીઓના હાવભાવ હાસ્યવિલાસ ભોગના રમણિક રંગ નજરે પડતાં છતાં પણ નિર્લેપપણે સાત દિવસ મૂર્તિવંત ઊભા રહ્યા. પુનઃ જનકજીએ અંતઃપુરના પરિચારકોને બોલાવી પૂછયું કે શુકદેવજીની શી દશા છે? અને આગળ કેવી દશા હતી? અર્થાત્ મારા તરફથી થએલા અપમાન વખતે અપ્રસન્ન (ઉદાસ) કિંવા અંતઃપુરના આનંદ રંગથી પ્રસન્ન મુખમુદ્રા છે કે કેમ? તે સાંભળી પરિચારકોએ જણાવ્યું કે મહારાજ! પહેલા પામેલા અનાદર વડે નથી તો શોકને પ્રાપ્ત થયા, અને અંતઃપુરના આનંદ રંગ નિહાળી પ્રસન્ન પણ નથી થયા! તેમનું ઇષ્ટ (વહાલી વસ્તુ) અને અનિષ્ટ (અણખામણી વસ્તુ)માં સમાન ચિત્ત છે.

જનકજીએ પરિચારકોનું બોલવું સાંભળી કહ્યું કે—શુકદેવજીને અહિંઆં બોલાવી લાવો તદનંતર તે પરિચારકોએ શુકદેવજીને જનકજી હજુર બોલાવી લાવ્યા. ત્યારે જનકજી સિંહાસન પરથી ઊતરી શુકદેવજીને અભિનંદન કર્યાં પછી યોગ્યાસને બેસાડયા.

( જનકજી કહે છે. )

હે મહામુનિશ્વર આપનું આગમન શા કારણે લઇને થયું છે? અને આપને શી વસ્તુની ઇચ્છા છે? તે કહો એટલે તે વસ્તુની પ્રાપ્તિ કરી આપું.

( શુકદેવજી વચન )

હે ગુરુ! આ સંસારનો આડંબર શી રીતે ઉત્પન્ન થયો છે તથા શી રીતે શાન્ત થશે? તે આપ મને કૃપા કરીને સમજાવો.

જ્યારે શુકદેવજીએ આ પ્રમાણે પ્રશ્ન કર્યો ત્યાં જનકજીએ શાસ્ત્રની સમ્મતીસહ જે પ્રમાણે વ્યાસજીએ ઊપદેશ કહી સંભળાવ્યો હતો તે જ પ્રમાણે જનકરાજાએ પણ કહી સંભળાવ્યો, તે સાંભળી શુકદેવજી બોલ્યા કે હે ભગવાન ! જે કાંઈ આપે મને ઊપદેશ કહી સંભળાવ્યો તેજ ઊપદેશ મારા પિતાએ સંભળાવ્યો હતો, અને તે જ પ્રમાણે શાસ્ત્રો પણ કહે છે; તેમ જ વિચાર વડે કરીને હું પણ એમ સમજું છું કે સંસાર પોતાના ચિત્તમાંથી જ ઊત્પન્ન થાય છે અને ચિત્તનો નિર્વેદ થયે ભ્રમની નિવૃત્તિ થાય છે, ? પરંતુ તેવું જાણવા છતાં પણ મને વિશ્રામ પ્રાપ્ત થતો નથી.

આવી રીતે શુકદેવજીનાં વચન સાંભળીને જનક રાજાએ કહ્યું કે–હે મુનિશ્વર ! જે કાંઈ મેં તમને કહી સંભળાવ્યું છે, તથા જે તમે જાણો છો તે ઉપરાંત બીજો કોઈ પણ ઉપાય નથી, આ સંસાર ચિત્તના સંવેદન વડે થયેલ છે અને જ્યારે ચિત્ત સ્ફુરાયમાનથી રહિત થાય છે અર્થાત્ ભોગ પદાર્થોમાંથી વિરક્ત ભાવ પામે છે ત્યારે ભ્રમ નિવૃત્ત થઇ જાય છે. તથા આત્મતત્ત્વ નિત્ય શુદ્ધ અને પરમાત્મ સ્વરૂપ છે. કેવળ ચૈતન્ય છે, પારખપ્રકાશી છે, અસલ અને અનાદિ નિત્ય અમ્મરપદ ચૈતન્ય સ્થિતિવાળો તથા મુક્ત સ્વરૂપ છે, અસલીયાતપણે નિર્વિકારી છે, નિર્ભય છે. જ્યારે તમો પારખપ્રકાશ જ્ઞાનનો અભ્યાસ કરશો ત્યારે તમો પરમ વિશ્રામપદે પહોંચશો, ( અમર આત્મ સ્થિતિ જે ચૈતન્ય સ્થિતિ) અને બહારની જ્યારે દરશ વસ્તુઓનો મોહ નથી તેથી તમો પૂર્ણ ઊદારાત્મા છો, હે મુનિશ્વર ! તમો વેદવ્યાસજીથી પણ મને અધિક જ્ઞાન સમજી મારી પાસે આવ્યા છો; પરંતુ મારાથી પણ તમો અધિક જ્ઞાનવાન છો કારણ કે તમારી ચેષ્ટા બહારથી બિલકુલ દ્રષ્ટિએ પડતી નથી તેમ અંતરથી મારાપણું એમ પણ ઇચ્છા નથી.

જ્યારે આ પ્રમાણે રાજા જનકજીએ કહ્યું–ત્યારે શુકદેવજી નિઃસંગ (સંગ રહિત) નિઃપ્રયત્ન (પ્રયત્ન રહિત) અને નિર્ભય થઇ ચાલતા થયા. સુમેરુ પર્વતની ગુફામાં જઈ સંકલ્પ વિકલ્પ રહિત દશ હજાર

વર્ષ સમાધિ લગાવી ( પ્રત્યક્ષ ચૈતન્ય પ્રકાશજ્ઞાન પારખમાં ) પરમ આત્મા બની ધ્યાન લગાવી અચળ થયા અને કાળલેપ થયે (શરીરની અવધ પુરી થયે ) જેમ તેલ વિના દિપક નિર્વાન પદને પામે છે તેમ જીવ પણ પારખજ્ઞાન શાન્ત પદથી ( પરમ પ્રકાશ ચૈતન્ય પદને પામ્યા ) જેમ તેલ વિના દિપક નિર્વાણગત થાય છે તેમ સર્વ દુઃખથી મુક્ત થયા, જેમ સૂર્યનો પ્રકાશ સંધ્યાકાળે સૂર્યની સમીપ લીન થાય છે, તેમ કલ્પના રૂપ કલંકનો ત્યાગ કરી અસલીયાતપણામાં ચૈતન્ય પ્રકાશમાં પરમપદને પામ્યા મુક્ત, સમાધિ નામ પોતાના પાંચ વિષયને રોકવા દશ ઈન્દ્રિઓને પોતાના વશમાં લેવી તેનું નામ સમાધિ છે.

કર્મકાંડ સબંધિ હવે બ્રાહ્મણો વિષે થોડી કથા અહિં આપીએ છે તે ચિત્ત દઈ સાંભળો."

## " યજ્ઞોપવિત અને બ્રાહ્મણ વિષે "

××××× શ્રાવણી પૂર્ણિમા બ્રાહ્મણોનો અતિ મહત્વનો અને પવિત્ર દિવસ છે. આ દિવસે બ્રાહ્મણો નૂતન યજ્ઞોપવિત = જનોઇ ધારણનો વિધી સામુદાયીક રીતે ઊજવી પ્રાચીન આર્યસંસ્કૃતિના આદર્શો જાગૃત કરે છે; તેવે સમયે યજ્ઞોપવિતનું રહસ્ય સર્વની જાણ માટે છે.

વસ્તુતઃ બ્રાહ્મણના બાળકોને જનોઈ ઘણી જ ધામધુમથી અપાય છે. પ્રાચીન આર્યસંસ્કૃતિ અનુસાર આ સંસ્કારમાં આજકાલ કંઈ વિચાર કરવામાં આવતો નથી પરંતુ લૌકિક ને રૂઢીવાદનો વ્યર્થ આડંબર રચવામાં આવે છે. તેથી જ લોકો સાદાઈથી જ આ સંસ્કારનું સંસ્કરણ કરે છે, તે જ તેનું મહત્વ જાણે છે. બ્રાહ્મણોને તો સાદાઇ જ શોભારૂપ છે. જ્યાં ધામધુમ અને રાજસી તત્વો અસ્તીત્વ ધરાવે છે, ત્યાં ભાગ્યે જ બાળકને યજ્ઞોપવિત આપવાનો અર્થ સરે છે.

જે દ્વિજ જનોઈ ધારણ કરે છે, તે બીજો જન્મ ધારણ કરવાની સંજ્ઞા પ્રાપ્ત કરે છે. જનોઇ, એ એક નિશાની છે અને તે પણ પવિત્રતાની એટલું તો લક્ષમાં રાખવું જોઇએ કે, આપણા પુર્વજો ઋષિ

હતા જમદગ્નિ અને શુનઃશેષ જેવા ઋષિઓએ જ્યારે વેદ મંત્રોનું સ્મરણ કર્યું તે કાળથી જ બ્રાહ્મણો જનોઈ પહેરતા આવ્યા છે. બ્રાહ્મણનો બાળક આઠ વર્ષનો થાય ત્યારે, તેને જનોઈ આપવામાં આવતી હતી. ત્યારબાદ વેદનો અધિકાર પ્રાપ્ત કરી ગુરૂકુળમાં વિદ્યા ધ્યયન કરવા જતો હતો.

નથી બ્રાહ્મણ થવાતું બ્રાહ્મણ જાતિમાં જન્મવાથી કે ગળામાં સુતરનો ધાગો પહેરવાથી. ખરેખર તો બ્રાહ્મણ એ જ થઈ શકે કે જે બ્રાહ્મણ બનવાનો પ્રયત્ન કરે.

સત્ય-કામ અને જાબાલી શુદ્ર હતાઃ પરંતુ તે મોટા ઋષિ ગણાયા છે. ભગવાન વેદવ્યાસ; જેણે વેદનો ઉદ્ધાર કર્યો અને મહાભારતની રચના કરી, તે એક માછીમારના સંતાન હતા. ગૌતમબુદ્ધ ક્ષત્રિ હતા. આજે પણ અરવિંદ ઘોષ જે મહાન તપસ્વિ છે, તે કાયસ્થ છે. જગતના સર્વ શ્રેષ્ટ પુરૂષ મહાત્મા ગાંધીજી જાતે વણીક છે. પરંતુ તેમના જેવા કોઈ જનોઈધારી બ્રાહ્મણ સારાયે ભારતમા ભાગ્યે જ હશે. એઓ જન્મથી તો બ્રાહ્મણ નથી પરંતુ સંસ્કાર અને કર્મથી બ્રાહ્મણ જેવી યોગ્યતાવાળા ગણાય છે. તો ગમે તે જ જાતિમાં જેનો જન્મ હોય તે કર્મ પણ સારાં કરે તો ઋષિની પદવી જરૂર ધારણ કરી શકે છે.

યજ્ઞોપવિત ધારણ કરવાથી દ્વિજ દેવતા બની જાય છે; એ માન્યતા ભૂલ ભરેલી છે. તેનો માત્ર એક વેદાધ્યયન કરવાના પ્રાથમિક વિધિ રૂપે જ છે; જેને સંસ્કૃતમાં દીક્ષા કહે છે.

જે આ દીક્ષા ધારણ કરે તેનું પ્રથમ કર્તવ્ય તો એ જ છે કે તે વિદ્યા ભણીને ભણાવે. ભણાવવાનું કાર્ય ફક્ત પૈસા પ્રાપ્ત કરવાનું કે વિદ્યાર્થીઓ ઉપર પંતુજીગીરી કરવાનું જ નથી; પરંતુ મેળવેલી વિદ્યામાં વૃદ્ધિ કરવાનું જ છે. ખરી રીતે તો સરસ્વતિની ઊપાસના જ છે.

પ્રાચીન સમયમાં બ્રાહ્મણો જંગલમાં રહી, વિદ્યા પ્રાપ્ત કરતા. વિશ્વામિત્ર અને શુનઃશેષે વેદમંત્રો રચ્યા, વ્યાસે મહાભારત રચ્યું; કંઇ બ્રાહ્મણોએ તત્વજ્ઞાન માટે વેદાન્તના ગ્રંથ લખ્યા; વ્યાકરણ, કાવ્ય, નાટક, શાસ્ત્રપુરાણ વગેરે લખ્યાં, તેમાં આજ આપણી પાસે જે બુદ્ધિ

અને સંસ્કાર છે તે આ પ્રાચીન મહાનુભાવોના પ્રસાદ રૂપે જ છે. તેઓ વિત્તોપાર્જનમાં જ મશગુલ નહોતા, પરંતુ વનવાસ અને ફલ ભક્ષણ કરી પોતે સંગ્રહેલી વિદ્યાનું રક્ષણ કરતા હતા. પ્રાચીન આ સંસ્કાર સોંઘો નહતો, પરંતુ જેઓ સારૂ આયુષ્ય સરસ્વતીની ઉપાસના અને તપમાં જ ગાળતા હતા, તેઓમાં જ હતો. બ્રાહ્મણ કેમ થવાય ? તે જાણવા માટે યજ્ઞોપવિતનો અર્થ જાણવાની ખુબ આવશ્યકતા છે. અત્યારે બ્રાહ્મણોને કોઈ પુછતું પણ નથી કે તેઓ પૈસા માટે ભીખ માગવાની સાથે અનેક બીજાં દુષ્કર્મ યા ઢોંગ કરતા ફરે છે! કેવળ સત્ય નારાયણની કથા; સંકલ્પ અગર તો સ્વાહા કરતાં આવડયું એટલે જ બ્રાહ્મણ નથી થઈ જવાતું સાચો બ્રાહ્મણ તો તેજ કહેવાય કે જેઓ જનોઈના ત્રણ ધાગામાં જે ત્રણ મહાનગુણ સમાયલા છે, તે આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરે.

ધર્મને માનો યા ન માનો; સ્વદેશમાં હોય અગર વિદેશમાં હોય પરંતુ તે ત્રણ ગુણ વગર તો માણસમાં ખરેખરી માનવતા પણ હોઈ શકતી નથી.

(૧) પહેલો ધાગો સત્યનો છે. સદૈવ સત્ય બોલો ને આચરો. સત્યને માટે ઘણાઓએ બલીદાન આપ્યાં છે. ઇમામહુસેન, સોક્રેટીસ અને રાજા હરિશ્ચંદ્ર પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છે અને સત્યને માટે સત્યની વેદી ઉપર હોમાઇ આત્મ સમર્પણ કર્યું છે.

॥ ચંદ્ર ટળે સુરજ ટળે, ટળે જગત વ્યવહાર ॥
॥ પૈ દઢ યે હરિશ્ચંદ્રકો, ટળે ન સત્ય વિચાર ॥

( સત્ય એ અનાદિ ચૈતન્ય વસ્તુ છે )

સત્ય વિચાર જેમ હૃદયમાં ઉદભવે તેમને આચરણમાં પણ ઉતારવો જોઈએ. દરેક કાર્યમાં સત્યનો દ્રઢતાપૂર્વક પ્રયોગ કરવો જોઇએ, સત્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી.

સત્ય એ મહાન સિધી છે સત્ય પાળનાર મહાન પુરુષ છે.

॥ સત્ય શબ્દસે ધરન આકાશ હે, સત્ય શબ્દસે પવનપાણી ॥
॥ સત્ય શબ્દસે ગુરુ ઓર શીષ્ય હે, સત્ય શબ્દસે વેદવાણી ॥
॥ સત્યકી વાર હૈ સત્યકી પાર હૈ, સત્ય શબ્દ કોઇ સંત જાણે ॥

જગતમાં કઠિનમાં કઠિન વૃત્ત સત્યનું છે. કરોડમાંથી કોઈ એક જ એ વૃત્તમાં પાર ઊતરે છે. મનમાં ઉદ્દભવતા વિચાર અનુસાર વર્તવામાં અને મુશ્કેલીઓ પડે છે. પરંતુ જે સત્ય જણાયું તે તો કરવું જ જોઇએ અને તેને માટે સહન કરવા પણ હરહંમેશ તૈયાર રહેવું જોઇએ. ચાહે, સર્વસ્વ ગુમાવવું પડે તો ભલે પણ સત્યનો ત્યાગ ન કરવો એ જ સવ ધર્મોનો સાર છે. અલબત્ત હંમેશાં સાચું બોલવું અત્યંત કઠિન કામ છે; પરંતુ અવ્યવહારિકને અશક્ય તો નથી જ. વાત વાતમાં જુઠ નીકળી પડે છે, પરંતુ જુઠુ બોલવાની વૃત્તિ થતાં જ તેને દાબી દેવી જોઇએ, જો કે શરૂઆતમાં ઘણી મુશ્કેલી લાગશે, પરંતુ ધીરે ધીરે પ્રયત્ન કરવાથી તે માર્ગ સરળ બનશે અને સત્યથી આત્મા પોતે પરમાત્મા બની પરમપદે પહોંચશે.

(૨) યજ્ઞોપવિત જનોઇનો બીજો ધાગો ઋતુનો છે. ઋતુનું મુખ્ય અંગ શૌચ અગર સ્વચ્છતા, પવિત્રતા છે. પ્રત્યેક જનોઇધારીનું મુખ્ય કર્તવ્ય છે કે તેની જીવનચર્યામાં દરેક જગાએ સ્વચ્છતા હોવી જોઇએ. સ્વચ્છ વાતાવરણ અંતઃકરણમાં પણ નિર્મલતા લાવવામાં મદદ કરે છે. ( સત્ય એ તમામ વેદાદિ શાસ્ત્રો વાણી તમામનો તત્વસાર મુખ્ય સિદ્ધાન્ત છે.

(૩) ત્રીજો ધાગો તપનો છે. તપ વગર શુદ્ધ બ્રાહ્મણ નથી બની શકાતું અને તપ વગર યથાર્થ શુદ્ધી પણ નથી થઈ શકતી. અનેક પ્રકારના સુખો પ્રાપ્ત કરવાની વૃત્તિને રોકવી એ મોટું તપ છે. ભોગેચ્છા રોકવી, મનોનિગ્રહ અને બ્રહ્મચર્ય પાલન કરવું એ તપ છે. ક્રોધનું ધ્યન તેમજ વાર્તાચતમાં સભ્યતા અને લોકસેવાનું કાર્ય એ જ સાચુ તપ છે.

આ પ્રમાણે એ ત્રણ સૂત્ર માટે એક મંત્ર (પ્રમાણ) છેઃ—

એ સુત્ર જ યજ્ઞોપવિતનો આદર્શ હોવો જોઇએ. તે સિવાય એ

હંમેશાં હૃદય અને ફેફસાંના પ્રદેશ ઉપર રહે છે. એ બન્ને પ્રદેશોમાં રક્તવાહિનીઓનું ખાસ સ્થાન છે. તેથી ત્યાં રહેતી વસ્તુનો સારા શરીરમાં પ્રભાવ પડે છે, કારણકે જાયફળની માળા પહેરવાથી જેમ કમળાના રોગીને લાભ થાય છે, તેમજ નાના બચ્ચાઓને પણ ઘણી વખત એવી કોઇ પ્રભાવશાળી વસ્તુઓ પહેરવાથી લાભ થાય છે; તેમ તે શરીરને લાભકારી છે. માટે જનોઇ હંમેશાં શુદ્ધ રહેવી જોઇએ, તે સિવાય શૌચ કરતી વખતે કાને ચડાવવાનો બીજો અર્થ ન થઇ શકે.

નકામી જણાતી વસ્તુઓ ફેંકી દેવી જોઇએ, પણ જેનો આદર્શ સત્ય, તપ અને ઋતુ છે એવી વસ્તુ મળવી મુશ્કેલ છે. તે માટે જ યજ્ઞોપવિત (જનોઇ) પહેરવી જોઇએ. અન્યથા જગદ્ગુરૂ ડૉ. કુર્તકોટીના કથનાનુસાર તેને ધારણ ન કરવી. તેઓ કહે છે કે: “જ્યારે બાળક કૌપીન અને મૃગચર્મ પહેરી હાથમાં દંડ લઇ ગુરૂને ત્યાં જતો ત્યારે તો યજ્ઞોપવિત તેનું અમોલ અભુષણ હતું, પરંતુ જ્યારે બાળક કોટ, પાટલુન ને બુટ પહેરી સ્કુલમાં ભણવા જતો હોય ત્યારે જનોઇની બીલકુલ આવશ્યકતા હોતી નથી તેથી દેશકાળ અનુસાર તેને વ્યર્થ સમજી બ્રાહ્મણોએ યજ્ઞોપવિતનો ત્યાગ કરવો જોઇએ.”

મહાત્મા ગાંધીજી પણ કહે છે કે: “આજકાલ યજ્ઞોપવિત સંસ્કાર મારે માટે કોઇ મહત્વની વસ્તુ નથી તોપણ કદાચ તેની આવશ્યકતા હોય તો, બાળકની પુખ્ત ઉમરે યજ્ઞોપવિત આપવી જોઇએ કે જ્યારે તે તેનો સંપૂર્ણ અર્થ સમજી શકે. અને તે જીવનમાં આચરવા તૈયાર રહે.” ચાર પાંચ વર્ષના બાળકને જનોઇ આપવાથી શું ફાયદો, કારણ કે તે કાંઇપણ વાત સમજી શકતો નથી! અસ્તુ.

યજ્ઞોપવિતનો વાસ્તવિક અર્થ સમજી ઉત્તમ બ્રાહ્મણ બનવાનો પ્રયત્ન કરવો જોઇએ, કારણકે શુદ્ધ બ્રાહ્મણ બનવામાં જેવો આનંદ છે, તેવો બીજામાં નથી.

## " બળેવ યાને યજ્ઞોપવિત રહસ્ય "

××બળ+આવે. બળ=શક્તિ, એવ=સાદશ્ય (સરખાપણું) શ્રાવણ માસમાં શ્રવણ નક્ષત્રવાળી પૂર્ણિમાને દિવસે સ્વીકાર, માબાપો તરફથી બ્રહ્મ કર્મ કરવા માટે યજ્ઞોપવિત બ્રહ્મસુત્ર પહેરાવાય છે અને જે કર્મથકી બ્રહ્મની સમીપમાં લઈ જનાર બળ પ્રાપ્ત થાય છે. જેને લઈ તે બળેવ કહેવાય છે. અથવા જે યજ્ઞોપવિતથી બ્રહ્મને પ્રાપ્ત કરવાનો સ્વીકાર કરવા તથા માબાપો તેમજ દીક્ષિત ગુરૂ તરફથી મળેલી આજ્ઞા પ્રમાણે કર્તવ્ય કરી દેખાડવાની શક્તિ તેને બળેવ કહે છે. શ્રવણ નક્ષત્રને શ્રાવણ માસમાં આ બ્રહ્મકર્મ થાય છે. જેને લઈ તે શ્રાવણી પણ કહેવાય છે. ઊપાસ કર્મનો પણ એવો જ અર્થ નીકળે છે. ઊપાક કર્મ બ્રહ્મની સમીપમાં લઇ જનાર કર્મ તે ઊપા કર્મ.

વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ ।। ચારે વર્ણોનો ગુરૂપદનો દાવો કરનારા બ્રાહ્મણોનું પહેલાં સવારથી સાંજ સુધીમાં બ્રહ્મકર્મ સિવાય; કંઈ પણ કર્તવ્ય હતું નહી. ધર્માચરણ તેમજ ઈશ્વર આરાધનમાં જ જીવનની સમાપ્તિ થતી. જેમ દશેરા ક્ષત્રીઓનું પ્રધાન પર્વ દીવાળી વૈશ્યોનું પ્રધાન પર્વ તેમ બળેવ એ બ્રાહ્મણોનું પ્રધાન પર્વ ગણાય છે પ્રથક પ્રથક પર્ણકુટીઓમાં વાસ કરી રહેલા મહર્ષિઓ આ દીવસે ગંગા કીનારે એકઠા મળી વર્ષ આખર આત્મોન્નતિ માટે શું કર્તવ્ય કર્યું તેનું સર્વાંયું નક્કી કરતા. રાષ્ટ્રમાં ધર્મ સબંધી કંઇ ક્ષતી થવા પામી છે કે કેમ ? તેની તપાસ કરી ઉત્તમ પ્રકારે ધર્મ ચર્ચા કરવી કારણ કે " બ્રાહ્મણનો દેહ એ ક્ષુદ્રકાર્ય માટે નથી પરંતુ ધર્મ રક્ષણ માટે છે." એટલે ધર્મ રક્ષણ કરવું એ બ્રાહ્મણોનું ફરજીઆત કર્તવ્ય છે. અને મહર્ષિઓ આ દીવસે પોતાના આ કર્તવ્યનું પરીપાલન કરી ઋષિઓનું તેમજ દેવતાઓનું પુજન કરતા પરંતુ ખેદની વાત છે કે અત્યારે તો માત્ર સાપ ગયા ને લીસોટા રહ્યા તે પ્રમાણેનું કર્તવ્ય થાય છે. જે બ્રાહ્મણોના હાથે ધર્મનું રક્ષણ થવું જોઇએ તેને બદલે તેમના જ હાથે ધર્મહનનનાં કાર્યો થાય છે.

ઊપવિત બ્રહ્મસુત્ર તેની જેવી તેવી કીંમત નથી. જેને ધારણ કરવા માટે તો બ્રાહ્મણોમાં ખાસ ઊપવિત સંસ્કાર થાય છે.

લગ્ન ન થાય તો ચાલે પરંતુ ઊપવીત સંસ્કાર તો ખાસ થવો જ જોઇએ. પ્રથમ તો ત્રણે વર્ણને ઉપવીત સંસ્કારનો અધીકાર હતો. પરંતુ અત્યારે તો માત્ર બ્રાહ્મણો સિવાય એ પરંપરા કોઇએ પણ સાચવી નથી. ભલે બ્રાહ્મણના ઘરમાં ખાવાના સાંસા હશે તો પણ પોતાના બાળકને આઠમું વર્ષ થતાં જ ભીખ માગીને પણ યજ્ઞોપવિત સંસ્કાર કરે છે. જ્યારે બીજી વર્ણોએ આવી પરવા રાખી નથી, શાસ્ત્ર તો કહે છે કે—

કાલાતિક્રમે નિયતત્રિ પુરૂષં પતિત સાવિત્રીકાણા

મયત્યે નસંસ્કારો નાધ્યાન પનમૂ ॥

જેના ત્રણ પુરૂષો સુધીમાં ઊપવીતની પરંપરા ચાલુ ન રહે તો પછી તેને અધીકાર રહેતો નથી.

ઊપવીત એ કંઇ સાધારણ સુતરનો તાંતણો નથી. તેના નવ તંતુમાં નવદેવનો વાસ છે. ગ્રંથીમાં બ્રહ્મા વિષ્ણુને મહેશ્વરનો વાસ છે. યજ્ઞોપવિત ધારણ કર્યા પછી જ શ્રૌત, સ્માર્ત, કર્મનો અધીકાર પ્રાપ્ત થાય છે. "યજ્ઞોપવિત દ્વેધાર્યે તસ્માર્તેય બોકર્મણી" આપણામાં લગ્ન પછી બીજું યજ્ઞોપવિત ધારણ કરવામાં આવે છે, તેનું કારણ એમ પણ ખરૂકે અગ્નિ હોત્ર દીશ્રોત કર્મનો અધીકાર સ્ત્રી વગર હોઇ શકતો નથી. એટલે ગ્રહસ્થાશ્રમમાં સ્ત્રી પ્રાપ્ત કર્યા પછી બન્ને કર્મના અધીકારરૂપ બે જનોઇ ધારણ કરી શકાય છે. શાસ્ત્રોમાં ઊપવસ્ત્રના અભાવે ત્રીજી જનોઇ ધારણ કરવાનું કહેલું છે કોઇ કોઈ તો સંસ્કૃત વસ્ત્રાભાવે ચતુર્થકમ્ । એમ પણ કહે છે. હાલના બ્રાહ્મ-ણોને યજ્ઞોપવિતની કંઇ કીંમત હોય તેમ લાગતું નથી. તેમને તો માત્ર ચાવી બાંધવાનું એક સાધન હોય તેમ માની તેનું ખરૂ સ્વરૂપ ભુલી જાય છે. તેથી વાંચનવર્ગ! ભાઇઓ આપ પોતે સમજી બીજાઓ પ્રતે પણ ખાસ તસ્દી લઇને પ્રચાર કરવા મ્હારી મહેનતને સફળતા મેળવશો.

આજકાલ જનોઇ જોટા તૈયાર મળવાથી જનોઈ કેમ બનાવવી તેનો કેટલાકને તો ખ્યાલ નહી હોય જેથી તે સંબંધી વિચાર કરીએ.

## " જનોઇ બનાવવાનો પ્રકાર "

xxxxxx હાથના આંગળા ઉપર ત્રિવિધ તાપને શમાવનાર હોઇ ત્રીગુણ સુત્રના (૯૬) છન્નું આંટા પછી તે સુત્રને ડાબી બાજુએ વણી એક કરવું તે પછીથી તેને ફરીથી એવડું કરવું પછી તે નવતંતુવાળા સુત્રને ત્રીગુણ કરી ગાંઠ વાળવી ગોત્રના પ્રવર પ્રમાણે કોઇ કોઈ ત્રણ અથવા પાંચ ગાંઠ વાળે છે, તે યજ્ઞોપવિતને (વામસ્કંધે) ડાબે ખભે ધારણ કરવી–તે–નાભી સુધી રહેવી જોઇએ નીચી કે ઉંચી ન જોઇએ. નાભી સુધીનો ભાગ પવિત્ર માનેલો છે. જેથી ત્યાં સુધી રાખવી.

## જનોઇના (૯૬) આંટા શા માટે ?

"આ પ્રમાણે એ ત્રણ સુત્ર માટે એક મંત્ર છે:" "સત્યં ચ ઋતં ચ પરીષીયામિ ૐ સત્યં ૐ તપઃ ।"

જ્યારે ઊપવિત બનાવવામાં આવે છે. ત્યારે ત્રીગુણીત સુત્રના છનું આંટા ગણી તેનું બનાવવામાં આવે છે. છનું આંટાની ગણત્રી શા–હેતુથી લેવામાં આવે છે. એવી શંકાઓ ઘણા ભાગે સૌ કોઇને થાય છે. તે સૌ પૂર્ણ વિચારપૂર્વક ગૂઢ રહસ્યોનું ભાન કરાવવા જ શાસ્ત્રકારોએ નક્કી કરેલું હોય છે તે જરાક ધ્યાનપૂર્વક સાંભળો !

( લક્ષંતુવેદચત્વાર ) ચારે વેદના મંત્રોની સંખ્યા શાસ્ત્રકારોએ એક લાખની ગણેલી છે. તેમાં એંસી હજાર કર્મકાંડ અને સોળ હજાર ઊપાસના કાંડ અને ચાર હજાર જ્ઞાનકાંડ, આ પ્રમાણે વેદના ભાગ કરેલા છે, વેદોક્ત ઉપાસનાના અધીકારી જનો માટે કર્મ અને ઊપાસના રૂપી છનું હજાર વેદ ભાગના ચિન્હરૂપ છનું આંટાની જનોઈ બનાવવામાં આવે છે. એટલે આ યજ્ઞોપવિત ધારણથી કર્મ ઉપાસના સંબંધી છન્નુ હજાર વેદ ભાગનો અધિકારી સમજાય છે. જ્યારે કર્મ ઊપાસનાથી આગળ વધતાં જેઓ પારબ્રહ્મજ્ઞાન સ્વયં સ્વરૂપના માર્ગનો અધિકાર પ્રાપ્ત કરે છે, તેમણે આ ચિન્હની આવશ્યકતા રહેતી નથી.

આ વિષયમાં કોઈ એમ પણ કહે છે કે ( ચતુર્વેદ ) ગાયત્રી ચતુર્વિશલીકાક્ષરી ) ગાયત્રી એ વેદના સારરૂપ છે. તેના અક્ષરો

ચોવીસ છે. એ વિચાર વેદની ગાયત્રીના (૯૬) છન્નુ અક્ષર થયા જેથી પણ બ્રહ્મ સૂત્રના છનું આંટા ગણાય છે. તે સુત્ર ધારણ કરવાથી દ્વિજ બાળકને બ્રાહ્મણપણાની સ્વધર્મની પ્રતિજ્ઞાનું ભાન રહે છે.

તે સાથે તે સુત્ર ૭ શાસ્ત્રને અઢાર પુરાણ તેનું પણ સુચન કરે છે. પીઠને હૃદય તે બે ભાગથી ઉપવીતના બે ભાગ થાય છે. તેથી ૭ સુત્ર થાય છે. તે સુત્ર ૭ શાસ્ત્રોનું સુચન કરે છે. તે નવ તંતુના હીસાબે બે ભાગના અઢાર તંતુ થયા તે અઢાર પુરાણનું સુચન કરે છે. પોતાના જીવનનું કર્તવ્ય ઊપવીત ધારણ કરતાં સમજાઈ જાય છે. આ વિષયમાં વિદ્વાનો કેટલાક કહે છે કે—

તિથિ વારંચ નક્ષત્રં તત્વવેદ ગુણાન્વિતમ્ ॥
કાલત્રયંચ માસેચ બ્રહ્મ સુત્રં હીષણ્ણુમ્ ॥

**ભાવાર્થ**-તિથિ ૧૫, વાર ૭, નક્ષત્ર ૨૭, વેદ ૪, ગુણ ૩ કાળ ૩, માસ ૧૨, તત્વ ૨૫ આ બધાનો સરવાળો છન્નુ થાય છે. આપણે ગમે તેમ ગણીએ છતાં યજ્ઞોપવિતનું રહસ્ય ઘણું ઊંડુ છે. તે સમજવા યત્ન કરીએ તો વિષયની સંપૂર્ણ માહીતી મળી શકે છે.

## ડાબે ખભે જનોઈ શા માટે?

તે ડાબે ખભે ધારણ કરવાનું ખાસ કારણ એ છે કે તે જમણી બાજુ રહે. દેવકાર્ય, જનોઈ જમણી બાજુએ જ રાખીને જ કરવું એવો શાસ્ત્રનો નિયમ છે. જ્યારે પિતૃકાર્ય હોય ત્યારે (અપસવ્ય) ડાબી બાજુએ રાખવી. આટલી જ વાર જમણે સ્કંધે જનોઈ રહે છે. મનુષ્યકર્મ (ઋષિતર્પણ) કરવામાં કંઠમાં રાખવામાં આવે છે. પરન્તુ તે કાર્ય પુર્ણ થતાં તુરત જ ડાબે ધારણ કરવામાં આવે છે. કારણ કે દેવકાર્ય એ પ્રધાનકાર્ય છે. તે સ્તુતિ પ્રાર્થનાથી તે મોટા કાર્ય સુધી અહોનિશ કરવું પડે છે. વળી ડાબો ભાગ (વામઅંગ) એ સ્ત્રીઓનું છે. સ્ત્રીઓને પુરૂષોએ પોતાના આધીન રાખવી આ સુચના પણ મળી રહે છે. નવા સુધારકો ફક્ત કંઠે રાખે છે તે અવિધિયુક્ત છે. શાસ્ત્રકારો આ માટે પ્રાયશ્ચિત જણાવે છે.

## " દક્ષિણ કર્ણે શા માટે ? "

આ ઉત્તમોત્તમ બ્રહ્મસુત્ર શૌચાદી ક્રિયા અપવિત્ર ન થાય તે કારણે જમણા કાને ભરાવવામાં આવે છે. કારણ કે ગળાના ઉપરનો ભાગ એ અપવિત્ર થતો નથી. તે પવિત્ર માનેલો છે. જેથી શૌચ ક્રિયા વખતે ઊપવીત અપવિત્ર ન થાય માટે જમણા કાને ધારણ કરવું. બીજું જમણો કાન ગુરૂ મંત્રના ઉપદેશવડે પવિત્ર થએલો છે. જેથી જનોઇ ત્યાં રાખવાથી અપવિત્રતાનો બાધ આવતો નથી. વળી આપણી ગુહ્યેન્દ્રિયનો સંબંધ કાનની નસોની સાથે લાગેલો હોય છે. જેથી પણ જમણા કાને ધારણ કરવાને કારણ મળે છે. આ પણ વડીલોએ પૂજ્ય મહર્ષિઓએ ઘણાજ પરીશ્રમવડે તત્વોનું શોધન કરી પછીજ સૌ કોઇ વિધાન નિર્માણ કર્યું છે. યજ્ઞોપવિત વગર વેદનો અધિકાર પ્રાપ્ત થતો નથી.

સુતકમાં ગ્રહણમાં તેમજ દર ચાર માસે નવું યજ્ઞોપવિત ધારણ કરવું. સૌ કોઇ ભાઇઓ–આ ઉત્તમ બ્રહ્મ સુત્રનું યથાર્થ સમજે તેથી પ્રગટ કર્યું છે.

## સંધ્યા અને કર્મોપાસના (ગતાંકથી ચાલુ છે)

## "આચમન વિષે."

ॐ

**आचम्य प्राळान्संमृज्ञाति आ भागन्य शसेति पार० गृ०**

દરેક કર્મ કરતી વખતે આચમન લેવાનું શાસ્ત્ર જણાવે છે. આચમનથી પવિત્ર થવાય છે. ચિત્તની એકાગ્ર થવામાં તે મદદરૂપ છે. કંઠ તાલુદોષને નિવૃત્ત કરનાર છે. કર્મની સિદ્ધિ કરવામાં હેતુરૂપ છે.

**संहितां गुलिनातोयं गृहित्वापाणिनाद्विजाः ॥**
**मुक्ता ङ गुष्टकनिष्टेन शेषेणा चमनं चरेत् ॥ नाग०**

હંકુ જળ એટલું લેવું કે માસાભર સોનાનો મણકો ડુબે તેટલું. જમણા હાથની હથેલીમાં શુદ્ધ જળ લેવું અને અંગુઠો અને ટચલી આંગળી છુટાં રાખી હથેલા મૂળ અને મધ્યમ દેશમાં ઓઠ લગાડીને

જળ પીવું તેને આચમન કહે છે. વળી જવ આપણી હથેલીના મધ્ય ભાગમાં ઉભો રાખી તે ડુબે તેટલું જળ લેવું તેટલે આચમન કહેવાય છે. તે આચમન સર્વ કર્મ ક્રિયા અનુષ્ટાનની સિદ્ધિ આપનારૂં છે, તે આચમનનું જળ મુખથી કંઠમાં થઇ હૃદયને પહોંચે છે, જેથી હૃદય પવિત્ર થાય છે. આચમનના ઘણા પ્રકારમાં સવિસ્તાર છે, પણ ખાસ છ પ્રકાર છે, શુદ્ધ આચમન, સ્માર્ત, પૌરાણિક, વૈદિક, તાન્ત્રિક, શ્રૌત માટે કર્મ કરતી વખતે ત્રણ આચમન લેવાના છે. જે કર્મનો આરંભ કર્યો હોય તે કર્મ કરતી વખતે પૂર્વ તરફ બેસીને સ્થિરચિત્તે કર્મ કરવું તે કર્મ કઈ વખતે કયું આચમન લેવું તે કર્મ કેવા પ્રકારનું છે, તે જાણીને તે મંત્ર ભણીને આચમન કરવું અથવા આચાર્યની આજ્ઞા પ્રમાણે આચમન વિધિ કરવો. પરંતુ સત્યપંથ પારખજ્ઞાન પ્રકાશવાળા ને–તે કર્મકાંડ કરવાની કંઇપણ જરૂર રહેતી નથી.

॥ सत्यपंथ सनातन धर्म विजयते ॥ "

આપણે અહીંઆં પુણ્ય પવિત્ર સાબ્રમતિના કિનારે રાજનગરમાં સંવત ૧૯૯૪માં અનેક આચાર્યો, મઠાધીશો, મહાત્માઓ અને સમર્થ વિદ્વાનોના સભામંડપ અમદાવાદમાં સ્વામી નારાયણના મંદિરમાં વલ્લભાચાર્ય ગોકુલનાથજીના પ્રમુખસ્થાને સનાતન ધર્મનું મહાન અધિવેશન ભરાયું હતુ, જેથી આપણને ઘણી જ જાગૃતિ તથા જાણવાનું મળે તેમ હતુ, ત્યાં અત્યારના સમયમાં કેવી રીતે વર્તવું તેના પ્રશ્નો અસ્પૃસ્યા સ્પૃશ્યનો પ્રશ્નો. શુદ્ધિના સવાલો, કર્મ અધિકારના પ્રશ્નો અને સહેજ પ્રસારાથી પુર્નઃલગ્નના અવાજો તથા કન્યા વ્યવહારના જવાબો આ બધાંનો નિકાલ સમર્થ જગદ્ગુરૂ, ભારતીકૃષ્ણ તથા રાજ રાજેશ્વરાચાર્યોએ અને અનેક વિદ્વાનોએ વ્યાખ્યાન (ભાષણ) ઘણીજ સુંદર રીતથી જનસમાજને આપ્યા છે તેથી બ્રાહ્મણોએ ખાસ જાગ્રતા લાવીને તૈયાર રહેવાની જરુર છે.

તે અધિવેશનનો સામાન્ય જે જાણવાનું મળ્યું છે તે આપ મારા પ્રેમી બંધુઓની પાસે નિવેદન કરૂં છું. તે અધિવેસનમાં બ્રાહ્મણોને બહુ જ શિથિલતા અને ચારિત્ર્યભ્રષ્ટથી બચવા પ્રયત્ન તથા વર્ણાશ્રમનું

પ્રતિપાદન કરતા નથી એવું કહેવામાં આવ્યું છે. તે વાત તદ્દન સાચી છે. બીજું જગતના ગુરૂ શંકરાચાર્ય હોય છે તેમ છતાં અત્યારનો વિપરીત સમય જોઈને અને જે અધિવેશન ગુજરાતના પાટનગરમાં હોવા છતાં વલ્લભાચાર્યના અધિકાર નીચે જામે છે. તેનું કારણ ઉપર કહ્યું તેજ છે અને શંકરાચાર્યની પીઠગાદી દ્વારકાની છે. જે ગાદી માધવતીર્થની ગણાય છે તેના માટે હાલમાં લડાઈઓ અને કુસંપ હોવાથી તથા બ્રાહ્મણો નિર્બળ હોવાથી આ લાભ આપણા સનાતન ધર્માચાર્ય વલ્લભસ્વામીને મળ્યો છે. તે ઘણું જ સારૂં છે. જે માધવાતીર્થે એ ઘણા જ બ્રાહ્મણોની જનોઈઓ તોડાવી કન્યાવિક્રય અટકાવી અને પોતાના સ્વબળથી વિજય મેળવેલો તેના જ અનુયાયીઓ, ભૂદેવો હજુ પણ ઉંઘમાં જ ઉંઘ્યા કરે છે, અને ઉંઘવાના પણ છે, કારણકે તેમને શંકરાચાર્ય પ્રત્યે બીલકૂલ માન છે નહિ. ધારે તો એકલા જ બ્રાહ્મણો પોતાના સ્વધર્મનું રક્ષણ કરે તેમ છે. સનાતનધર્મ, વિશ્વધર્મ સત્ય છે એવું ત્યાંની સભામાં પ્રતિપાદન થયું છે, અને વર્ણાશ્રમ ધર્મ વિશેષ ધર્મ છે, ગમે તે જાતનો મનુષ્ય જો લોભ વિનાનો હોય, સત્યવાદી હોય, સાધુ સેવા કરતો હોય, સત્ય સંગ કરતો હોય, ગાય પાળતો હોય. દૈવી વૃત્તિવાળો હોય, કામવિકાર વિનાનો હોય, પોતાને ઘેરે ગાય પાળતો હોય, અહિંસાનો હિમાયતી હોય તો તે સાચો હિન્દુ તથા સનાતની સત્યપંથી સત્યધર્મી છે એવું સિદ્ધ કર્યું છે, પણ ઉપરનાં આચરણોથી ભ્રષ્ટ હોય તો પછી તે વિશેષ ધર્મ વર્ણાશ્રમમાં ગણી શકાતો નથી. લખવા માટે ઘણું જ થોડું છે પરન્તુ ટુંકાણમાં આચાર્યોએ કહ્યું છે કે, જો ધર્મ છે, તો જ આપણું જીવન છે. ધર્મ ગયો એટલે સર્વસ્વ ગયું છે "धर्मं स्तिष्ठन्ति केवलः" મનુષ્ય અમૂલ્ય દેહ છે. નૂતન દેહનો અધિકારી થવાનો હોય છે તો તેનો ધર્મ ગુણ અને કર્મ સત્ય જ હોવાં જોઈએ. પંડિતોએ ચોખ્ખું કહી દીધું છે કે જો દેશસેવા સમાજ સત્યધર્મનું રક્ષણ નહિ કરે તો તે મનુષ્ય કહી શકાય નહિ. "સત્યપંથ સનાતન સત્ય ધર્મ વિજયતે."

## "ચારે વર્ણોના જુદા જુદા કર્મ લક્ષણ"

બ્રાહ્મણના કર્મ. (૧) ભણવું (૨) ભણાવવું (૩) યજ્ઞ કરાવવા, (૪) દાન લેવું અને (૫) દાન દેવું એ બ્રાહ્મણનાં કર્મ છે.

લક્ષણ—(૧) મનને વશ રાખવું (૨) ઈન્દ્રિયોને વિષયોની તરફ જતી રોકવી, (૩) શુદ્ધ રહેવું, (૪) તપ કરવું, (૫) સંતોષ રાખવો, (૬) ક્ષમા કરવી. (૭) સરળ મન થવું, (૮) વિચાર રાખવો, (૯) દયા કરવી અને ભગવાનમાં પ્રીતિ રાખવી તથા સત્ય બોલવું અને સત્ય બોલવાનો ઉપદેશ કરવો. એ બ્રાહ્મણનાં જ લક્ષણો છે. તપ–વેદ શાસ્ત્રોનું જ્ઞાન મેળવવું તે બ્રાહ્મણનું તપ છે.

તામસ તપ=જે તપ દુરાગ્રહથી કરાય, તેમજ આત્માને પીડા કરનાર હોય. અથવા બીજાને હાની કરવા માટે જે તપ કરવામાં આવે તેને તામસી તપ કહેવામાં આવે છે.

ઇંદ્રિયોને વશ નહિ રાખનારને વનમાં પણ વિકારરૂપ દોષ થાય છે, અને ઘરમાં પાંચેય ઇંદ્રિયોને વશમાં રાખવી એ પણ તપ છે; અર્થાત્ જે ઇંદ્રિ વશ રાખી સારા કામમાં પ્રવર્તે છે; તેને તેનું ઘર જ તપોધન જાણવું.

(સાચો બ્રાહ્મણ) જેનું જીવન ધર્મ માટેજ છે, ધર્મ જ એ જેનો અર્થ છે અને સદ્કાર્યો કરવામાં જ જેના રાત્રિ ને દિવસો વ્યતિત થાય છે, તેવા જનો ગમે તે જાતીના મનુષ્ય છતાં પણ ફક્ત જનોઇને ધારણ કરનાર બ્રાહ્મણ કહેવાય છે. જે કાંઈ થોડું જ પહેરવાનું મળે અગર ખાવાનું અને સુવાનું મળે છે, થોડામાંજ જે સંતોષ માનનાર હોય તે પણ દેવ સરખા બ્રાહ્મણો માનવા જોઇએ.

મનુષ્ય જન્મે છે ત્યારે શુદ્ર કહેવાય છે; તે પછી ઉપનયન (જનોઈ) આદી સંસ્કાર કરી ગુરુને ત્યાં ભણવા મોકલવામાં આવે તેને દ્વિજ કહે છે. અને જે વેદ ભણે તે વિપ્ર, તેમજ જે બ્રહ્મને જાણે તે અસલ બ્રાહ્મણ કહેવાય છે. એ શાસ્ત્રોક્ત પ્રમાણ છે તેને પણ છોડી બીજાં કર્મો કરનાર બ્રાહ્મણોની મતી સાંભળો. અન્ય વર્ણોના કર્મ લક્ષણો આગળ ઉપર જાણવામાં આવશે.

# 'વિપ્રમતીસી અર્થાત વિપ્રોની મતી'

વેદે જે બ્રાહ્મણની મતી કહી છે તે સાંભળો અને બ્રાહ્મણોનાં આચરણ જુઓ. હરિરૂપી જ્ઞાન વગર બ્રાહ્મણપણું ડુબી ગયું. વેદનું વચન જેમાં કહેલ છે કે " બ્રહ્મ જાનાતિ બ્રાહ્મણ; " બ્રહ્મદિ બ્રાહ્મણો ભવતિ." બ્રાહ્મણ કોને કહેવો ? જો જીવને બ્રાહ્મણ કહો તો જીવ સર્વનો એક સરખો છે. દેહને જો બ્રાહ્મણ કહો તો સર્વનો દેહ પણ એક સરખો પંચ ભૌતિક છે તથા કર્મ માર્ગથી પણ જો કદી દેહને બ્રાહ્મણ કહો તો પિતા મરે છે એટલે તેના દેહને પુત્ર આદિક બાળી નાંખે છે તો બ્રહ્મ હત્યા થવી જોઇએ પણ તે કાંઇ થતી નથી તેથી દેહને પણ બ્રાહ્મણ કહેવાય નહિ. હવે જો પંડિતને બ્રાહ્મણ કહો તો બીજી જાતિઓમાં પણ મોટા મોટા બુદ્ધિમાનો હોય છે કે જેમની વાત મોટી મોટી સભાઓમાં પણ મંજુર રહે છે. " યસ્ય બુદ્ધિઃ પંડા સ પંડિતઃ" શાસ્ત્રકારોએ એ પ્રમાણે કહ્યું છે કે જેની બુદ્ધિ ઊચી તથા પુષ્ટ છે તે પંડિત છે, તેથી પંડિતને પણ બ્રાહ્મણ કહેવાય નહીં. તેમજ જો કર્મને બ્રાહ્મણ કહો તો ક્ષત્રિયને પણ ત્રણ કર્મનો અધિકાર છે. પૃથ્વીદાન, ગજદાન, કન્યાદાન, ગૌદાન, હિરણ્ય દાનાદિક કર્મો કહે છે તેથી કર્મને પણ બ્રાહ્મણ કહેવાય નહીં.:હવે બ્રાહ્મણ શ્વેતવર્ણ, ક્ષત્રિય લાલ વર્ણ, વૈશ્ય પીત્ત વર્ણ અને શુદ્ર કાળો વર્ણ એમ જો કહો તો ચારે વર્ણમાં બધા તે પ્રમાંણે છે, તેથી વર્ણને પણ બ્રાહ્મણ કહેવાય નહીં. જો કોઈ એમ કહે કે બ્રાહ્મણ મુખથી પેદા થાય છે, ક્ષત્રિય ભુજાથી, વૈશ્ય જાંઘથી તથા શુદ્ર પગથી પેદા થાય છે તો બધા જ ગર્ભવાસથી જ પેદા થાય છે, નતો કોઈ મૂખથી કે નતો કોઈ ભુજાથી તેમજ ન કોઈ જાંઘથી કે ન કોઈ પગથી પેદા થાય છે તેથી તે પણ કાંઈ પ્રમાણ કહેવાય નહીં.

એટલે કે એને બ્રાહ્મણ કહેવાય નહિ. વળી કોઈ કહે છે કે આયુષ્ય બ્રાહ્મણ એટલે કે બ્રાહ્મણ સો વર્ષ જીવે છે, ક્ષત્રીય પચાસ, વૈશ પચીશ અને શુદ્ર બાર વર્ષ જીવે છે પરન્તુ એ પણ કાંઈ પ્રમાણ

નથી તેથી આયુષ્યને પણ બ્રાહ્મણ કહેવાય નહીં. જો કોઇ કહે કે જાતિ બ્રાહ્મણ તો બીજી જાતિઓમાં પણ મોટા મોટા બ્રાહ્મણો થયા છે તે સાંભળો!!!

## "ગમે તે જાતિમાંથી બ્રાહ્મણ થઇ શકેશે."

(પ્રમાણ)–વશિષ્ટ ઋષિ ગુણકાના પુત્ર, વ્યાસની ઉત્પત્તિ ઢીમરની કન્યાથી, મહામુનિ માતંગીના પુત્ર, વિશ્વામિત્ર ક્ષત્રિયના પુત્ર, શૃંગિઋષિ હરિણ પુત્ર. અગસ્તિ ઘડાથી ઉત્પન્ન, બ્રહ્મા કમળથી ઉત્પન્ન, વાલ્મિક ઋષિ ફાંસો નાંખનાર ભીલના પુત્ર, ગૌતમઋષિ ગૌતનથી, નારદ દાસીના પુત્ર, અનુચર ઋષિ હસ્તનીના પુત્ર, દ્રોણાચાય દ્રોણથી, ભારદ્વાજ ઋષિ શુશુન્દ્રિનના પુત્ર, માતંગ ઋષિ માતંગીના પુત્ર, માંડક ઋષિ મેડકીના ગર્ભથી.

એવા એવા અનેક જાતિઓમાં મોટા મોટા શ્રેષ્ઠ બ્રાહ્મણ થયા છે, જેમને વેદે પણ માન્યા છે, તેથી જાતિને પણ બ્રાહ્મણ કહેવાય નહીં, તો પછી બ્રાહ્મણ કહેવા કોને!! આ વચનમાં અવશ્ય કોઇને શંકા થાય તેમ છે. પ્રત્યુત્તર વેદ વચન છે કે "બ્રહ્મવિદ્ બ્રાહ્મણો ભવતિ" જેઓ સમષ્ટિ, વ્યષ્ટિ એક કરી અનુભવ બ્રહ્મ જાણે છે તે બ્રાહ્મણ છે, સુવર્ણભૂષણ, ન્યાય ઘટ મૃત્તિકા ન્યાય એટલે કે વેદ વચન એવું છે કે જેમને બ્રહ્મજ્ઞાન અપરોક્ષ (પારખજ્ઞાન) છે તેમને બ્રાહ્મણ કહેવા. બ્રાહ્મણ હો કે બ્રહ્મ ન જાણે, અર્થાત્ જે બધા બ્રાહ્મણ કહેવાય છે પરન્તુ બ્રહ્મને જાણતા નથી, બ્રહ્મ એટલે સર્વ આત્મા પોતાના સમાન ગણવા તે. પરંતુ–બ્રહ્મમાં ભેદ ન રાખવો, કુળ અભિમાન ન રાખવા પણ તેઓ રાખે છે. તેથી જે વેદનું વચન છે, તે પણ સાધારણ માનંદી માત્ર જ થઈ પડયું ગણાય, પોતાના ગુરુના વચનનો વિશ્વાસ રાખવો જોઈએ; તે પણ ન રહ્યા. અર્થાત આવી રીતે બ્રાહ્મણોએ વિચાર કરવો જોઈએ કે. તેઓ જમીનના કે આકાશના પણ ના રહ્યા. બ્રાહ્મણે પ્રથમ વિચાર બ્રહ્મનો રાખીને જ યજ્ઞ પ્રતિગ્રહ વિગેરે કરવું જોઇએ, તે પણ બ્રહ્મ વિચારને બાજુ પર રાખ્યો. યજ્ઞપ્રતિગ્રહમાં તેની પાછળ

લાગ્યા કે તેઓ એવા વિચારથી કે જો કોઇ ઠેકાણે યજ્ઞ થાય તો અમોને દક્ષિણા મળે કે જેથી હમારા કુટુંબનું પોષણ થાય. આ પ્રમાણે બ્રહ્મ વિચારનો ત્યાગ ન કરવો જોઈએ તેના બદલે તે વિચારનો ત્યાગ કરે છે. આ નાના પ્રકારના મોહ વિષયોથી દૂર રહેવું આવું શાસ્ત્રોક્ત પ્રમાણ છે છતાં મોહ વિષયોમાં પડયા છે. બ્રાહ્મણે તૃષ્ણાથી રહીત થવું છતાં તૃષ્ણા વધારે છે તો બ્રાહ્મણ કોઇ પણ કેવા રીતેથી માને આવો વિચાર કરવો પણ મુશ્કેલીભર્યો થઇ પડયો છે, તો બ્રાહ્મણ એવી તો કોઈ વસ્તુતા રહી નહીં. વેદના પ્રમાણથી જો કદી બ્રાહ્મણ માનો તો વેદનું પ્રમાણ કાંઈ એવું નથી કે ઘરમાં યજ્ઞ કરવો અને પ્રતિગ્રહમાં ( દક્ષિણા આપવામાં ) આસક્ત થવું. સાધન ચતુષ્ટય સંપન્ન 'બ્રહ્મને થઈ ને જાણે તે બ્રાહ્મણ' વેદનું વચન તો આવું છે. અરે વેદ શાસ્ત્રાદિ સંપૂર્ણ ચાર વાણી તથા ચારખાણી ( યોની ) જેણે પેદા કરી છે તે તો મનુષ્યરૂપજ છે તેને ઓળખી લેવું તે પણ કોઈ ઓળખી લેતું નથી અને કલ્પનાની વાણી જે ગફલતમાં બની છે, તેને લઈ ને નિશકર્મ તથા નીતિ ધર્મ સિવાયનાં નાનાં પ્રકારનાં બંધનકર્મો તથા જે ધર્મ મિથ્યાભૂત છે તેનાં વખાણ ન કરવાં જોઇએ. તે પ્રમાણે ન કરતાં ઊલટાં વખાણ જેથી કરે છે પોતે બંધાય છે અને અન્ય જીવોને પણ બંધનમાં નાખવા આવું બ્રાહ્મણનું કર્તવ્ય ન હોવું જોઇએ. આ પ્રમાણે બ્રાહ્મણો જ નાના પ્રકારના બંધનમાં જીવોને ભરમાવે છે, અમાવસ તથા બીજના દહાડે દાન કરે; નાના પ્રકારના બ્રાહ્મણને ભોજન આપે તથા દ્રવ્ય આપે તો મોટું પુણ્ય થાય અને સ્વર્ગ આદિકની પ્રાપ્તિ થાય. આવી રીતે જીવો ઉપર બંધન નાંખવું ન જોઇએ તે નાખે છે તે પણ વળી પાછું બીજું બંધન જીવો ઉપર કેવા પ્રકારથી તેઓ નાંખે છે તે સાંભળો. ગૃહશાંતિ વગેરે નાના પ્રકારનું પ્રયોજન કરવું. શ્રાદ્ધપક્ષ, વિવાહ, જનોઈ આદિ તહેવારો નાના પ્રકારનું હવ્ય કવ્ય કરવું અને જો ન થઇ શકે તો મોટું પાપ થાય અને નર્કમાં જાય. દેવબ્રાહ્મણને યથા વિધિ દાન

કરે તો મોટું પૂણ્ય થાય અને સ્વર્ગમાં જાય એવા ફંદા નાંખે છે, તાત્પર્ય એ છે કે જ્યારે જીવો ઉપર આવાં બંધનો પડે તો જીવ મુક્ત શી રીતે થાય? પારખ પ્રકાશજ્ઞાન વગર આ તમામ બંધનો કેવી રીતે છૂટી શકે? વળી કોઇ સારો માણસ મરી જાય તો હમને સજ્યા તથા દાન દ્રવ્ય મળે એમ મોઢેથી પણ બોલે અને અંતરમાં પણ એવું ઇચ્છે કે ક્યાંઈ આહુતિ થાય, હોમ થાય ત્યાં જીવ હિંસા કરાવવી અને દ્રવ્ય લેવું એવી રીતે ઉલટા જીવોને બંધનમાં નાખે છે તો જગતમાં બ્રાહ્મણનું ઉત્તમ કુળ છે, આવું સમજી વિચારમાન અવશ્ય વિચારશે કે કોઈને પણ મધ્યમ કર્મ ન કરાવવાં જોઇએ અને આવાં મધ્યમ કર્મો કરાવવાથી કેવી રીતે કોઇ ઉત્તમ ગણી શકે? ઉત્તમ કોણ કે જે વિચારવાન હોય તે બ્રાહ્મણ જો કદાપી મતી ભ્રષ્ટ થાય તો પોતે નર્કયોનીમાં જાય અને બીજાને પણ લઇ જાય. વિચાર કરો કે બ્રાહ્મણે પોતાનું કર્તવ્ય ભૂલી જઇ જગતની ખુશામત કરવી જોઇએ? આવું કોઇ બ્રાહ્મણ સ્વીકારે તો પોતાંનું કર્તવ્ય ભુલ્યો એમ કહેવામાં હરકત નથી. અરે, વેદે જે રામ કૃષ્ણાદિકના નામનું સ્મરણ બતાવ્યું તે પણ શુદ્ધ સાત્વિક દશા ધારણ કરીને કરતા નથી. પોતે કર્મ ભણે છે અને સંસારને કર્મ કરવાનું ભણાવે છે અને નિષ્કર્મીની નિંદા કરવી અરે, વાહરે વાહ? કળિ કાળના વિષે વશ થએલા ભૂદેવો? તમારે તો માત્ર જીભાન ઉપર જ સ્વર્ગ અને નર્ક જમા કરી રાખ્યાં છે. તમારી પૂજા કરે તે સ્વર્ગે જાય અને ન કરે તે નર્કે જાય. અરે શાહીથી ધોવાથી શાહીનો ડાઘ જાય ખરો કે? કોઇ નિષ્કર્મીનો તો સ્પર્શ થઈ જાય તો તુરતજ સ્નાન કરી લેવું આવી માનંદીઓના તો ઇજારદાર તમારૂં શું થશે? તે સમજાતું નથી? હવે આગળ ઉપર આ દશાએ પહોંચવાનું કારણ શું છે તે સાંભળશો?

## સનાતનધર્મ વિષે

મનુષ્યોના ચાર વર્ણના તથા સ્ત્રીઓના ધર્મ શુકદેવજી કહે છે કે હે પરીક્ષિત રાજા? મહાત્માઓમાં મુખ્ય અને ભગવાનમાં જ મન રાખનારા પ્રલ્હાદજીનું સત્પુરૂષોની સભાઓમાં સત્કાર પામેલું ચરિત્ર

સાંભળી રાજી થયેલા યુધિષ્ઠિર રાજાએ નારદજીને બીજી વખત નીચે પ્રમાણે પૂછ્યું.

યુધિષ્ઠિર પૂછે છે કે: હે મહારાજ! વર્ણ અને આશ્રમમાં આચાર સહિત મનુષ્યોનો સનાતનધર્મ સાંભળવાની મને ઇચ્છા છે, કે જે ધર્મ પાળવાથી મનુષ્યને જ્ઞાન અને ભક્તિ પ્રાપ્ત થાય છે. આપ સાક્ષાત બ્રહ્માના પુત્ર છો અને બ્રહ્માના સઘળા પુત્રોમાં તપ અને યોગની નિષ્ઠાને લીધે શ્રેષ્ટ ગણાઓ છો. નારાયણના ભક્ત, દયાળુ, સાધુ અને શાંત આપ જેવા બ્રાહ્મણોને, જેવું ઉત્તમ અને ગુહ્ય પરમધર્મનું જ્ઞાન હોય છે તેવું બીજાઓને હોતું નથી.

નારદજી કહે છે: લોકોના ધર્મને પ્રવર્તાવનાર અને ધર્મની સ્ત્રી મૂર્તિમાં પોતાના અંશથી અવતરી લોકોનાં કલ્યાણને માટે બદ્રિકાશ્રમમાં તપ કરનાર નારાયણ ભગવાનને પ્રણામ કરી નારાયણના મુખથી સાંભળેલો સનાતનધર્મ તમારી પાસે કહું છું.

હે રાજા! સર્વ વેદરૂપ ભગવાન જ ધર્મ વિષયમાં પહેલું પ્રમાણ છે. વેદ જાણનારાઓની સ્મૃતિઓ તથા જેથી અંતઃકરણ પ્રસન્ન થાય તે પણ ધર્મવિષયમાં પ્રમાણ છે. સત્ય, દયા, વ્રત, પવિત્રતા, સહનશીલપણું, યોગ્ય ને અયોગ્યનો વિવેક, મનનો સંયમ, ઇન્દ્રિયોનો સંયમ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, યથાયોગ્ય જપ, સરળતા, સંતોષ, સંત મહાત્માઓની સેવા, ધીરેધીરે પ્રવૃત્તિનાં કર્મોથી નિવૃત્તિ, મનુષ્યોની નિષ્ફળ જતી ક્રિયાઓનો વિચાર, વૃથા ભાષણનો ત્યાગ, દેહાદિકથી આત્મા જુદો છે એવું અનુસંધાન, પોતાના ભોજનાદિમાંથી બીજાં પ્રાણીઓનો યથાયોગ્ય વિભાગ, સઘળાં પ્રાણીઓને અને તેઓમાં પણ વિશેષ કરી મનુષ્યોને આત્મા અને દેવરૂપ જાણવાં. સંત મહાત્માઓની ગતિરૂપ ભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમસ્કાર, દાસપણું, સખાપણું અને દેહનું સમર્પણ એ ત્રીસ લક્ષણવાળો ધર્મ સઘળાં મનુષ્યોને માટે સાધારણ કહેલ છે. એ ધર્મથી ભગવાન પ્રસન્ન થાય છે. વેદના મંત્રોથી જેને ગર્ભાધાનાદિક સંસ્કાર અવિચ્છિન્ન

થયા હોય તે દ્વિજ કહેવાય છે, અને એ સંસ્કારો જેને બ્રહ્માએ કરવા કહેલા છે તેનેજ થાય છે. જે દ્વિજો કુળથી અને આચારથી શુદ્ધ હોય, તેઓને યજ્ઞ, વેદાધ્યયન અને દાન એ ત્રણ કર્મો તથા આશ્રમના સંબંધની ક્રિયાઓ કરવાની આજ્ઞા છે. ઉપર કહેલાં ત્રણ કર્મો તથા ભણાવવું, યજ્ઞ કરાવવો અને પ્રતિગ્રહ લેવો એ છ કર્મ બ્રાહ્મણોને માટે છે. તેઓમાં છેલ્લાં ત્રણ કર્મ બ્રાહ્મણોની આજીવિકારૂપ છે. ક્ષત્રિયને આપત્તિના સમયમાં એક પ્રતિગ્રહ સિવાય યજ્ઞ કરાવવાની અને ભણાવવાનું કામ કરવાની પણ છુટ છે. જે ક્ષત્રિય રાજા હોય તેને માટે કર, દંડ અને જકાત લેવા વગેરેની આજીવિકા છે. એ કર વગેરે બ્રાહ્મણ પાસેથી લેવાય નહી. વૈશ્યે ખેડ અને વેપાર વિગેરેથી પોતાની આજીવિકા ચલાવવી અને નિરંતર બ્રાહ્મણોને અનુસરીને રહેવું, શૂદ્રે દ્વિજલોકોને અનુસરીને રહેવું અને જે દ્વિજ પોતાનો માલિક હોય તેની પાસેથી પગાર વગેરે લઈ પોતાની આજીવિકા ચલાવવી. ખેડ વગેરે ધંધા, વગર માગ્યે આવે તે, રોજ ધાન્ય માગવું અને શિલાંછન (ઓઘલો કરવા વગેરે) એ ચાર પ્રકારની બ્રાહ્મણની વૃત્તિઓ બીજા યુગોમાં હતી. ઉતરતા વર્ણે કષ્ટના સમય વગર પોતાની ઉત્તમ વર્ણની આજીવિકાનું ગ્રહણ કરવું નહી. તેમાં ક્ષત્રિયને એક પ્રતિગ્રહ સિવાય બાકી સઘળા દ્વિજોની આજીવિકાનું ગ્રહણ કરવાની છુટ છે.

ઋતથી, અમૃતથી, મૃતથી, પ્રમૃતથી, અથવા સત્યાનૃતથી જીવવું, પણ કુતરાની વૃત્તિથી જીવવું નહી. ખેતરમાં કે હાટ વગેરેમાં ધણીએ પડતા મુકેલા કણ લાવવા એ ઋત સમજવું, માગ્યા વગર મળે તે અમૃત સમજવું, રોજ ભીખ માગવી તે મૃત સમજવું, ખેડ કરવી તે પ્રમૃત સમજવું. વેપાર કરવો તે સત્યાનૃત સમજવું અને પોતાના કરતાં નીચની સેવા કરવી તે કુતરાની વૃત્તિ સમજવી. એ અત્યંત નિંદિત વૃત્તિનો બ્રાહ્મણે તથા રાજાએ ત્યાગ કરવો, કેમકે બ્રાહ્મણ સર્વ વેદમય છે અને રાજા સર્વ દેવમય છે. મનનો નિગ્રહ,

વ્રત, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા અને ભગવાનને પરાયણપણું એ બ્રાહ્મણનાં લક્ષણ છે. યુદ્ધમાં ઉત્સાહ, પ્રભાવ. ધીરજ, તેજ, દાન, મનનો જય, ક્ષમા, બ્રાહ્મણોને માનવા, પ્રસન્ન થવું અને રક્ષણ કરવું એ ક્ષત્રિયનાં લક્ષણ છે. દેવની ભક્તિ, ગુરૂની ભક્તિ, ભગવાનની ભક્તિ, ધર્મનો વધારો, ધનનો વધારો, સંસારનાં સુખનો વધારો, આસ્તિકપણું નિરંતર ઉદ્યોગ અને ડહાપણ એ વૈશ્યનાં લક્ષણ છે. પોતાથી ઉત્તમ વર્ણને પ્રણામ કરવો, પવિત્રતા રાખવી, નિષ્કપટ-પણાથી માલીકની સેવા કરવી, મંત્ર ભણ્યા વગર વૈશ્વદેવાદિક પંચયજ્ઞ કરવા, ચોરી ન કરવી, સત્ય બોલવું અને ગાય તથા બ્રાહ્મણનું રક્ષણ કરવું એ શૂદ્રનાં લક્ષણ (ધર્મ) છે.

## "સ્ત્રીનો સત્યધર્મ"

પતિની સેવા, પતિને અનુકુળ રહેવું. પતિના બંધુઓને અનુસરવું અને પતિના નિયમો પાળવા એ ચાર નિયમો પતિવ્રતા સ્ત્રીઓનાં લક્ષણ અને ધર્મરૂપ છે. ઘરમાં વાશીદું વાળવું, લીપવું, મંડપ પુરવા, નાની મોટી સુખની તજવીજ; મમતા, જીતેન્દ્રિયપણું અને સત્ય તથા પ્યારાં લાગે એવાં વચનોથી સમયે સમયે પ્રેમપૂર્વક પતિની સેવા કરવી. પોતે શણગારેલું અને ઘરના સરસામાન સ્વચ્છ રાખવા; જે કાંઈ મળે તેટલાથી સંતોષ રાખવો; મળેલા પદાર્થો ભોગવવા પણ લોલુપતા રાખવી નહીં; સાચાં અને પ્રીય વચન બોલવાં. ગાફિલપણામાં રહેવું નહીં; અને પતિ ખિજાયો હોય તો પવિત્રપણાથી તથા સ્નેહથી તેની સેવા ભક્તિ કરવી. લક્ષ્મીજી જેમ ભગવાનને ભજે છે, તેમ જે સ્ત્રી પતિને પરાયણ રહી તથા પતિને ભગવાનરૂપ ધારીને ભજે, તે સ્ત્રી વિષ્ણુની સાથે જેમ લક્ષ્મીજી આનંદ પામે છે તેમ અમરલોકમાં (સ્વસ્વરૂપમાં સત્યમાં) આનંદ પામે છે. જે સ્ત્રીએ લગ્ન ન કર્યું હોય અથવા પતિ મરણ પામ્યો હોય તેને સદગુરૂ સત્યકબીર સાહેબનો આપેલો (સત્યનામ) મંત્રને રટન કરવો. જીતેંદ્રિ રહેવું સત્ય નિયમો પાળવાથી મુક્ત થાય છે. સત્યાદિક પ્રકૃતિ ઉપરથી પ્રત્યેક યુગમાં મનુષ્યોને માટે જે જે સત્યપથ પારખપ્રકાશ જ્ઞાન સત્યપારખ નિષ્ટ સંતોએ સત્ય ધર્મશાસ્ત્રવેતાઓએ કહ્યો તે સત્ય ધર્મ આ લોકમાં તથા પર-

લોકમાં સુખ આપે છે. સત્વાદિક પ્રકૃતિની ઉપરથી ઠરેલી આજીવિકામાં વર્તનાર અને પોતાનાં સત્ય કર્મ કરનાર માણસ કર્મના બંધનમાંથી ધીરેધીરે છુટતાં સ્વયંસ્વરૂપપણું પામે છે. જે ખેતરમાં વારંવાર વવાતું હોય તે ખેતર પોતાની મેળે જ નીર્વીર્ય બની જઇને પાછું ધાન્યોને ઉત્પન્ન કરી શકતું નથી અને તેમાં વાવેલું બીજ પણ નાશ પામે છે, એવી રીતે કામનાઓથી ભરેલું ચિત્ત હંમેશાં સત્યભક્તિ સત્યસંગના પ્રભાવથી પછી પોતાની મેળે જ વૈરાગ્ય પામે છે. (જે માણુસ બહુજ વાસનાવાળો હોય તેનાથી એકદમ વાસનાનો ત્યાગ થઇ શકે નહિં, માટે તે ધણીએ પારખ નિષ્ટ સંતોનાં–વચનો પાળવા તેથી વિષયોમાં દોષ દેખાવાથી યયાતિ રાજા અને સૌભરી ઋષિની પેઠે ધીરેધીરે પોતાની મેળે જ વૈરાગ્ય થાય છે);

જેમ બળતો અગ્નિ ઘીનાં ટીપાંઓથી શાંત ન થાય પણ ઘીની મોટી ધાર કરીએ તો શાંત થાય છે, તેમ ચિત્ત પારખજ્ઞાન તરફ જવાથી શાંત થાય છે. (બીજાં સ્થળોમાં બાળકપણાથી વૃત્તિ રાખવાનું કહ્યું છે તેની વ્યવસ્થા વાસનાઓમાં મંદ અને અમંદપણા ઉપરથી સમજવી.) જે માણુસના વર્ણને જણાવનારૂં જે લક્ષણ કહ્યું છે તે લક્ષણ તેથી બીજા વર્ણના મનુષ્યમાં દેખાય તો તે મનુષ્યને પણ તે જ વર્ણનો સમજવો જોઇએ.

અભિપ્રાય એ છે કે માત્ર જાતિ ઉપરથી બ્રાહ્મણાદિકપણું લેખવું નહિ પણ લક્ષણો ઉપરથી લેખવું જોઇએ.

આવી પુરાણાદિક અથવા શાસ્ત્રોક્ત મુજબ હાલમાં જો કોઇ બ્રાહ્મણોને કાંઇ વિચાર કરવાનું કહેશે તો પણ તેઓ અગ્નિની માફક ભાવ બતાવશે.

## ( ગૃહસ્થોના મોક્ષદાયક તથા સુખદાયક ધર્મો )

યુધિષ્ઠિર પુછે છે–હે નારદ મુનિ ઘરમાં જ મુંઢ બની ગએલા જેવા ગૃહસ્થને જે પ્રકારથી સંન્યાસીની પદવી એટલે મોક્ષ મળે પ્રકાર કહો.

નારદજી કહે છે ! ગૃહસ્થે ઘરમાં રહી શ્રી કૃષ્ણાર્પણ કરી યથાયોગ્ય ક્રિયાઓ કરતાં સંત મહાત્માઓની સેવા કરવી. નિરંતર ભગવાનની કથારૂપ અમૃતનું શ્રવણ કરવું શ્રદ્ધા રાખીને નીમેલા સમયમાં સંત પુરૂષોનો સમાગમ કરવો. દેહ, સ્ત્રી અને પુત્ર વગેરે કે જેઓ એક દિવસે છુટાં પડવાનાં છે. તેઓ ઉપરની આસક્તિને સત્સંગના બળથી ધીરે ધીરે પોતાથી છોડી દેવી સ્વપ્નામાંથી ઉઠેલો માણસ સ્વપ્નામાં જોએલા પુત્રાદિકમાં જેમ આસક્ત છોડી દે છે, તેમ ઉપર કહેલી આસક્તિ છોડી દેવી. સમજુ પુરૂષે દેહમાં અને ઘરમાં જેટલું પ્રયોજન હોય તેટલો જ સંબંધ રાખવો અને અંદર વૈરાગ્ય રાખી સત્યધર્મ ઉપર આસક્ત માણસની પેઠે પુરૂષાર્થ કર્યા જવો. જ્ઞાતિ, માતા, પિતા, પુત્ર ભાઇઓ અને બીજા સંબંધીઓ જે કહે અને જે ઇચ્છે તેમાં આગ્રહ નહિ કરતાં સંમતિ આપવી. ધાન્યાદિક પૃથ્વીમાંથી મળેલું અને અકસ્માત મળતું જે કાંઇ ઇશ્વર આપે તે સઘળાનો ઉપયોગ કરતાં પોતાને ઉપર કહ્યા પ્રમાણે કરવું જોઇએ. જેટલાથી પેટ ભરાય તેટલું જ પ્રાણીને પોતાનું છે. માટે તે કરતાં અધિકનું જે અભિમાન રાખે, તે ધણી ચોરસમાન હોવાથી શીક્ષાને યોગ્ય છે, મૃગ, ઊંટ ગધેડાં, વાંદરાં, ઊંદર, સરપોલીયાં, પક્ષી અને માખીઓને પોતાના પુત્રની સમાન ગણવાં, કેમકે એક બ્રહ્મ જાણવાથી એઓની અને પુત્રોની વચ્ચે ઝાઝું અંતર નથી, ઘરમાં રહીને પણ બહુ જ કષ્ટ વેઠીને ધર્મ, અર્થ કે કામનું સંપાદન કરવું નહી. પણ દેશકાળને અનુસરીને જેટલું દૈવ આપે તેટલાથી ચલાવવું. તમામ પ્રાણીઓને પણ પોતાના અન્નમાંથી વહેંચી આપવું, કારણ કે અન્નદાન તે મહાદાન છે.

> આ ચૌદમા અધ્યાયમાં ગૃહસ્થના મોક્ષદાયક અને દેશકાળ વગેરેના ભેદથી બીજા સંસાર સંબંધી સુખ આપનારા ધર્મ પણ કહેવામાં આવ્યા છે તો વાંચી અને વિચાર કરવો યોગ્ય છે.

## "અગ્નિમાં ઘી-હોમવા કરતાં સંત જમાડવામાં વધારે ફળ છે"

પોતાની યોગ્ય આજીવિકાથી જે ધન મળે તેથી, રોજ દેવ, ઋષિ, સંતપુરુષો, પિતૃ, મનુષ, અને પ્રાણીઓનું પૂજન કરવું, અને પોતાના શરીરને પણ સુખ દેવું. એમ કરવાથી અંતર્યામી ભગવાનનું જ તે પૂજન થાય છે, જ્યારે પોતાને અધિકાર વગેરે સઘળી યજ્ઞ કરવાની સગવડો હોય ત્યારે વેદમાં કહેલા અગ્નિહોત્રાદિક વિધિથી પૂજન કરવું. સઘળા યજ્ઞોને ભોગવનારા, આ ભગવાન, બ્રાહ્મણો અથવા સાધુઓના મુખમાં હોમવાથી જેવા ભગવાન પ્રસન્ન થાય છે, તેવા અગ્નિના મુખમાં ઘી વગેરે હોમવાથી પ્રસન્ન થતા નથી. એટલા માટે સર્વે આત્મા સો–પરમાત્મા સમજીને–સંત મહાત્મા તથા બ્રાહ્મણ દેવ, મનુષ અને બીજાં પ્રાણીઓને પણ યથાયોગ્ય દાનમાન આપી તેઓમાં અંતર્યામી સમજીને આત્માનું પૂજન કરો, અને એ અંતર્યામીનું મુખ્ય પૂજન જ છે. તેમ નક્કી સમજવું.

## "સંતોષી તે સદાસુખી"

જેણે પગમાં પગરખાં પહેર્યાં હોય તે માણસને જેમ કાંટા અને કાંકરીઓવાળી જગ્યામાં પણ સઘળે સુખ રહે છે, તેમ નિરંતર સંતોષ રાખનાર માણસને જ્યાં જાય ત્યાં સુખ રહે છે. સંતોષી માણસ માત્ર પાણીથી પણ શા માટે ન વર્તી શકે ? ઉપસ્થ અને જીવ્હાના રસની લાલચથી માણસ, કુતરાની પેઠે કંગાલ બની જાય છે. જે માણસ અસંતોષી હોય તેનું તેજ, વિદ્યા, તપ, અને યશ ઈંદ્રિયોની લોલુપતાથી આખર દુઃખી થાય છે, અને તેનું જ્ઞાન પણ વિખરાઇ જાય છે. કામનો અંત ભુખ તરસ વેઠવાથી આવે છે, અને ક્રોધનો અંત કોઇને પીડા કરી લેવાથી આવે છે; પરંતુ લોભનો અંત દિગ્વિજય કરવાથી અથવા સ્વર્ગનું રાજ્ય ભોગવવાથી પણ આવતો નથી. હે રાજા ! ઘણું જાણનારા અને પરાયા પારકા સંશયને કાપનારા

ઘણાક પંડિતો સભામાં અધ્યક્ષ થઈ બેસનારા પણ કેટલાક લોકો અસંતોષથી નરકમાં પડે છે. કોઈપણ સંકલ્પ જ નહીં કરવાથી કામનાને જીતવો, કામનાનો ત્યાગ કરીને ક્રોધને જીતવો, ધનને અનર્થ રૂપ સમજીને લોભને જીતવો, સ્વરૂપના વિચારથી ભયને જીતવો, આત્મા તથા અનાત્માના વિવેકથી શોક તથા મોહને જીતવો, સંત મહાત્માઓની ઉપાસનાઓથી દંભને જીતવો. શરીર વિગેરેનો વ્યાપાર છોડી દેવાથી હીંસાને જીતવી. કોઈ પ્રાણીએ આપેલા દુ:ખને તે પ્રાણીપર દયા રાખીને જીતવું; દૈવથી થયેલા દુ:ખને સમાધિથી જીતવું, દેહમાં ઉત્પન્ન થયેલા દુ:ખને યોગના બળાથી જીતવું સત્વગુણી પદાર્થોના શેવનથી નીંદ્રાને જીતવી, સત્વગુણથી રજોગુણ, તમોગુણ જીતવા શાંતિથી દયા વગેરે સત્વગુણને પણ જીતી લેવો. આતો પ્રત્યેકના જયને સારૂ પ્રત્યેકના જુદા જુદા ઉપાયો કહ્યા; પરંતુ સંત ગુરૂની ફક્ત સેવા ભક્તિથી જ માણસ એ તમામને સહેજમાં જીતી શકે છે. પારખ પ્રકાશ જ્ઞાનરૂપ દીવાને આપનાર ગુરુ કે જે સાક્ષાત ભગવાનનું રૂપ છે તેને જે પુરુષ પોતાની દુર્બુદ્ધિથી મનુષ લેખે તેણે જે જે શાસ્ત્રો સાંભળ્યાં હોય તે સઘળાં હાથીના ન્હાવાની પેઠે વ્યર્થ છે.

**[સાખી]**—ગુરુકો મનુષ્ય જે ગણે, ચરણામૃતકો પાન;
તે નર નર્કે જાતહે, કોટીયુગ હોય સ્વાન.

જે ગુરુ છે તે પ્રધાન પુરુષના ઇસ્વ અને જે જે મોટા મોટા યોગેશ્વરો જેનાં ચરણને સેવ્યા કરે છે, એવા સાક્ષાત પરમાત્મારૂપ જે ગુરુદેવ તેને મુર્ખ લોક મનુષ્ય તરીકે માને છે તેને ધિક્કાર છે, નિયમો પાળવાની સઘળી આજ્ઞાઓ પાંચઇંદ્રિયોને જીતવાના ઉદ્દેશથી છે, અને પાંચઇંદ્રિયો જીતાયા છતાં પણ જો તેઓથી ધ્યાન, ધારણા અને સમાધિન થાય તો તે સઘળી આજ્ઞાઓ કેવળ શ્રમ આપનારી જ છે એમ સમજવું. જેમ ખેડ અને વેપાર વગેરે આજીવીકાઓ તથા તેનાં ફળો, મોક્ષ કે જે યોગનું ફળ છે તેને આપી શકતાં નથી, પણ ઊલટાં જન્મમરણને આપનારાં જ થાય છે, તેમ બહિર્મુખ માણસને

યજ્ઞ અને વાવકુવા વિગેરે ખોદાવવાનાં કામો પણ જન્મમરણ આપનારાં જ થાય છે.

## "સાચા સંન્યાસ વિશે"

ચિત્તને જીતવાના ઉદ્યોગમાં લાગેલાએ સંન્યાસ લઈ એકલું ફરવું; કોઇનો સંગ કરવો નહી; કશી વસ્તુનો પરિગ્રહ કરવો નહી; એકાંતમાં રહેવું અને ભિક્ષા માગીને જે કાંઈ થોડુંક મળે તે ખાઇને રહેવું. પવીત્ર અને સમભુમિમાં પોતાનું સ્થિર અને સમઆસન સ્થાપી તે ઉપર સરળ અંગથી; આકારનું ઉચ્ચારણ કરતાં સુખ થાય તેમ બેસવું જ્યાં સુધી મન સઘળી કામનાઓને છોડી દે ત્યાં સુધી પોતાની નાકની અણી ઉપર દૃષ્ટિ રાખી પુરક, કુંભક અને રેચકથી પ્રાણ તથા આપાન વાયુને રોકવા. કામનાથી ખરાબ થયેલું અને ભટકતું મન જે જે વિષયની કળીને લાગે ત્યાંથી પાછું વાળીને તેને સમજુ માણસે ધીરે ધીરે હૃદયમાં રોકવું. એ પ્રમાણે નિરંતર અભ્યાસ રાખનાર સંન્યાસીનું મન, થોડા કાળમાં જ બરતણ (લાકડાં) વિનાના અગ્નિની પેઠે શાંત થઈ જાય છે. કામાદીકથી ક્ષોભ નહી પામતું અને સઘળી વૃત્તિઓ જેની શાંત થઈ હોય એવું ચિત્ત, બ્રહ્મસુખનો સ્પર્શ થવાને લીધે પાછું કદીપણ ઉઠતું નથી. જે ધણી પ્રથમ ધર્મ અર્થ અને કામના ક્ષેત્રરૂપ ઘરમાંથી નીકળીને પાછો ધર્મ, અર્થ અને કામનું સેવન કરે, તે સંન્યાસીને વમન કરેલું ખાનારો એને નિર્લજ સમજવો. જેઓએ પોતાના દેહને અનાત્મા, મરનાર અને વિષ્ટા કીડા કે ભસ્મ રૂપ થનાર ધાર્યો હોય છે. તેઓ જ કેટલાએક પાછા નીચ બનીને એ દેહને પોતાનું રૂપ ગણી તેની સુતી કરાવે છે. ગૃહસ્થ થઇને ક્રિયાનો ત્યાગ કરે બ્રહ્મચારી થઈ ને બ્રહ્મચર્ય ન પાળે, વાનપ્રસ્થ થઇને ગામમાં રહે અને સંન્યાસી થઇને ઇંદ્રિયોના સ્વાદમાં લોલુપતા રાખે તે આશ્રમો નીચ અને સાચા આશ્રમોના ચાળા પાડનારા છે. માટે પારખપ્રકાશ જ્ઞાન પ્રાપ્ત કરવું તેથી વાસનાઓ મટી જ જાય છે. સ્વસ્વરૂપનું ભાન થાય છે. તેથી મુક્ત થવાય છે.

## "નારદજીનીઉત્પતિ વિષે"

ગયા મહાકલ્પ યુગમાં પુર્વે હું ઊપબર્હણ નામનો કોઇ ગંધર્વ હતો, બીજા ગંધર્વો મને માન આપતા હતા રૂપ. સુકુમારપણું, મધુરતા અને સુગંધના લીધે સર્વ લોકોને મારૂં દર્શન પ્રિય લાગતું હતું. સ્ત્રીઓને અત્યંત પ્યારો, નિરંતર મદોન્મત રહેનાર અને બહુ જ લંપટ હતો. દિવસે દેવતાઓની સભામાં ભગવાનની કથાનું ગાયન કરાવવા માટે પ્રજાપતિઓએ ગંધર્વ અને અપ્સરાઓને બોલાવ્યાં હતાં તેમાં મને પણ બોલાવ્યો હતો. તે જાણી હું સ્ત્રીઓનાં ટોળાંની સાથે ગાતો ગાતો જ ત્યાં ગયો હતો, એ મારો અપરાધ જોઇ પ્રજાપતિઓએ પોતાની શક્તિથી મને શ્રાપ આપ્યો કે આ અપરાધ કરનારો તું લક્ષ્મીથી ભ્રષ્ટ થઇને જલદી શુદ્રનો અવતાર પામ. એ શ્રાપથી તુરત હું દાસીનો પુત્ર થયો હતો- એ અવતારમાં પણ બ્રહ્મવાદીઓની સેવા અને તેઓના સંગ કરવાના પ્રભાવથી આ ત્રીજા અવતારમાં હું બ્રહ્માનો પુત્ર થયો છું? પાપનો નાશ કરનારો ગ્રહસ્થાશ્રમ સંબંધી ધર્મ મેં તમારી પાસે કહ્યો કે જે ધરમ પાળવાથી ગ્રહસ્થને અનાયાસે સંન્યાસીઓની પદવી મળે છે. મનુષ્ય લોકમાં તમે મોટા ભાગ્યશાળી છો; કેમકે તમારા ઘરમાં મનુષ્ય અવતારથી ગુઢ સાક્ષાત પરબ્રહ્મ શ્રી કૃષ્ણ વસે છે. એટલા માટે ત્રૈલોકને પવિત્ર કરનારા મુની લોકો તમારે ઘેર આવે છે. તમારા પરમ મિત્ર મામાના દીકરા, આત્મારૂપ પૂજ્ય, આજ્ઞા પ્રમાણે ચાલનારા અને ગુરુરૂપ આ શ્રીકૃષ્ણ જ. પરબ્રહ્મ છે. મોટા પુરુષો એમને જ શોધે છે, અને મોક્ષ સંબંધી નિરૂપાધી કે સુખના અનુભવ પણ એ જ છે. સદાશિવ અને બ્રહ્માદિક દેવતાઓથી પણ પોતાની બુદ્ધિના પ્રભાવથી આ ભગવાનનું સ્વરૂપ આવું જ છે એમ વર્ણન કરી શકાતું નથી. પણ મૌન, ભક્તિ અને ઉપાસનાદિક સાધનોથી એમની પૂજા કરીએ છીએ. એ ભક્તોના રક્ષક ભગવાન સર્વને પ્રસન્ન થજો.

શુકદેવજી કહે છે કે—એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી

બહુ ખુશ થઇ યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી વિહ્વળ થઇને નારદજી ભગવાનની પૂજા કરી પૂજન પામેલા નારદજી ભગવાનની અને યુધિષ્ઠિરની રજા લઇ ત્યાંથી ગયા પછી યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને પરબ્રહ્મ સાંભળી મોટા વિસ્મય પામ્યા હતા.

હવે મનના સ્વરૂપને પારખવા માટે કથા આવી છે તે વાંચન-વર્ગ આપ જરાક ધ્યાનપૂર્વક સાંભળો ! કારણ કે મોટા મોટા ઋષિશ્વરો પણ મનને વશ કરી શકયા નથી તેઓના ચરિત્ર સાંભળવાથી સર્વને નક્કી થશે કે--પારખજ્ઞાન પ્રકાશ વિનાના જીવો નક્કી નર્કે જાય છે. કારણ કે વિષય અંધ જીવોને ચેતાવવા સદ્ગુરુ સત્ય કબીર સાહેબ જગતના જીવોને સાચી ચેતવણી આપવામાં કાંઇ પણ કસર કે પક્ષ રાખી નથી. તે આ પુસ્તકથી નક્કી સમજાશે.

## "મનને ઓળખવા વિશે"

મન એ કોઇ વસ્તુ નથી જેવી રીતે ચાલીશ શેર એકત્ર થાય છે તેને (મન)મણ કહી શકાય છે. પાંચતત્ત્વ ત્રણ ગુણ પચીસ પ્રકૃતિ ચાર અંતઃકરણ ત્રણ નાડી ઇંગલા પીંગલા સુખમણા એ ચાલીસ શેરનો કાયારૂપી ઘડો જળરૂપી મન અને વિકારરૂપી રંગજળમાં જેવો રંગ નાંખીએ તેવો જળનો રંગ દેખાશે, સૂર્યના પ્રકાશમાં ઘડો જળથી ભરીને રાખીશું તો ઘડામાં સૂર્યનો પ્રતિબિંબ દેખાય છે, જ્યારે ઘડામાં વિકારરૂપી રંગ નાંખીશું તો તે જળ શુદ્ધ છે છતાં રંગ વડે તેનું શુદ્ધપણું મટી જઇ તેમાં વિકાર દેખાય છે.

(સાખી)—મન મરે–ન–માયા મરે, મર મર જાત શરીર:
આશા તૃષ્ણા–ન–મરે, કહ ગયે સાહેબ કબીર.

હવે મત મતાંતરવાળા મનને મારવાનું કહે છે. પરંતુ મન એ કોઇ વસ્તુ નથી તે મરી જાય, વિચારની દૃષ્ટિથી જોઇશું તો મન એ કોઇ વસ્તુ નથી ત્યારે મનને શાથી મારી શકાય. અને તેના કયા શસ્ત્રથી છેદન થઇ શકે. પણ વેદ અને શાસ્ત્રો પોકાર કરીને કહે છે કે— પ્રાણાયમ કરવો તે મનને દંડ આપવા સમાન છે. જેમ ઘડામાં જળ

સ્થિર હશે તો પ્રતિબિંબ સ્થીર દેખાય છે તેવી જ રીતે મન સ્થીર થાય તો મારવા સમાન જ છે.

મનને મારવું તેમ કહેવું તથા મનને જીતવું મિથ્યાપણાની વાત છે. પણ મનને સ્થીર કરવું તે ઊત્તમ છે—

## ( કળિયુગના ભ્રમિત ગુરૂઓની વાણી )

ભ્રમીત જ્ઞાનવાળા ગુરુવાઓના મુખનું કથન સાંભળી અને તેઓની બીછાવેલ જાળમાં અંધ શ્રદ્ધાવાળા ચેલા તથા ચેલીઓ પોતાનું સદ્‌ભાગ્ય સમજી આવા ભ્રમીત જ્ઞાનીઓના મુખે ઉપદેશ લેવા જાય છે, તન, મન, ધન અર્પણ કરીને તેમના વશ થાય છે જેમ મદારી મરકટને નચાવે તેમ નચાવે છે. તથા તેવા ગુરુવાઓ પણ જેમ પોતાનો ઉપદેશરૂપી વેપાર ખોલીને વેપાર ચલાવે છે, તેમાં ચેલારૂપી ઘણાક ગ્રાહકો આવે છે, ઓહં, સોહની ખરીદી કરી જાય છે, અને નિશ્ચય કરીને જાય છે કે આ શબ્દ કોઇને કહેવો નહી તથા નીશદીન રટણ કરવું, જેથી પરમાત્મા રીઝશે, આવું સમજી જન્મ-મરણાદિ કૂપના અધિકારી બને છે અને તેવા જ ગુરુ પોતે ડુબેલા છે, અને બીજાઓને ડુબાડવાની પ્રેરણા કરી રહ્યા છે. માટે પારખ કરીને સત્યપંથમાં પારખી ગુરુનો ઉપદેશ લેવા ભલામણ કરવામાં આવે છે.

## (ચૈતન્ય માલીક વિષે)

ઘટ ભિતર ગોવિંદ બિરાજે, બહાર ભટકતા શીદ ભાઈ,
ગુરુગમ રાખીને ગોતો ઘટમાં, ગોત્યા વિણ ગમ જડશે નહી.
અંતર બહાર એકજ જાણો, અલખ પુરૂષ એ અવિનાશી;
પારખ કરો સત્ય માલીક મળશે, શીદ ફરો છો મથુરાં કાશી.

# "પારખજ્ઞાન વિના મન વશ થતું નથી તે વિષયપર શબ્દ"

જગમાં કાહુન મન વશ કીન્હા (ટેક)

ભરતખંડમેં ભરત સુજ્ઞાની, મૃગ સુત મન હરિ લિન્હા;
તા કારણ નર દેહી ત્યાગી, મૃગ શરીર ચિત્ત દિન્હા. (જગમાં)—૧

સોઈ સુરપતિ જાકી નારી સુચિસિ, નિસિ દિનહીસંગ રાખી,
ગૌતમ ઘર કામિનિ રહિર વસી, નિગમ કહતહે સાખી.(જગમાં)–૨
જમદગ્નીકી નારી રેનુકા, ગઈ જુમના જલ ભરને,
ભરમિ દેખી ભૂપકે મંદિર, થકિત ભયે દોઊ નૈના. (જગમાં)–૩
શૃંગી ઋષિ બનભિતર રહતે, વિષય વિકાર ન જાના,
પઠયે નારી ભૂપ દસરથને, પકડી અયોધ્યા આના (જગમાં)–૪
પારવતીસી પત્નિ જ્યાકે, તાકો મન કયા ડોલે,
ખલીત ભયો છબી દેખ મોહિની, હા હા કરકે બોલે. (જગમાં)–૫
નારદ મુનિ તપશી કહિએ, કન્યા મન રિઝાયો,
માગ્યોરૂપ ભૂપતિકો જાકર. સ્વાંગ બંદરકો પાયો. (જગમાં)–૬
સુકે પત્ર પવન ભખી રહેતે; પારા સુરસેં જ્ઞાની,
મછગંધાકે રૂપ દેખકે, કામ કંદલા ઠાની. (જગમાં)–૭
ચેકહી નાળ કમલતે બ્રહ્મા, જગ ઊપરાજ કહાયા;
કહહી કબીર એક મન જીતે વિન, જીવ વિશ્રામ–ન–પાયા.(જગમાં)–૮

## પહેલા ચર્ણનું નિરૂપણ.

**ભરત ખંડમાં ભરત સુ જ્ઞાની, મૃગ સુત મન હરિ લિન્હા,**
**તા કારણુ નર દેહી ત્યાગી, મૃગ શરીર ચિત્ત દિન્હા.**

### "જડભરતની કથા"

પરિક્ષીત પ્રતે શ્રી શુકદેવજી કહે છે હે રાજન! ઋષભદેવના મોટા પુત્ર ભરતજી ગાદીએ બેઠા પછી વિશ્વરૂપની પંજાચની નામની કન્યાથી વિવાહ કર્યો અને તે સ્ત્રીથી પાંચ પુત્ર ઊત્પન્ન થયા. પહેલાં જે ભુખંડ અજ નામથી વિદિત હતો તે અત્યારે ભરતખંડના નામથી પ્રસિદ્ધ થયો! તે બધા શાસ્ત્રોના પંડિત રાજા ભરત પોતાની પ્રજાને પુત્રવત્ પાલન કરવા લાગ્યો અને ભગવાનના નિમિતે અનેકો યજ્ઞનું ફળ ચઢાવવા લાગ્યો! તે રાજા પોતાનું તન મન ધન સર્વ ભગવાનને અર્પણ કરી. શ્રીહરીની પૂજા કરવા લાગ્યો! તેવી રીતે ભગવાનની

પૂજાથી તેને ઉત્તમ ભક્તિ મળી ! તે રાજા ભરત ભક્તિવાન થઈ હજારો વર્ષ સુધી રાજ્ય ભોગ ભોગવ્યો અને જ્યારે તેણે એવું જાણી લીધું કે હવે મારા રાજ્ય ભોગનો અંત થવાવાળો છે ત્યારે તે પોતાનું ભોગવેલું રાજ્ય પોતાના પુત્રોને વહેંચી આપી પોતે પુલહ ઋષિના આશ્રમમાં ચાલ્યો ગયો !

આ પુનીત આશ્રમ હરિક્ષેત્રના નામથી પ્રસિદ્ધ હતું ! જ્યાં ભગવાનના ભક્તોનો સમુહ સદા શ્રીહરિનાં દર્શન કર્યા કરે છે ! એવા પવિત્ર આશ્રમમાં પાપ નાશિણિ ગંડકી નદીના તટ પર બેસીને તે રાજર્ષિ ભરતે પત્ર પુષ્પ તુલસીદલ જળ કન્દ મુળ ફળ આદિ નૈવેદ્યોના દ્વારા ભગવાન વાસુદેવનું પૂજન આરંભ કર્યું ! આ પ્રકારે નિરન્તર પૂજા કરતાં કરતાં ભરતની બુદ્ધિ ભગવાનના ચરણોમાં એવી લાગી કે તે હવે બ્રહ્મ આનંદનો અનુભવ કરવા લાગ્યા ! ધીરે ધીરે આ પ્રકારની પૂજાથી વિરક્ત થતાં સમાધિ યોગનો અભ્યાસ કરવા લાગી ગયા અને સુર્ય મંડળમાં નિવાસ કરવાવાળી અખડ જ્યોતિનું ધ્યાન અને સ્તુતિ કરવા લાગ્યા !

**"ભરતની મૃગલીથી પ્રીતિ અને અન્તમાં મૃગનું જ શરીર મળવું"**

xxxxxxxx શ્રીશુકદેવજીએ કહ્યું—હે રાજન ! એક દિવસ તે રાજા ભરત શૌચ આદિ કરીને ગંડકી નદીમાં સ્નાન કર્યું અને સંધ્યા વંદન આદિથી નિપટ કરી ૐકારનું ધ્યાન કરતાં તેઓ બેઠા હતા ! તેવામાં પોતાના ટોળાથી વિખુટી પડેલી એક હરિણી જળ પીવાની ઇચ્છાથી એકલી તે નદીના તટ પર આવી અને નદીનું નિર્મળ જળ પીવા લાગી ! તે સમય એક સિંહની ગર્જનાનો શબ્દ સંભળાઈ પડ્યો ! સિંહની ગર્જના સાંભળી તે જળ પીતી હતી તે હરિણી અત્યન્ત ડરી અને ગભરાઈ ગઈ વિચાર્યું કે નદીને પેલેપાર કુદી જાઉં ! આવો વિચાર કરી તે ભયાતુર હરિણીએ છલાંગ મારી અને એક નિમિષમાં તે નદીની પાર થઈ ગઈ ! હે રાજન ! જે વખત તે હરિણી છલાંગ મારીને નદીની પાર જવા લાગી તે સમયે ભયથી નદીની

ધારમાં તેનો ગર્ભ નીકળી પડ્યો! તે પ્યાસી હરિણી ગર્ભના પડી જવાથી, તેમજ છલાંગ મારવાથી અને સિંહના ભયથી દુઃખી થઈ પર્વતની એક ગુફામાં જઇને ઢળી પડી અને ત્યાં તેજ સમયે તેણે પોતાનું શરીર છોડી દીધું! અહિં હે રાજા! નદીની ધારમાં પડી રહેલ તે નવ જાત હરિણીના બચ્ચાને તણાતું હતું તે જોઇને તુરત તેને જળથી બહાર કાઢી લીધું અને માતૃહીણ જાનીને તેને પોતાના આશ્રમે લઈ ચાલ્યા! રાજા ભરત તે હરિણીના બચ્ચાને "આ મારૂં છે" આવો અભિમાન કરી પ્રતિદિન તેને લીલાં તૃણ ખવરાવવાં અને તેની રક્ષા કરવા લાગ્યા! પ્રાતઃ કાલ થતાં જ તે રાજા તે હરિણીના બચ્ચાની સેવા કરવા લાગતા અને સાયંકાળ સુધી તેની સેવામાં નિમગ્ન રહેતા હતા! કયારેક તેને ખુજાળતા, કયારેક ચરાવતા અને કયારેક તેને ખોળામાં ઊઠાવિને તેનું મુખ ચુમતા હતા! એક નિમિષને લીધે પણ તેઓ તે બચ્ચાથી અલગ થતા ન હતા! રાજા તે હરિણીના બચ્ચાને જોઇને કહેતા કે અહો! આ બિચારા અનાથ માતપિતા રહિત કોમલ દીન બચ્ચું પોતાના મા બાપ ભાઇ બંધુથી વિખુટું પડી મારી શરણુમાં આવ્યું છે અને હવે મને જ પોતાનું સર્વસ્વ જાણે છે! મારા પર તેનો પુરો વિશ્વાસ છે! આવી દશામાં ચાહે મારૂં ભારીમાં ભારી કામ પણ કેમ ન બગડી જાય તો પણ મને આ શરણગત દીન બચ્ચાની રક્ષા કરવી જોઇએ! કેમકે શરણ આવેલાનું નિરાદર કરવું તે મહા ભારી પાપ છે! અસ્તુ મને આ શરણાગત બચ્ચાનું લાલન પાલન અવશ્ય કરવું ઊચિત છે! જો લોક શાન્ત સ્વભાવના અને દિનોનો ઉપર દયા કરવાવાળા છે તે પોતાના ભારેમાં ભારે ગૌરવના કામોને છોડી દઇ આવા અવસરમાં પોતાના તનમન અર્પણ કરી દેછે!

આ પ્રકારે રાજા ભરત તે મૃગલીના વિષેમાં વારંવાર વિચાર કર્યા કરતા હતા તેમાં જ પોતાના મનને લગાવ્યું હતું અને આઠો પહોર તે પેલા મૃગના બચ્ચાની સાથે ને સાથે ફરતા રહ્યા! જ્યારે તે બચ્ચું બેસે તો પોતે પણ બેસે, જ્યારે તે ઊભું થાય તો પોતે પણ

ઊભા થાય, જ્યારે તે તૃણાં ચરે તો પોતે પણ ભોજન કરે અને જ્યારે તે સુઇ રહે તો પોતે પણ સુઈ રહેતા! આવા પ્રકારે બધું કામ તે હરિણીના બચ્ચાની સાથે ને સાથે કરતા હતા! જ્યારે તે કંદમૂળ તથા ફળ ફૂલ લાવવાને માટે વનમાં જાતા તો "કયાંય નાર–સિંહ અગર કુતરાં તે બચ્ચાને ન મારી નાખે" એવા ભયથી તેને પોતાની સાથે જ લઈ જતા હતા, રસ્તામાં જ્યારે તે બચ્ચું લીલાં તૃણ જોઇને ચરવા લાગી જાતું ત્યારે ભરત પણ ખડા થઇ જતા હતા અને જ્યારે તે ચાલતાં ચાલતાં થાકી જતું તો તેને પોતાના ખંભા પર બેસારી લેતા હતા! જ્યારે કોઈ સમય પૂજાના સમયે આંખ્યોથી ઇધર ઉધર થઇ જતું હતું તો તે રાજા પૂજા છોડીને ઇધર ઊધર ગએલા હરિણી બચ્ચાને ઊભા રહી દેખતા અને તેને આશીર્વાદ દેતા કે—હે બચ્ચા તારૂં કલ્યાણ થાઓ!

એક દિવસ ઘણીકવાર સુધી તે બચ્ચું રાજાની આંખ્યોથી ન દેખી શકાયું! ત્યારે તે રાજા ઘણા વ્યાકુલ થયા અને તે બચ્ચાના મોહમાં પડીને કહેવા લાગ્યા. શું તે બચ્ચું હવે મારા સમીપ નહિ આવે? કયાંઈ નાર, કુતરા, ગીધ, સિંહ આદિ પશુ તો તેને નથી ખાઇ ગયાં? સાંજ થઈ ગઇ, સુર્ય અસ્તાચળ ઉપર ચાલ્યો પરંતુ તે હરિણીનું બચ્ચું મારી પાસે મુકી રાખેલ ધરોહાર–મૃગ શાવક–કોણ જાણે કયાં છે? તે હજુ સુધી મારી પાસે ન આવ્યું, હવે હું શું કરું! હે રાજા પરીક્ષિત! તે યોગી ભરત આ પ્રકારે તે હરિણીના બચ્ચાના લીધે શોક કરવા લાગ્યા! જેમ કોઈ પોતાનો પુત્ર મરી ગયો હોય, એનો શોક કરે છે તેવી રીતે ભરતજી શોક કરવા લાગ્યા. હે રાજન! તે યોગી ભરતને મૃગ થવાના રૂપથી ભાસવાવાળો પોતાના પ્રારબ્ધ કર્મેજ તેને યોગ અને હરિ પૂજાથી અલગ કર્યો, તેમાં સંદેહ નથી! કેમકે એવું નહોતું તો શું તે યોગી જે પોતાના સગા પુત્રો તક છોડી દિધા તો, કદાપી મૃગના બચ્ચાથી પ્રીતિ કરત? હે રાજન! એટલામાં જ યોગથી છુટા થયા અને હરિણી–બચ્ચાના મોહમાં ફસી

રહેલા તે રાજાના ભરતનો કાળ આવી પહોંચ્યો, અને તે યોગી ભરતે તે હરિણીના બચ્ચાનું ધ્યાન અને શોક કરતા કરતાં પોતાનું તન ત્યાગ કર્યું! મરવાના ઉપરાંત પણ હરિની કૃપાથી તેને પોતાના પાછલ્યા જન્મની વાતો યાદ રહી! જે પુરુષ મરતી વખતે મનમાં જેવો ભાવ રાખી પ્રાણ છોડે છે તે, તેવી જ યોની મેળવે છે" આ નિયમના અનુસાર તે રાજાને પણ આગળના જન્મમાં હરિણીની યોની મળી! હરિણીની-યોનીમાં આવવા ઉપર તે રાજાને પોતાના પહેલા જન્મનાં કરેલા કર્મોની શુદ્ધિ થઇ અને તે પોતાનાં કરેલાં કર્મો સુધીમાં લાવી પશ્ચાતાપ કરવા લાગ્યો કે મેં ભારે ખોટું કર્યું, જે પોતાનો વિવેક ત્યાગી દિધો! મેં રાજ છોડયું પુત્ર કલત્ર છોડયા અને સર્વ સુખભોગ પણ છોડયા! સર્વકાંઇ છોડી પોતાનું મન, મેં ભગવાનમાં લગાડયું પરંતુ આ દુષ્ટ મન, જેણે મને મોટો ધોખો દિધો, જે હું ભગવાનની આરાધનાનો ત્યાગ કરી તે હરિણિના બચ્ચાના મોહમાં ફસાઇ ગયો! હે રાજન! આવા પ્રકારે તે હરિણ પોતાના કર્મોનું સ્મરણ કરી ઘણો જ દુઃખી થઇ તેને ફરીથી વૈરાગ્ય ઉદય થવાથી તે પોતાની માતાને છોડી તેજ પુલસ્ત્ય ઋષિના આશ્રમમાં આવ્યો જ્યાં મુનિજનો સિવાય બીજું કોઇ ન હતું? તે શાંત આશ્રમમાં પહોંચી ગયો, તે હરિણ એકલોજ ફરવા લાગ્યો અને સુકાં પત્તાં લતા અને ખાઇને અંતકાળેની રાહ જોવા લાગ્યો! આ પ્રકારે કાળ વિતવા પર તેજ ગંડકી નદીના તટ પર પોતાનો કાળ આવ્યો જાણી તેણે તે હરિણ્ય તન ત્યાગી દિધું!

પ્રથમા ચરણનો ભાવાર્થ અહીં સમાપ્ત થઇ બીજા ચરણનો ભાવાર્થ જણાવવામાં આવે છે તે સાંભળો!

## બીજા ચર્ણનું નિરૂપણ

કાહુન મન વસ કિન્હા જગમાં-૨

સોઇ સુરપતિ જાકી નારી સુચિસિનીસી દિનહી સંગ રાખી,
ગૌતમ ધર કામિની રહિર વસી નિગમ કહત હે સાખીઃ

બ્રહ્માજીએ અહલ્યા નામની કન્યા પોતાના શરીરમાંથી ઉત્પન્ન કરી અને તેનો વિવાહ ગૌતમ ઋષિની જોડે બધા દેવો તથા ઋષિઓની સમક્ષ કર્યો. અહલ્યાને સૌંદર્યવાન જોઈ ઇંદ્ર મોહ પામ્યો અને કોઈ પણ પ્રકારે અહલ્યાની સાથે વિષય સંભોગ કરવાનો નિશ્ચય કર્યો. કેટલોક ટાઈમ વિત્યા બાદ એક દિવસ ગૌતમ ઋષિ સ્નાન કરવા ગયા તે તકનો લાભ લઇ ઇન્દ્ર પોતે ગૌતમ ઋષિનું સ્વરૂપ લઇને ગયો. અહલ્યા તે વખતે પૂજાનાં વાસણો માંજતાં હતાં. અહલ્યા ઋષિને જોઇ ઊભો થઇ ગૌતમ ( ઇન્દ્રે ) ઋષિએ અહલ્યાને કહ્યું હું આજ અતિ કામાતુર થયો છું. મારે ભોગ ભોગવવો છે.

અહલ્યાએ કહ્યું પૂજાની સામગ્રી તૈયાર છે માટે પૂજા કરીએ. ગૌતમે ( ઇન્દ્રે ) કહ્યું—હું કામથી અત્યંત બળું છું તો મને સંભોગ કરવા દે. અહલ્યા અતિ હોંસથી તેમજ ધણિનું વચન ઉલંગી સકાય નહીં તેથી ઈન્દ્રે મન માનતો સંભોગ કર્યો. પરંતુ દરમ્યાનમાં ગૌતમ ઋષિ આવ્યા એટલે ઈન્દ્ર બિલાડાનું રૂપ ધારણ કરી બહાર નીકળ્યો. હતો. ગૌતમ મુનીએ તત્કાળ ઊભો રાખ્યો ને ઇંદ્રને પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરવા ફરજ પાડી નહીં તો પોતે શ્રાપ આપશે તેવી ધમકી ગૌતમ ઋષિએ ક્રોધાતુર થઈ ઈન્દ્રને કરેલા કુકર્મ બદલ હજાર ભગ શરીરે નીકળશે તેવો શ્રાપ આપ્યો અને અહલ્યાને પત્થર થઈ જા. તેવો શ્રાપ આપ્યો. જ્યારે સુરપતિ ઈન્દ્ર જેવા પણ મનને મારી શકયા નથી અથવા તો વશપણ નથી કરી શકયા ભલા તો મનુષ્યો શું સામર્થ ધરાવી શકે છે? તો મનને મારવું તે પણ ખોટું ફકત મનને વિચારો વડે જ સ્થિર કરવું વશ કરવું જોઇએ.

## ત્રીજા ચરણનું નિરૂપણ

જમદગ્નીકી નારિ રેનુકા, ગઈ જુમના જલ ભરને,
ભરમિ દેખી ભૂપકે મંદિર, થકિત ભયે દોઊનૈના.—જગમાં ૩

શ્રી શુકદેવ મુનિ બોલ્યા—હે પરીક્ષિત રાજા ? જ્યારે પિતાએ [ યમદગ્નીએ ] પરશુરામજીને રાજા અર્જુનનો વધ સાંભળી કહ્યું કે

એક વર્ષ સુધી તીર્થ યાત્રા કરીને આવવું. પિતાની આજ્ઞા પ્રમાણે પરશુરામ જાત્રા કરી પોતાના આશ્રમમાં આવ્યા. એક દિવસ પરશુરામની માતા જળ ભરવા માટે ગંગા તટ પર ગયાં. ત્યાં તેઓએ ચિત્રરથ નામના ગન્ધર્વને અપ્સરાઓની સાથે વિહાર કરતા જોયો. પરશુરામની માતા [રેણુકા]નું મન પણ ચિત્રરથના ઊપર લાગ્યું. અને મનથી જ વિચાર કર્યો કે હું તેનાથી ભોગ કરતી તો સારૂં થતું. આ તરફ તેને પતિ તરફનો એવો ભય હતો કે ગંગાજળ લઇ જવામાં વાર થઇ તો હવનનો સમય નિકળી જશે. જેથી પોતાનો પતિ ક્રોધાયમાન [ ક્રોધને વશ ] થઇ શ્રાપ દેશે. આવા વિચારમાં તેને એટલો સમય વ્યતિત થઇ ગયો કે જ્યારે તેને ધ્યાન થયું કે; હવનનો સમય નિકળી ગયો ત્યારે તો ડરની મારી ગભરાઇ ગએલી ઘેર આવી જળનો ઘડો પોતાના પતિના સન્મુખ મુકીને હાથ જોડીને ઊભી રહી. ત્યારે યમદગ્નિએ યોગબળથી એવું જાણી લીધું કે મારી સ્ત્રી રેણુકા ચિત્રરથ ગન્ધર્વની ઇચ્છા કરી અને આમ જાણુ. વાથી તેણે માનસિક (મનથી) તેને વ્યભિચાર કર્યો. આવી મહાક્રોધ હકીકત યમદગ્નિએ જાણી અંતે ક્રોધાયમાન થઇ પોતાના પુત્રોને કહ્યું કે, પરપુરુષમાં મન લગાવાવાળી આ તમારી માતાને તમો મારી નાંખો.

મુમુક્ષુ ? ઉપરના ચરણમાં કહ્યા પ્રમાણે જેણે યમદગ્નિ. જેવો પતિ અને પરશુરામ જેવા જેનાં પુત્રો તો હતા તોપણ તે રેનુકા નામની સ્ત્રીનું મન ચલાયમાન થયા સિવાય રહ્યું નહિં.

માટે—પારખજ્ઞાન વિનાના તમાંમ મનુષ્યો મનને વશ કરી શકવાના નથી. જેને દૃઢ પારખ કરી હશે તે મનુષ્યો અવશ્ય મનના કાબુમાં આવશે નહીં. તે નક્કી સમજવું.

## ચોથા ચરણનું નિરૂપણ

શૃંગી ઋષિ બન ભિતર રહતે, વિષય વિકાર ન જાના,
પકડે નારી ભૂપ દસરથને, પકડી અયોધ્યા લાના—જગમાં

શૃંગી ઋષિએ દેહની વિસ્મૃતિ એટલી બધી કરી હતી કે તેઓ જંગલમાં રહેતા હતા અને કોઈ દહાડો પણ તેમણે એક પિતા સિવાય બીજા કોઈ મનુષ્ય જાતિનું દર્શન સુદ્ધાં પણ કર્યું નહોતું તેમને માયા દશરથના યજ્ઞમાં લઇ આવી.

આવા પુરુષો શું સમર્થ ન હતા ! પરંતુ તેઓ પારખ વિના મનને વશ કરી શક્યા નહિ.

## "પાંચમા ચરણનું નિરૂપણ"

પારવતીસી પતિ જ્યાકે, તાકો મન કયા ડોલે,
ખલીત ભયો છબી દેખ મોહિની, હાહા કરકે બોલે-જગમાં ૫.

શ્રી શુકદેવજી બોલ્યા—હે પરિક્ષિત રાજન્ ! સ્ત્રી રૂપથી દૈત્યોને મોહિત કરીને વિષ્ણુએ દેવતાઓને અમૃત પાયું. આવું સાંભળી શ્રી સદાશિવશંકર પાર્વતીજીની સાથે નંદી ઉપર સવાર થઈ મોહિની રૂપને જોવાને માટે સમસ્ત ભૂમગણોની સાથે જ્યાં વિષ્ણુ ભગવાન હતા ત્યાં પધાર્યા, વિષ્ણુ ભગવાન મહાદેવજીને જોતાં ઊઠયા, તેઓને આસન આપી તેમની પૂજા કરી. કૈલાશ પતિએ વિષ્ણુની પ્રશંસા કરી અને સ્તુતિ કરીને કહ્યું કે હે હરિ ! આપનું એક રૂપ તો મેં તે સમય જોયું હતું કે જ્યારે આપ હિરણ્યકશિપુને મારવા માટે નરહરિનું રુપ ધર્યું હતું ત્યારે, હવે હું આપનું તે સ્ત્રીરુપ જોવા ચાહું છું કે જેનાથી તમોએ દૈત્યોને મોહ લગાડી દેવતાઓને અમૃત પાયું તે જ મોહિનીરૂપ જોવા નિમિત્ત આજે અમો તમારી પાસે આવ્યા છીએ.

હે પરીક્ષિત ! ભોળાનાથ શંકરનું વચન સાંભળીને શ્રીહરિ કંઇક હસી અને કહેવા લાગ્યા—હે શિવ ? અમૃતનો ઘડો દાનવોના હાથમાં ચાલ્યો જવા ઉપર મોહિની રૂપથી દેવોનું ભલું થશે એવો વિચાર કરી મેં મોહિની રૂપ ધારણ કર્યું હતું. હે સુર શ્રેષ્ઠ ? જે રૂપ કામિયોને અત્યંત પ્યારૂં છે તે જ મોહિનીરૂપ હું તમોને બતાવું છું. એમ કહી શ્રીહરિ ત્યાંજ અંતરધ્યાન થઈ ગયા, મહા-

દેવજી અને પાર્વતિજી બંને ચારે તરફ જોવા લાગ્યાં.

એટલામાં ત્યાં ચિત્ર વિચિત્ર ફુલ અને નવી નવી લાલ કુંપળોથી યુક્ત વૃક્ષોના બગીચામાં એક સુંદર સ્ત્રી દેખાવા લાગી જે દડો ઉછાળી ઉછાળીને ખેલતી હતી. તે મોહિનીરૂપ સ્ત્રી નખશીખ સુંદરી પીતાંમ્બર પહેરેલ અને નાના પ્રકારના જડાઊ દાગીના પહેરેલ તે સમય કામના વૈરી શંકરજીએ જોઇ તો શિવજી તેને દેખતાં જ મોહિત થઇ ગયા. સ્ત્રીએ શિવજીને પોતાના ઊપર મોહિત જોઈ તેઓને બીજાં પણ પોતાનાં તિરછાં ચિતવનોથી વ્યાકુળ કર્યા. કામને ભસ્મ કરવાવાળા શિવ ભગવાન જ્યારે મોહિની રૂપ પર મોહિત થઈ વ્યાકુળ થયા તો તે પાર્વતીજીની સન્મુખમાં જ તે તરફ ધસ્યા. સ્ત્રીએ જોયું કે શિવ શંકર ભગવાન પોતાની તરફ આવે છે તેથી તે લજ્જા કરીને વૃક્ષોની ઓથમાં છીપાવા માંડી. આ બાજુ કામાદિ શિવજી પણ તે સ્ત્રીની પાછળ પાછળ વૃક્ષોની ઓથમાં ઘુમવા લાગ્યા. આગળ આગળ સ્ત્રી અને પાછળ પાછળ મન્મથમદમોચન શિવ પણ આવા પ્રકારે બંને કંઇક પરિક્રમા કરતાં ફર્યાં.

જ્યારે શિવજીએ જોયું કે આ સ્ત્રી હાથ આવતી નથી તો તેઓ તે જ ક્ષણે કંઈક પોતાનું વેગ વધારીને તેના કેશ પકડી લીધા.

શું શિવજીના ઘરમાં પાર્વતી જેવી પતિવ્રતા નારી હતી તો તેઓ પણ મનને તો નહીં મારી શક્યા? અને આખર મનના વશ થઇ ગયા.

## છઠા ચરણનું નિરૂપણ

નારદમુનિ તપશી કહીએ, કન્યા મન રીઝાયો,
માગ્યોરૂપ ભૂપતિકો જાકર, સ્વાંગ બંદરકો પાયો. જગમાં–૬

એક સમયે શ્રીનગરમાં નારદજી ગયા ત્યાં રાજકન્યાનો સ્વયંવર થતો હતો, તે રાજકન્યાને જોઇને નારદજી તેના ઉપર મોહિત થયા અને વિષ્ણુની પાસે જઈને નારદે પ્રાર્થના કરી કે હે ભગવાન્? હમે તમારી નિરંતર ભક્તિ કરીએ છીએ અને તમે હમારા માલિક છો

તો હમારી વિનંતિ માનો અને મને આપનું રૂપ આપો, ત્યારે વિષ્ણુએ કહ્યું કે ઋષિ, તમે શાને માટે રૂપ માગો છો એટલે નારદજીએ કહ્યું કે મહારાજ, હવે મારી ઇચ્છા એવી છે કે ગ્રહસ્થાશ્રમ કરવો, ત્યારે વિષ્ણુ પોતાનું રૂપ શ્રી નારદજીને આપ્યું પરંતુ મ્હોં વાંદરાનું બનાવ્યું. નારદજી આ પ્રમાણે રૂપ લઇને સ્વયંવરમાં જઇને ઊભા રહ્યા અને પોતે રૂપ મળ્યાથી હર્ષ પામ્યા. એટલામાં વિષ્ણુએ ત્યાં આવીને રાજકન્યા સાથે પોતાનો વિવાહ કરી લીધો, જેથી નારદનું મ્હોં કાળું પડી ગયું. અને તેમની બધી યોગ તપસ્યાનું તેજ જતું રહ્યું. આથી નારદજીએ ખીજવાઇને વિશ્ણુને શ્રાપ દીધો કે મારી સ્ત્રીને તેં હરી લીધી છે. તેથી તારી સ્ત્રીને રાક્ષસ હરીને લઇ જશે. તે વખતે ત્યાં શિવદૂત ઉભા હતા તે નારદજીની આ દશાં જાઇને હસ્યા કે જુઓ નારદ જ્ઞાનિ તથા મોટા સાત્વિકી અને જીતેન્દ્રિય હોવા છતાં તેમની કેવી ગતિ થઇ, માયાને જોઈને ભૂલી ગયા અને ખીજવાઇને વિષ્ણુને શ્રાપ આપ્યો પરંતુ મ્હોં વાંદરાનું બનાવીને ઉભા છે એ જોતા નથી

શિવ દૂતોની આ વાત સાંભળીને નારદ ગુસ્સે થઈ ગયા અને તેમને પણ શ્રાપ દીધો કે અરે દુષ્ટ, તમો રાક્ષસ થઇને ઉત્પન્ન થશો. પછી પોતાનું મોં પાણીમાં જોયું તો વાંદરાનું જોવામાં આવ્યું જેથી તે ઘણા જ ગુસ્સે થઇ ગયા પરન્તુ એટલામાં વિશ્ણુએ પોતાની માયાને ખેંચી લીધી અને વિશ્ણુ વૈકુંઠમાં ગયા. આ પ્રમાણે માયાએ નારદના મ્હોંને કલંક લગાડયું અને હસીને ગુપ્ત થઈ ગઇ.

જો નારદે મન વશ કર્યું હોત તો તેઓની બુદ્ધિમાં ફેરફાર થાય ખરો કે ? તો આ કળિયુગના ભકતો મન મારવા જાય છે ? જ્યારે આ વેદ પુરાણ સાક્ષિરૂપે શું કહે છે.

## સાતમા ચરણનું નિરૂપણ

સુકે પત્ર પવન ભખી રહે તે, પારા સુરસેં જ્ઞાની;
મછંઘાકે રૂપ દેખકે, કામ કંદલા ઠાની. (જગમાં) (૭)

## મછગંધાનું રૂપ દેખીને પારાસર મુનિ પણ કામાન્ધ થયા તે વિષે વ્યાસ ભગવાનની ઉત્પત્તિ

એક ચેદિ દેશનો ઉપરિચર નામનો રાજા હતો. તે બહુ પવિત્ર અને ધર્માત્મા હતો તે એક દિવસ મૃગયા રમવા ગયો ત્યાં એને પોતાની રાણીનું સ્મરણ થતાં તેનું શુક્ર ખલિત થયું. રાજાને બહુ પશ્ચાતાપ થયો પણ પછી એને દૈવ પ્રેરણાથી વિચાર થયો કે—મારૂં શુક્ર હમેશાં અમોઘ છે માટે મારી રાણીને મોકલી આપું આજે— રાણીને પણ ઋતુનો દિવસ છે, એમ વિચાર કરી ત્યાં એક સકરો (બાજ) પક્ષી હતો, તેને સમજાવીને એક પડીયામાં પોતાનું શુક્ર રાખીને તે પડીયો પેલા પક્ષી સાથે પોતાની રાણીને માટે મોકલાવ્યો, તે પડીયો લઇને જતાં રસ્તામાં બીજું પક્ષી સામું આવતું હતું. તેણે— આ—ખાવાની વસ્તુ સમજી ઝૂટ મારી. તેથી પેલું શુક્ર નીચે નદી હતી ત્યાં પડયું, પડતાં તેના બે ભાગ થયા હતા, તે બન્ને ભાગોને એક માછલી ગળી ગઈ તેને ગર્ભ રહ્યો. તે માછલીને માછીમારે પકડીને તેમાંથી—પુત્ર, તથા કન્યા બેઉને બહાર કાઢીને રાજા પાસે મોકલ્યાં, તેમાંથી પુત્રને રાજાએ રાખ્યો અને કન્યા માછીમારને આપી, તે કન્યાનું નામ મત્સ્યગન્ધા રાખ્યું હતું, તે કન્યા ઉમર લાયક થતાં એક દિવસ પારાશર મુનિ ત્યાં આવ્યા અને યમુનાની સામે કિનારે જવાની ઇચ્છા જણાવતાં પેલો માછીમાર જમવા બેઠેલો હોવાથી પોતાની દીકરીને (મત્સ્યગંધાને) સામે કિનારે પહોંચાડવા માટે લઇ જતાં ઋષિના મનમાં સંભોગવિશે વિચાર થયો, એટલે પેલી કન્યાએ જે કહેવાનું હતું તે કહ્યું, છતાં ઋષિએ ન માન્યું, ત્યારે મત્સ્યગંધાએ મુનિ પાસે વરદાન માગ્યું કે મારી માછલીની દુર્ગંધિ જતી રહે, અને સારૂં સુગંધીવાળું શરીર થાય, તથા—મારૂં—કન્યાપણું કાયમ રહે અને મને સારો ધર્માત્મા પુત્ર થાય, એ પ્રમાણે વરદાન મેળવી મુનિની સાથે સંગમ કર્યો, તેથી ગર્ભ રહ્યો તે જ પોતે વ્યાસનારાયણ તરીકે જનમ્યા એ રીતે વ્યાસનો જન્મ થયો છે.

## આઠમા ચરણનું નિરૂપણ

પેકહી નાલ કમલ તે બ્રહ્મા, જગ ઉપરાજ કહાયા;
કહહી કબીર એક મનજીતે વિન, જીવ વિશ્રામ ન પાયા (જગમાં) (૮)

બ્રહ્માની ઉત્પત્તિ વિષ્ણુની નાભીકમલમાંથી છે, તે પોતે જગતની ઉત્પત્તિ કરનારા છે, પરંતુ તે રચટ માળમાં ભૂલા પડયા જેમ ગીંગો નર્કની ગોળીનો બોજો ઉઠાવ્યા કરે છે, તેમ જગત્ ભરની ઉત્પત્તિ પણ બ્રહ્મા એટલે રજોગુણ વ્હેવાર સમજવો, પરંતુ કબીર સાહેબ સદ્ગુરુ પારખ પ્રકાશ જ્ઞાન આપી જગત જીવોના તમામ મનના બંધનો તોડાવી મુક્ત કરી વિશ્રામપદે પહોંચાવે છે. (મુક્તપદે પહોંચાવે છે.)

( બીજકગ્રંથમાંથી ) ( શબ્દ )

તામનકો ચીન્હો મેરે ભાઈ, તન છૂટે મન કહાં સમાઈ.
સનક સનંદન જયદેવ નામા, ભક્તિ હેતુ મન ઊનહુન જાના.
અંબરીષ પ્રહલાદ સુદામા, ભક્તિ સહિત મન ઊનહુંન જાના.
ભરથરી ગોરખ ગોપીચંદા, તામન મિલિમિલિ કિયો આનંદા.
જા–મનકો કોઈ જાનુ–ન–ભેવા, તામન મગન ભયે શુકદેવા.
શિવસનકાદિક નારદ શેષા, તનકે ભીતર મન ઊનહુ–ન–પેખા.
એકલ નિરંજન સકલશરીરા, તામેં ભ્રમિ ભ્રમિ રહલ કબીરા.

**ભાવાર્થ**—શ્રી સદ્દગુરુ સત્ય કબીર સાહેબ કહે છે કે તામન એટલે જ્યાં તમારૂ મન મસ્ત, મગ્ન થયું તે બ્રહ્મ તેને તમો પરખો, કે મનમાં ઊન્મુન થઇને બ્રહ્મ બન્યા પરંતુ જ્યારે શરીરનો નાશ થઇ જશે એટલે બ્રહ્મ કયાં રહેશે? અર્થાત્ તે વખતે મનની કરેલી બ્રહ્મની માનંદીનો પણ નાશ થઇ જશે. સનક, સનંદન, જયદેવ અને નામદેવ એ બધા ભક્ત તો થયા ખરા પરંતુ એમણે પણ મનને જાણ્યું નહી. અરે, મન, મન, એમ તો બધા પુકારી ઊઠયા પરંતુ મન એ શું છે તથા મનનું સ્વરૂપ કેવું છે તે કોઇએ પણ જાણ્યું નહી અને નાહક ધોખામાં પડયા. અરે ! મન તો જેના તેઓ ભક્ત થયા તે જ તેમનું મન પરંતુ એમને એવી ખબર ન પડી કે જેની હમે ભક્તિ

કરીએ છીએ તેજ હમારૂ મન છે, અગર જો તેમને તેવી ખબર હોત તો પછી પોતાનો તેને માલીક શું કામ માનત, અને પોતે તેનો દાસ શું કામ બનત ? કારણકે જે માન્યું તે જ મન છે એમ જાણ્યું નહિં. અમ્બરીષ, પ્રહલાદ, તથા સુદામા આદિ મોટા મોટા ભક્તો થયા અને તેમણે ભક્તિ પણ કરી પરંતુ મનને એમણે પણ જાણ્યું નહીં કે જેના ઉપર તેમણે પ્રીતી કરીને હેત બાંધ્યું છે, અને જે સ્વરૂપનો તેમને સાક્ષાત્કાર માન્યો હતો તેજ તેમનું મન હતું એ પણ તેમણે ન જાણ્યું. ગોરખ, ભરથરી, ગોપીચંદ મછંદરાદિ વિગેરે જે યોગી થયા પરંતુ તે મનના જ રંગમાં મગ્ન થયા અને ઉનમુન બન્યા, તેમણે બધાએ મનમાં મળી મળીને આનંદ કર્યો, પરંતુ મનને ઓળખી શકયા નહીં. જે મનનો ભેદ કોઇ જાણી શકયા નથી તે મનના રંગમાં શુકદેવ પણ મગ્ન થયા. વળી શિવ, સનકાદિક નારદ, શેષ આદિક જે જ્ઞાની થયા, એ બધા શરીરમાં જ મગ્ન થયા. અને શરીરમાંથી જે કલ્પના ઉઠી તે જ કલ્પનામાં દિવાના થયા. મન એટલે તન, આઠ પાંચશેરી, ચાળીસ શેરે જ્યાં એકત્ર થાય એટલે મણ થયું તે પ્રમાણે પાંચ તત્વ અને ત્રણ ગુણ એ આઠ પાંચશેરી એકત્ર થઇ એટલે તેનું નામ મન છે, અને જ્યારે આઠ પાંચશેરી આઠ તરફ ગઇ એટલે મણ કયાં રહ્યું, એ ચાળીસ શેરનો અર્થ થયો. તેમજ પચીસ પ્રકૃતિ એટલે પાંચ જ્ઞાનેન્દ્રિય સતોગુણની અને પાંચ કર્મેન્દ્રિય રજોગુણની તથા પાંચ વિષય તમોગુણના એ ચાળીસ શેર જ્યાં મળે તેનું નામ મન અને તેનું જે રૂપ છે તે તન છે. એટલે કે તન અને મન એ એક જ છે, તનથી મન કાંઇ જુદું દેખાતું નથી જેમ ચાળીસ શેરથી મણ કાંઇ જુદું દેખાતું નથી તેજ પ્રમાણે તનનુંજ નામ મન છે. તેને મન કહેવું અને રૂપ છે તેને માયા કહેવી, એટલે કે તનથી જે અનુમાનનો નિશ્ચય થાય છે, તેને પણ મન કહેવું. એકલ નિરંજનરૂપી મન અર્થાત્ સંપૂર્ણ શરીર મનનું રૂપ છે, તેમાં એટલે દેહમાં જીવ ભર્મી રહ્યો છે. અરે ! જેમણે આકાશ વત્ કહ્યું તે આકાશનો અનુમાન, પ્રકાશવત્ કહ્યું તે તેજનો અનુમાન જલવત્ કહ્યું

તે જલનો અનુમાન મૃદુવત્ કહ્યું તે માટીનો અનુમાન અને બ્રહ્મ, આત્મા એ કોઇ વસ્તુ નથી, એ બધો તત્ત્વનો અનુમાન અને ભાસ માત્ર છે, સદ્દગુરૂ કબીર સાહેબ કહે છે કે સંસારમાં જેટલા ઋષિ મુનિ તથા ભક્ત થઈ ગયા છે, તે મનના ખેલમા ફસાઇ ગયા છે, તેઓ પારખ જ્ઞાન વિના મનને પારખી શકયા નહિ. તેથી એ જીવો પારખજ્ઞાન વિના મનના ભોગમાં ભર્મી રહ્યા છે.

**(સાખી)**–ગુરવા તો સસ્તે ભયે, કૌડી માંહી પચાશ;
અપને તનકી ખબર નહીં, શિષ્ય કરનકી આશ.

**(સાખી)**–ગુરુ ગુરુ સબહી બડે, અપની અપની ઠૌર;
શબ્દ વિવેકી પારખી, –સો–માંથેકી મોડ.

એવી રીતે પંથો બાંધી પોતાના મનની માનંદિ પ્રમાણે જગત્માં પ્રપંચી પંથો ચલાવી બીચારા ભોળા ભલા જીવોને બાંધીને બ્રહ્મજ્ઞાનનો પસારો ચલાવવા આખી સૃષ્ટિમાં પંથ નામ રસ્તા ચલાવ્યા તે રસ્તા એવા છે કે વેદ ચાર અને ખટશાસ્ત્રો વિગેરે કહે તેમ કરવું, પછી એવા મોટા મોટા પંથના અધિકારી આગેવાન બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ બન્યા. અને તેમના અનુયાયીઓ શિષ્યશાખાઓ ઘણી થઈ અને કહે છે કે આગળ મોટા મોટા કહી ગયા તેમજ આપણે પણ કરવું. પણ કોણ વિચાર પારખ કરીને અંધશ્રદ્ધામાં જુએ છે? જેમ કોઈ રાજા પોતાની રૈયતને ફાંસી દેવા ચાહે તો રૈયત બિચારી શું કરે? તેવી રીતે આજ કાલ પંથોવાળા મોટા મોટા આડંબર કરીને ભોળા ભલા જીવોને લુંટી લઈ તેમનું તમામ આયુષ્ય ધન અને સમયને બરબાદ કરાવે છે. અને જીંદગીભર પણ સુખનો વખત નહિ આવતાં હરદમ દુઃખ જ આપે છે. પછી દેહાંત પછી પણ ચોરાશીમાં નંખાવે છે, આવા દુઃખનું કારણ તે પ્રજા તરીકે પરવશ થઈ રહેલી શિષ્ય શાખાઓને સાચા સંતો ચેતવણી આપે છે કે, પારખ પ્રકાશ જ્ઞાનને પ્રાપ્ત કરવા વિલંબ ન કરવો કારણ કે શરીર છતાં જે કાર્ય કરવા ધારશો તે કરી શકશો, પરંતુ જ્યારે યમ જેવા પાખંડી ગુરુવાઓના હાથે

સપડાઈ જવાનો વખત કદી પણ લાવશો નહિ, તો તમો સર્વ સુખી થશો.

## "પોતે પોતાને ભુલીને ખોટા પક્ષ કરવા લાગ્યો"

કોઇ ગણેશના ઊપાસક કહે છે કે, ગણપતિ અનાદિ દેવ સૃષ્ટિના કર્તા છે અને વિષ્ણુ ઉપાસક કહે છે કે, વિષ્ણુ ક્ષીર સાગર નિવાસી વિરાટરૂપી વિશ્વકર્તા ઊત્પત્તિ પાલક સોઈ (તે જ) ઈશ્વર સત્ય છે અને સૂર્ય ઊપાસક કહે છે કે, સર્વ જગતનો પ્રકાશ અનાદિ દેવ જગત્ કર્તા આદિ–સુર્ય–છે, અને દેવી ભગત કહે છે કે શકિત અનાદિ જગત્ ઊત્પત્તિ કરવાવાળી અને સંહારકારક અર્થાત્ નાશ કરવાવાળી છે. કોઈ શંકરના ઊપાસકો કહે છે કે, સર્વ જગત્કર્તા અનાદિ શિવ છે, વિષ્ણુ આદિ સર્વ દેવો મહા પ્રલયનાં નાશ થાય છે અને શીવજીનો નાશ થતો નથી, તેથી શંકર સત્ય છે. એવી રીતે લોકો આવા પ્રકારે આપસમાં વાદવિવાદ કરે છે, ભલા તેમાં કોની વાત સાચી માનશો ? કદાપિ વિષ્ણુને સત્ય કરીને માનશો તો પુરાણ ગ્રન્થમાં લખેલ છે કે વિષ્ણુની સાથે લક્ષ્મીજી–છતાં તોપણ તેઓએ પર સ્ત્રી વૃન્દાની સાથે વિષ્ણુએ છળ કરેલ, છળથી વૃન્દાનું પતિવ્રત ધર્મને નષ્ટ કર્યું અને આને ધર્મ-શાસ્ત્રમાં ઘણું જ અધર્મ કહેલ છે કેઃ—

શ્લોક—" પરયોનિપતિતો બિન્દુઃ કોટીપૂજા વિનશ્યતિ ।
જપહાનિ તપહાનિ બ્રહ્મહત્યા પદે પદે " ॥

**ભાવાર્થઃ**—પરસ્ત્રીથી જો ભોગ કરે તેનાં કોટિન સુકૃત કર્મ કરેલાં હોય તેનો નાશ થાય છે, અને જપ જે નામ સ્મર્ણ અને કરેલ તપ સર્વ નષ્ટ થઇ જાય છે, અને બ્રહ્મહત્યા વારંવાર થાય છે. પુરાણોમાં જ્યારે ભયંકર કસૂર દેખવામાં આવે છે, તેને સત્ય કેમ મનાય ?

પુરાણોને બનાવનાર કવિશ્વરોએ જ મોટી ભૂલ ખાધી છે, જેવા જેવા કર્મો કરતા ગયા તેમ લખતા ગયા. સ્વાર્થી અને વિષયી હોય

તે પોતાનો સ્વાર્થ રાખે, જેથી પોતાના કુટુંબનું પેટ ભરણ પોષણ ખાતર યજ્ઞ કરાવવો, દાન દેવું એવી અનેક રીતે સ્વાર્થપણું વર્તવાનું લખ્યું, પ્રથમના–સમયમાં મૂર્તિપૂજા ન હતી પરંતુ જ્યારે અવતારો માન્યા ગયા તે પછી વેપાર તરીકે મૂર્તિપૂજાનો હેતુ જણાવ્યો જેથી પૈસા ચઢાવવાનો પ્રયત્ન ઊભો કર્યો, જેથી જગતના લોકો પ્રથમ વખતમાં બિચારા ઘણા જ ભોળા અને તદ્દન જડ બુદ્ધિવાળા હતા તે વખત મૂર્તિપૂજા તિર્થયાત્રાનું લાકડું સ્વાર્થી ગુરુવાઓએ જગતમાં ચાલુ કર્યું, કારણ કે રામ જ્યારે નહોતા ત્યારે રામેશ્વર પણ ક્યાં હતા, એ સર્વ પાછળથી લોકોને જડવત બનાવા અને અંધશ્રદ્ધામાં આંધળા કર્યા છે, તે હજુ સુધી પારખજ્ઞાન વિનાના તમામ મનમતી આંધળાજ રહ્યા છે.

## " ખોટા પંથોની ખોટી માનંદીનું પોગળ "

### ( શક્તિના ઊપાસકોની લીલા )

શક્તિને પહેલાં બકરા આદિનું બળિદાન આપે છે અને તે દેવી ભક્તો મદિરા પાન કરે છે અને તે બકરાનું માંસ સર્વ ઊપાસકો મળીને ખાય છે અરે ! શક્તિને તદ્દનનિર્દય ગણી લીધી પોતાના ખોટા વ્યસનને લઈ દેવીના બાને જીવ હિંસા દેવી ભક્તોએ—ચાલુ કરી છે અંતે તે દેવીભક્તો મહાનર્કની ખાણુમાં (અધોગતી) જઈ દુઃખો ભોગવે છે.

## ( વામમાર્ગિ અને બીજમાર્ગિ વિષે )

વામમાર્ગમાં પંચમકારનું સેવન કરે છે વામતંત્રમાં કહેલું છે કેઃ

**શ્લોક**—" મધ માંસ ચ મીનં ચ મુદ્રા મૈથુન મેવઅચ ।
મકારઃ પંચ ક જચૈવ મહાપાતક નાશનમ્ ॥

**ભાવાર્થ**:—એ પાંચમકાર છે, અને તે મહા ઉત્તમ છે. સર્વ પાપોને નાશ કરવાવાળા છે, એવી અંધ શ્રદ્ધા લગાડી પંથ ચલાવી નિચ ઊપાસકો મહાન અંધકાર અજ્ઞાનમાં પડયા છે, અને નિચ કુળની સ્રીઓથી ભોગ કરે છે તેમને કહે છે કેઃ—

શ્લોક—" વારાંગના પ્રયાગ શ્ચરજકી પુષ્કરસ્તથા ।
ચર્મકારી ભવેત્કાશી સર્વ તીર્થ રજસ્વલા ॥

**ભાવાર્થ**:—અર્થાત્ પર સ્ત્રી પ્રયાગ તુલ્ય છે, ધોબીની સ્ત્રી પુષ્કરના તિર્થ સમાન છે અને ચમારની સ્ત્રી કાશી તુલ્ય છે, અને કોઈ રજસ્વલા સ્ત્રી હોય તો સર્વ તીર્થરૂપી છે, એવી અંધ શ્રદ્ધા લગાડીને એવાં ખોટાં પાપ કર્મ થઇ રહ્યાં છે તો માનો કે તે જીવતાંજ નર્ક ભોગવી રહ્યા છે. એજ નર્કાદિના કીડા આખર નર્કમાં જ ખુશી હોય છે.

આ કળી કાળમાં ખોટા પ્રપંચ પંથો નીકળ્યા છે. સત્યવાદી જનો ભુલેચુકે તેવા નર્ક માર્ગ પંથમાં પડતા નહીં—તેમનાં નામ—વામમાર્ગિ, બીજમાર્ગિ, વિશામાર્ગિ, કાંચળીયા, નિજીયાધર્મ, બાળાસુંદરી, દશાધર્મ. આવા આવા ધર્મોનું પોગળ હવે તો ખુલ્લું થતું જાય છે, કારણ કે સદ્દગુરુ કબીર સાહેબે કૃપા કરીને પારખ પ્રકાશ જ્ઞાન જે સત્યપંથ ચલાવી સર્વને અધોગતીથી બચવા રહેલો ઉપાય શોધી પ્રયત્ન કરવા ઉત્તમ જ્ઞાનકબીર સાહેબના બીજક ગ્રન્થમાં સર્વે ખુલાશા આપ્યા છે.

## ( ભક્તજનો પર દયા કરનાર સદ્દગુરુ વિષે )

( **ભજન** : રાગ વણઝારા )

ધન ! ધન ! સત્યગુરુ સત્યકબીર, ભક્તભવ પીર મિટાનેવાલે (ટેક)
રહે નલ નીલ યત્ન કરીહાર, તબ રઘુવીરને કરી પુકાર;
જાય સતરેખા લિખી સુધાર, સિન્ધુમેં શિલા તિરાનેવાલે. (ધન !)
ડસ્યો વિષધરને હૈ જબ આય, પુકાર્યો ઈંદ્રમતી અકુલાય;
ધાયકે કીની વેગિ સહાય, બિરહુલી મંત્ર સુનાને વાલે. (ધન !)
દામોદર શાહને હોત અકાજ, અરજ કી ડુબત દેખી જહાજ;
લાજ રખ લીજે ગરીબ નિવાજ, આજ નિધિપાર લગાનેવાલે. (ધન !)
કહેં કરજોરી દીન ધર્મદાસ, દરશ દૈ પુરણ કીજે આશ;
મેટિયે ! જન્મ મરણકી ત્રાસ, સત્ય પદ પ્રાપ્ત કરાનેવાલે. (ધન !)

## સત્ય કબીર સાહેબ જગત્ જીવોને મહાન દુઃખમાંથી છોડાવે છે તે વિષે (ભજન)

સદ્ગુરુ ફક્ત જગતમાં, દુઃખકો છુડાનેવાલે;
ભવ સિન્ધુમેં કુટુંબકે, સબ હૈ ડુબાનેવાલે (ટેક)
માતા પિતા તુમ્હારે, તિરીયા ઔ સુત વિચારે;
સ્વાર્થ કો અપને સારે, નાતા લગાને વાલે. (સદ્ગુરુ)
અબ તો સગે ઘને રે, કહતા હૈ જિનકો મેરે;
આખિર કો કોઈ તેરે, નહિ કામ આને વાલે. (સદ્ગુરુ)
યમકે પડેગા પાલે, મુસકે જકડ કે તાને;
કોઈ ન ઉસ ઠિકાને, હોંગે બચાને વાલે. (સદ્ગુરુ)
પાકે મનુષ્ય તનકો, કર લે પવિત્ર મનકો;
ફુલે ન દેખ ધનકો, દૌલત કમાને વાલે. (સદ્ગુરુ)
સુન લે યે વાત નીકી, પ્યારે કબીરજીકી;
ભક્તિ સે ઉસ ધનીકી, અય મુંહ છિપાને વાલે. (સદ્ગુરુ)

## (સત્યપંથ–તેનો મંત્ર સત્યનામ)

### " ખાસ ધ્યાનમાં લેશો "

જગતમાં વાણીરૂપ વૃક્ષ એક પેદા થયું. કોઈ પાંદડાંને વળગ્યા કોઈ લાકડાંને ખાવા માંડયા–કોઈ મુળીઆંને કોઈ ડાળાંને એવી રીતે આખુ જગત એમજ ભર્માઈ ગયું. પરંતુ તેના ફળ જે સત્ય વસ્તુને કોઈ વિરલે જ પારખી હશે, જરાક ધ્યાનમાં લેશો કે સત્ય વસ્તુ અનાદિ અસલ છે ટુંકાણમાં જ તમોને કોઈ ગુરુ મંત્ર આપે તો સત્ય સિવાય જો મંત્ર આપે તો તે મંત્ર તદ્દન નકામો સમજવો. જેમાં પહેલું સત્ય આવતું હોય તે જ મંત્ર તમોને મુક્ત કરનાર છે જેટલું રહસ્ય સત્યમાં રહેલું છે એટલું રહસ્ય બીજા કોઈ મંત્રમાં હોયજ નહિં. આખી જીંદગી બીજી કથા સાંભળવા કરતાં જો સત્યને જ (સત્યનામ) મંત્રનો રટણ (જાપ) કરીએ તો આપણુને ઘણો જ મોટો લાભ–જે પરમપદે

પહોંચી શકીશું-તે નક્કી સમજવું—અમો ઘણી જગાએ કથામાં જતા હતા ત્યાં—લોકો સત્ય સિવાયના નામો લઈ શ્વાસોશ્વાસ ઘુંટયા કરતા હતા ત્યારે હમોને એમ લાગતું હતુ કે આ બીચારા ભોળા ભલા જીવોને કેટલી અંધશ્રદ્ધા લગાડી છે, ત્યાં પંદર હજાર મનુષ્યો આવ્યા હતા, તે સઘળાઓ ભ્રમણામાં મગ્ન થયા હતા. કેટલી ભૂલ ખાઇ રહ્યા કે, બીલકુલ વિચાર જ નહી? તેઓ એમ સમજતા નથી કે સત્ય છોડીને આપણ કયાં જવાના? આ હકીકત જોઇ ત્યારે ત્યાં મને વિચાર થયો કે આ લોકોનો ભ્રમ ટૂટે તો ઠીક કારણ કે વગર સમજે તેઓ બિચારા અસત્યને જ સત્ય સમજી માર્યા જાય છે, માટે તેઓને સત્યને માર્ગે લાવવા જોઇએ, એવો મને વિચાર થયો કે આ વિષે બે-બોલ લખવા પ્રયત્ન કરવો જોઇએ-તેવા કારણથી-આ ઉપરના બે-બોલ મ્હારા વાંચી વાંચનવર્ગ! આપ ખાસ સત્યમાર્ગે આવવા સત્યપંથ અને સત્યનામ મંત્રને હંમેશાં તન મનથી ઉપયોગ કરવા ભૂલવું નહિ, બીજાઓને પણ તે હકીકત સમજાવવા ખાસ ભલામણ આપીએ છે.

## સત્યપંથનો અમર મંત્ર સત્‌નામ

**(સાખી)** સતનામકી લુંટ હૈ, લુંટ શકાય તો લુંટ;
પાછળસેં પસ્તાયગેં, જબતન જાયગેં છૂટ.

**(સુચના)** આ અમરમંત્ર વાંચી ધ્યાન બહાર જાવા દેવો નહિ, બીજાઓને વાંચવા આપવો. સૌ-કોઇ એટલુ તો સમજે કે સત્‌ના ઉપર કંઈ પણ નથી.

( સત્‌નામ સત્‌કબીર સદ્‌ગુરુ સાહેબની દયા )

## ( સતધર્મની જાગૃતિ ચૈતન્ય પ્રકાશ )

**સત્પુરૂષોની વિભૂતિ ( Prosperity ) પરોપકાર માટે જ છે.**
**( દેશ સેવા એ મોટામાં મોટો ધર્મ અહિંસાપરમો ધર્મ )**

**હે ચૈતન્ય? "મનુષ્ય જન્મને દિપાવો." પરમ પદની પ્રાપ્તિ માટે પારખ જ્ઞાનને પ્રાપ્ત કરો. પારખ નિષ્ટ સંતોને શરણે થાઓ."**

## (ચૈતન્યથી સર્વ બન્યુ છે. અને તેનુંજ નામ સત્ય-છે)

જેમ સૂર્યના પ્રકાશથી અનેકો તારા ગણો તથા ચંદ્ર પ્રકાશે છે તેના પ્રકાશથી પ્રકાશે છે, તે તારાઓ ગણો તથા ચંદ્ર સૂર્યમાંજ શમાય છે. તેમ-જે સત્નામ જે મહાન મંત્ર છે તેના પ્રકાશની વેદો-તથા શાસ્ત્રો તથા ગીતાજી, ભાગવત વિગેરે વાણી વિલાશ સત્નામના (ચૈતન્ય)વડેજ છે. અને તેના પછીથી તેમાંથી બનેલા છે. આખરે તેમાંજ સમાય છે. જેમ દરિયાની લ્હેર આખરે દરિયામાં જ સમાય છે એટલે સત્નામ એ મહાન મન્ત્રને સૌ-મનુષ્ય માત્ર તેનો જાપ કરવા ચુકવું નહીં-(ગોસ્વામી તુલસીદાસજીએ કહ્યું છે કે)

**ધર્મ-ન-દૂસર સત્ય સમાના; આગમ નિગમ પુરાણ વખાના.**
**રામ ભાલુ કપિ કટક બટોરા; સેતુ હેતુ શ્રમ કિયો-ન-થોરા.**
**નામ લેત ભવસિન્ધુ સુખાહીં; કરહુ વિચાર સુજન મનમાંહી.**

(**ભાવાર્થ**) સત્નામ (સત્યપંથ) સિવાય બીજો કોઇ પણ ધર્મ નથી, એમ-પુરાણો-તથા વેદોમાં પણ કહે છે. જ્યારે રામચંદ્રજીએ લંકા જવા માટે સમુદ્ર પર સેતુ બાંધવા માટે બહુત રીંછ અને વાંદરાઓની સેના એકઠી કરી હતી અને ઘણા જ પરિશ્રમથી સેતુ બાંધ્યો હતો- પરંતુ સત્નામમાં એ પ્રભાવ છે કે એ મહાન-સંસારરૂપી ભવસાગરથી તરી જવાય છે. અને તે મહાન-પરમ પદની પ્રાપ્તિ કરાવે છે.

**કહૂઁ કહાઁ લગ નામ બડાઇ; રામ ન સકહિ નામ ગુણ ગાઇ.**

(**ભાવાર્થ**) એ સત્નામનું કહાં સુધી વર્ણન કરૂં કે-તે નામનું માહાત્મ સાક્ષાત્ રામચંદ્ર પણ એ નામની મહિમાનું ગુણાનુવાદ નહિં કહિ શકે, કારણ કે તેમાં અપાર ગુણ છે. તે-કારણથી આ પુસ્તકમાં સત્નામનો મહાન મંત્ર પ્રગટ કરવામાં આવ્યો છે. અને તે સત્નામનો જાપ જપનાર અમર થનાર પરમજ્ઞાની (જીજ્ઞાસુ) વિરપુરૂષો ભાઇઓ ! તથા બ્હેનો ! આ સત્ય વચનને પોતાના અંતઃકરણમાં ઉતારી આપ સત્નામ મંત્ર અમ્મરપદે પહોંચાડનાર છે.

સત્ એ સાચુ અને યથાર્થ છે. સત્ એનો કંઈ ન્યારો દેશ નથી. જ્યાં 'ચૈતન્ય' ત્યાં સત્ જ છે. જેમ ગોળ અને ગળપણ જુદું નથી તેમ ચૈતન્ય અને સત્ય જુદુ નથી, ચૈતન્યમાંજ સત્ય રહે છે, અસલી વસ્તૂ તે સત્ જ છે પછી નિરંજનરૂપી મન થયું મન એટલે બ્રહ્મ-બ્રહ્મ-તે જીવની સ્ફૂર્ણાકલ્પિત કલ્પના જ છે. તે કલ્પનારૂપ શક્તિ તે મનને લાગુ થઈ એટલે બેઉ મળી આ જગતની રચનાનો પસાર કર્યો પરંતુ તેમાં સત્તા જીવની જ છે. એ સત્તા પોતે પરખીને ચૈતન્ય જો પોતાની સત્તાને ખેંચી લે તો તુરત જ મુક્ત અને નિરબંધ થઇ જાય છે.

ચૈતન્ય અને મન એ બેઉનું મીશ્રીતપણું તેમ સત્ અને અસત્ જે (સોનું અને કથીર) એ બેઉનું મીશ્રીત થયેલું હોય ત્યારે તેણે સોહાગા (ખાર) તાપથી તથા તેમાં તેજાપ નાખવાથી અલગ થઇ જાય છે તેમ સત અને અસત (ચૈતન્ય અને મન એ બેઉનું મેળાવાપણું (મીશ્રીતપણું) નાશ કરવા માટે સદ્ગુરૂ અને પારખજ્ઞાનની ખાસ જરૂર છે. તે સિવાયના બધાએ ગુરૂવા લોકો ભવસાગરમાં અનુમાનરૂપી કૂપમાં પડી આખરે જન્મ મરણના દુઃખોમાં બુડી મરે છે.

**(સાખી)** ભૂલ મિટે ગુરૂ મિલે પારખી, પારખ દે લખાઈ;
કહે કબીર ભૂલ કે ઔષધ, પારખ સબનકી ભાઈ.

**(ભાવાર્થ)** પારખ જ્ઞાન સિવાય કંઈ પણ બચવાનો બીજો ઉપાય નથી માટે પારખજ્ઞાનને જલદી પ્રાપ્ત કરવા સદ્ગુરૂને શરણે જાઓ.

**સૂચના:**—હજારો ડોકટરો (વૈદો) વીગેરેના પાસે જવાથી પણ તમારા મહાન કષ્ટનો નાશ-ના-થયો હોય તો જેમ આ ભવસાગરમાં અનંતો ધર્મના બાને પંથો કહાડી તમોને દુઃખી કરે છે, તે ચોરાસી-લાખ યોનિના દુઃખનો નાશ-ના-થયો હોય તો આપ જલદી પારખજ્ઞાનના પુસ્તકો રૂપ-દવાને ગ્રહણ કરો તે દવા એવી છે કે તમારા તમામ ભયંકર જન્મમરણરૂપી દુઃખોનો નાશ કરે છે. આ સંસ્થામાં સત્સંગી (જીજ્ઞાસુઓને) પુસ્તકાદિની સગવડ મળે છે.

**( વેદ મતમાં અને સત્ પારખજ્ઞાનમાં તફાવત શું ? ? )**

(૧) વેદ મતવાળા કહે છે કે એક બ્રહ્મથી જગતની ઉત્પતિ થઇ છે. અને તે બ્રહ્મ સર્વ સ્થળે વ્યાપક છે. ( બ્રહ્મ બડાકી જહાંસે આયા, રામ બડાકી રામહિ જાના ??? ગ્રંથ કબીર બીજકમાં શબ્દ ૧૧૨

(૨) સત પારખજ્ઞાનનો સિદ્ધાન્ત એ છે કે ચૈતન્યો અનંતો છે. સ્વજાતિ વિષે એક છે, પરંતુ પૃથક પૃથક રહે છે, પરંતુ સર્વવ્યાપક નથી અને સ્વસ્વરૂપમાં સ્થિતિ થવાથી મોક્ષ થઈ પોતાની અસલી-આતપણામાં સ્થિર રહે છે, પાંચો દેહ અને છઠ્ઠી આનંદ અહંકારાદિ ભૂમિ છોડીને "સતમાં" પારખ પ્રકાશ પર સ્થિર હોય છે.

**'ધન્યવાદ" "દેશસેવા વિષે ચેતવણી"**

( અમદાવાદ વચ્ચે સત્ કબીરાશ્રમમાં સતજ્ઞાન પારખજ્ઞાન પ્રકાશ થવા માટે સદ્બોધ મહાત્માઓના વચન રૂપી પરબ તૈયાર કરવા માટે સત્સંગ આશ્રમ તરીકે સર્વ જીજ્ઞાસુને લાભદાયક નીવડે અને હંમેશના માટે ચાલુ જ રહે તેવી સદ્ગુરૂ પ્રતે પ્રાર્થના કરૂં છું. જેથી સૌ ભાવિક ભક્તજનો આ સત કાર્ય રૂપી વૃક્ષને મુળમાં જળ રૂપી લક્ષ્મીને સિચવા તસતી લેશો એવી મારી નમ્ર વિનંતિને આપ અંતઃકરણમાં ઉતારી સદ્ગુરૂ પ્રતે ભાવના કરી આ શુદ્ધ સંકલ્પ ( દેશ સેવા ) માટે રકમ પહોંચાડશો, કુલ રૂ. ૧૨૫૦૦૦) ની જરૂર છે માટે સૌ કોઇ પોતાની સ્થિતિ પ્રમાણે રકમ પહોંચાડશો. તમારી સતની કમાઇ સત્ માર્ગે વપરાશે, સર્વને સદ્ગુરૂસતસુદ્ધ બુદ્ધિ અને પારખ જ્ઞાનપ્રકાશ સત પ્રેરણા–કરે." 'સત્સાહેબ' 'બંદગી'–

વિદ્યા પઢતાં પોષે જેહ, પરમ પદ પામે છે તેહ;
મયાદાસજી કહે છે કથી, ચૈતન્યથી કંઇ મોટું નથી.

( છન્દ )

જીંદગી જેની ધન્ય, ધર્મના ધંધે ધાયો;
જીંદગી જેહની ધન્ય; નિજસ્વરૂપને પાયો.

જીંદગી જેની ધન્ય, સદ્‌ગુરૂ સરણે આવ્યો;
જીંદગી જેની ધન્ય, ચૈતન્ય પદ પોતે પાયો.
ગ્રંથબિજક ઘર ઘર પઢો, ધન્ય સતનામની છાપને;
મથાદાસ સત્યપરખીને, ટારો ત્રીવિધિતાપને.

## ( ખાસ ભલામણ સાથે વિનંતિ પત્રિકા )

જગતમાં મનુષ્યો અસંખ્ય છે. પરંતુ પરમ-પદને પ્રાપ્ત કરવા માટે જીજ્ઞાસુ ( સુજનો ) સત્ ધર્મ વિષે લાગણી ધરાવનારા-સંતો મહતો, સેવકો-નેમી પ્રેમીઓ ભાઇઓ અને બ્હેનો ? ? ? પારખજ્ઞાની સત્ય વસ્તુ પરખાવનાર તે કોઇ વિરલાજ હોય છે.

## ( સતકબીર વચન ) બીજક ગ્રંથ-

સંત મહંતો સુમિરો સોઇ, જો-કાળ ફાંસસે બાંચા હોઇ.

( **ભાવાર્થ** ) હે સંતો ? હે મહંતો ? આપ જેનું સુમર્ણ કરો કે-જે-કાળ ફાંસથી બચી શકાય-કાળ ફાંસ જે કલ્પનામાંથી (અનુમાનથી ) રહિત-જે-પારખજ્ઞાન પરમપદને આપનાર છે, તે પરમપદને પ્રાપ્ત કરો.

## ( સત્‌નામ મંત્ર વિષે સાચી સલાહ )

કલ્પિત મંત્રને માનવો નહિ, કલ્પિત મંત્ર માનવાથી કંઇ પણ લાભ નથી તે કારણથી-સત્ય જે અનાદિ મંત્ર જે અનાદિ વસ્તુનુંજ નામ સત્ય ચૈતન્ય જ છે, તે શિવાયના જે તમામ મંત્રો મનુષ્યોએ કલ્પી કહાડેલા પોતાના મન-મત વડે વાણી વચન અક્ષરોથી માયાના બનેલા તે કૃત્રિમ જ છે. (સતકબીર સાહેબ બીજક ગ્રન્થમાં કહે છે કે. ) "ચૌતિસ અક્ષરકી જાળમાં સકલો ધોખા જાણુ" ચૌતિસ અક્ષરકા એહી વિસેષા," સહસ્ત્ર નામ તાહિમે દેખા." સત્-એ બેઉ અક્ષર અનાદિ છે. કંઇપણ નહિ હતું ત્યારે સત્ય તો હતું જ પછીથી મનુષ્યોએ આપ આપની કલ્પનાથી વાણી વિલાસ ચલાયો તેથી સતનામ શિવાય તમામ મંત્રો કલ્પિતજ છે.

# પારખજ્ઞાન વિષે સત્‌ધર્મ પ્રકાશ સતની શોધ.

## ( સત્ નામ સત્ નામ ભજ પ્યારે; નહિં જન્મ વારમ્વારે. )

## હે મારા જીજ્ઞાસુ ભાઇઓ ??? આ ધૂનને સૌ કોઇ પ્રેમથી હરહંમેશ બોલો.

**સત્‌નામ:**—આ ચાર અક્ષર મહામંત્ર જગત જીવોને કલ્યાણકારક છે. તેનાથી પરમ પદની પ્રાપ્તિ થાય છે. આ મંત્ર અનાદિ વસ્તુ ચૈતન્યનુંજ નામ છે. તેનો ત્રણે કાળમાં નાશ નથી તે અવિનાશી છે. અક્ષરાતીત, અજર. અમર સદ્ગુરૂની પ્રેરણા દ્વારા પ્રાપ્ત થએલો છે. તે અસલીયાતપણાનું પરિણામ છે. આ મહાન મંત્ર જગત જીવોને કલ્યાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવેલો છે. તેથી તે મંત્રને આપ સૌ મનુષ્ય માત્ર તેનો પ્રચાર કરવા ચુકવું નહિ. જે જે મનુષ્યો તેને ચોકખા અક્ષરથી સારા કાગળ પર લખી જેટલી સંખ્યામાં લખી શકાય તેટલા મંત્ર લખી મોકલવા આપ સર્વને વિનંતિ છે. કુલ સંખ્યા ( ૫૫૦૦૦૦૦ ) પંચાવન લાખ પુરા લખાવીને આવશે એટલે તે નિમિત્તે અમરધામમાં સંત મેળાવા સાથે મોટો આનંદ ઉત્સવ કરીને નામવાર લખી મોકલાવનારને મોટો ધન્યવાદ આપી સદ્ગુરૂ પ્રત્યે તેમને પરમપદની પ્રાપ્તિ કરાવવા પ્રાર્થના કરવામાં આવશે. આ મંત્ર ફક્ત દૂધના જ આધારે રહી પંદર દિવસ શ્રદ્ધાપૂર્વક એક કલાક સવારમાં રટન કરનારને અટલ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. પોતાના સ્વરૂપનું ભાન થાય છે. આત્માનો શાક્ષાત્કાર થાય છે. આ હકીકત મેં પોતેજ અજમાવીને પ્રગટ કરી છે. વધારે હકીકત વાંચો ( પ્રતક્ષ પ્રભુ જોવાનો પ્રયોગ ) નામના ગ્રન્થમાં પાને (૪૯)માં છે. આ અમર મંત્ર સતનામ જગ્તજીવોને તરવા માટે ભવસાગરમાં પબ્લીક નાવ સમાન છે, સારા અક્ષરોથી **સત્‌નામ, सतनाम, SATNAM** એ ત્રણેમાં-ગમેતે-લીપીમાં લખી મોકલાવશો. મોકલનારને

ઇનામ (ભેટ તરીકે પુસ્તક મોકલવામાં આવશે, ખર્ચ માટે ફક્ત આઠજ આનાની ટીકીટો કવરમાં બીડી પોષ્ટ માર્ગે મોકલાવશો.)

(સુચના):—આ સંસ્થામાંથી ઉત્તમ ધાર્મિક પુસ્તકો મોકલવામાં આવે છે. સત્‌કબીર બીજક ગ્રન્થ તથા બીજા તેને મળતા પારખજ્ઞાન (અપરોક્ષ) જ્ઞાનના પુસ્તકો અહી લાખને આસરે દેશ સેવા માટે પરમપદ શહેજમાં મળી શકે તેવા પ્રગટ કરવામાં આવ્યા છે. એકંદર પાંત્રીશ જાતના પુસ્તકની કીંમત રૂા. ૧૫–છે–પરંતુ થોડી મુદતના જ માટે રૂા. ૯ નવજ લઇએ છે પ્રથમ પૈસા મોકલનારને પો. ખ. માફ છે જલદિ મંગાવવા ભલામણ છે. સ્ટેસનનું અને ગામનું નામ ચોકશ લખવું.

જેવી રીતે વેદો, ગીતાજી, છ શાસ્ત્રો ભાગવત રામાયણાદિમાં મનુષ્યો ભરમાઇ રહ્યા છે. પરંતુ તેમાં કંઇ જીવોને પરમપદની પ્રાપ્તિ થતી નથી કારણ કે તે સર્વજ્ઞાન માયાવિ અને મન કલ્પનાથી બનેલું છે. તે કારણથી મનુષ્ય માત્ર જો સત્–કબીર સાહેબના બીજક ગ્રંથ જે માયા રહિત પારખ જ્ઞાનનો પાઠ કરીને જો હમેશાં વિચારવા પ્રયત્ન કરે તો આ મહાન ભયંકર દુઃખ રૂપી સંસાર રૂપ ભવસાગરથી પાર થતાં વિલંબ થતો નથી. તે નક્કી સમજવું તે હકિકત નિર્વિવાદ છે.

વાણી તો પાણી ભરે, ચાર વેદ મજુર;
કરણી તો ગાળો કરે, રહેણી કે ઘર દૂર.
એક શબ્દ ગુરૂ દેવકે, તાકે અનંત વિચાર;
થાકે યોગી મુનિ પંડિતા, વેદ નહિ પામે પાર.
વેદ થકે બ્રહ્મા થકે, થકે શંકર ઓર શેષ;
ગીતાકો–જ્યાં ગમ નહિ, વા સદ્‌ગુરૂકો દેશ.
બ્રહ્મા જાકો ધ્યાન ધરે, શિવ વિષ્ણુ ગુન ગાય;
વોતો સત કબીર હે, જનની જનીન માય.

**(સુચના)**:--માયા રહિત ( આ પારખ જ્ઞાનના પુસ્તકો વાંચ્યા સિવાય કેટલાકોએ પોતાનો મનુષ્ય જન્મ વથા ગુમાવ્યો અને તે-જીવ આખર ચોરાસી યોનિમાં ગયો તેનું કારણ ભ્રમીત ગ્રંથો .વાંચવાથીજ તે માટે અમરધામ સસ્તુ સાહિત્ય સત્ કાર્યાલયમાંથી અડધી કીંમતે પુસ્તકો મગાવી ખાત્રી કરો. ( સત્નાંમ વિષે ભજન )

સત્નામકા ઝંડા આલમમેં, ગડવા દિયા સતગુરૂ કબીરને;
ભ્રમ ભૂતકા ભંડાચક દમહી, ફૂડવા દિયા સતગુરૂ કબીરને.(ટેક)
જો-જડકે પીછે પડે હુયેથે, ચૈતન્યસેં-ચિત હટા કરકે;
હો-પરગટ ચૈતન્યકીમહિમા, બતલા દિયા સતગુરૂ કબીરને.(સત)
ધર્મદાસકો પત્થર પૂજનમેં રે, બીત ગયે વરસોં વરસોં;
પરહાથ નઆયા કુછ ઉનકો, દિખલાદિયા સતગુરૂકબીરને.(સત)
કિયે કૈદ હજારોં સાધુકો, ચકકી પીસવાવે સુલતાને;
ફિરવાકર ચકકી ચૈતન્યબલ,દિખલાદિયા સતગુરૂકબીરને.(સત)
જગંનાથકા પંડા અગ્નિસે, જલકર જબ છટ પટ કરતાથા;
જલ છાંટા દૂરસે દે પીડા, હરવા દિયા સતગુરૂ કબીરને.(સત)
અભિમાની પોથા ધારીકે, કરતેથે પરાજય પલ ભરમેં;
માલીકહે જ્ઞાન પરમજ્યોતિ, લાયાહૈ સતગુરૂકબીરને. (સત)

## " પરમપદે પહોંચનારે પ્રથમ શું કરવું ?

જગતભરમાં જેટલી વસ્તુ છે તે તમામ વસ્તુ નાશવંતજ છે, પછી કોની-ઉપર મોહ કરવો ? જ્યારે આવી હાલતમાં જેઓ આવી જશે તેઓ જ મુક્તપદે પહોંચી શકશે, નહીં તો તમામ દુઃખી થવાના. કારણ કે આત્મા જ્યારે આત્માનંદતે, વિષયાનંદ, બ્રહ્માનંદ, યોગ્યાનંદ સચિતાનંદ, એ પાંચો આનંદ જીવોને બંધનકારક છે, પરંતુ તેને પારખનિષ્ટ સંતો જ પરખી શકશે તે સિવાય બીજા તે પાંચ આનંદને

પરખી શકતા નથી કારણ કે તે પાંચે આનંદ એ જે છે તે પારખી સંતોના—સત્સંગદ્વારાએ પરખી શકાય છે, જ્યાં સુધી એ પાંચ આનંદની ગમ નથી ત્યાં સુધી તમો મહાજ્ઞાની કહેવાતા હોય અગર તમોને લાખો મનુષ્યો માનતા હોય તો પણ શું ? કંઇ કાદવથી કાદવ ધોવાતો હશે ? તમામ વસ્તુ નાશવંત છે તેમ નક્કી સમજે અગર કોઇ પણ વસ્તુ પર પોતાનું મન જવા પામે નહિ. ચિત્ત પણ જવા પામે નહીં તોજ પાર પહોંચી શકે. "ધ્યાન ધર કે કયા કીયા, જીને ચિત્તકુ પકડયા નહીં"

(**સાખી**) કબીર કબીર કયા કરો, ખોજો આપ શરીર;
પાંચ ઇંદ્રિયો વશ કરો, આપે દાસ કબીર.

(**સાખી**) એક સમે નવ દશ ભયે, ધરધર ગયે શરીર;
કોઈ કાહુ—ન—વશ કરી, કોઇ ન ભયા કબીર

---

ગોરખનાથ- મછંદરનાથ જેવા નવનાથ થયા તથા અવતારો થયા—મોટા મોટા શુરવીરો—યોગીયો થયા કે જેઓ આખી પૃથ્વીને લઇ જઇ બીજે ઠેકાણે નાખી દેવે, જેઓ સિદ્ધિબળવાળા તથા શુરવીરો પણ હતા કે હાલ પણ જગત માની રહી છે, પરન્તુ એકજ ફક્ત પારખજ્ઞાનનો પ્રકાશ જેમણે ના—થયો તેથી આખરે નર્કવાસે ચોરાસીમાં ગયા; તેનું કારણ પોતાના મોહના વશ થઇ આઠ મદના કારણે લઇ દુઃખી થયા, તપમદ્દ, રાજ્યમદ, યોગમદ્દ, જ્ઞાનમદ, વિદ્યામદ્દ, ધનમદ્દ આયુષ્યમદ્દ, બળમદ્દ, એ આઠે મદ્દને લઇ તેમણે પારખજ્ઞાન મળી શકયું નહીં, તેથી આખર ખુવાર થયા. (કબીર) એ ત્રણ અક્ષરોને માટે પારવતીજીએ મહાદેવજીને પુછ્યું છે કે—(ક) અને (બી) અને (ર) એ ત્રણ અક્ષરનો ભેદ બતાવો ?—ત્યારે શિવજીએ—તેનો ભેદ બતાવ્યો છે કે—

(**સાખી**) કકા કેવળ બ્રહ્મ હૈ, બબા બિજ શરીરઃ
ર—રા—સબ પર રમી રહ્યા, તાકા નામકબીર.

સર્વના ઇશ્વર અગર સદ્ગુરૂરૂપ કબીર સાહેબ છે; તેમણે પરખ; નાર કોઇ વીરલાજ છે. કારણ કે કેટલાક કબીર પંથીઓ પણ કબીર સાહેબની હકીકત પૂરેપૂરી જાણતા નથી તેનું કારણ એ છે કે—

(**સાખી**) ખોજ્યા તેને પાઈયા, ઘહેરા પાણી પેઠ;
બગ બિચારા કયા કરે, રહે કિનારે બેઠ.

જ્યારે જે વસ્તુની આપણ ખોજ કરીશું તો જ તેની માહિતી જરૂર મળી શકશે સત્ય એ અનાદી વસ્તુ છે.

(**સાખી**) ગર્ભવાસ આયે નહીં, સ્વાસા નહિ શરીર;
પાંચ તત્વ જાકે-નહિ, તાકા નામ કબીર.

સત્ય વસ્તુ એ ચૈતન્ય છે, એજ નામ કબીર સાહેબનું છે, સત્યને ઉપર કંઇ પણ વસ્તુ સિદ્ધ થતી નથી, એ સત્ય વસ્તુને ખોજવાતો મહાન યોગેશ્વરો પણ હારી ગયા, કારણ કે "તરણા ઓઠે ડુંગર" પરન્તુ—એ તરણા રૂપી મોહ માયાવી પડદો પડવાથી કાંઇ પણ સુઝતું નથી, કબીર સાહેબે કહ્યું છે કે, "અબધૂ સહ: જમાં એેસી ભૂલપરી. જેમ કુંવેમેં ભાંગ ગીરી" માયાવી ભાંગ પીવાથી સૌ જગત માયાવી થઇ ગયું; પરખજ્ઞાનરૂપી ચક્ષુ (આંખો) મળે તો સત્યનું ભાન જરૂર થાય. તે ઉપર કપીલમુનીની માતા દેવહૂતીને આપેલા ઉપદેસ વિષે એક આત્મજ્ઞાનનું દષ્ટાંત સાંભળો !

કપીલમુનીની માતા દેવહૂતી હતી, જ્યારે કપીલમુનિને વિચાર થયો કે માતાને આત્મજ્ઞાન વિશે બોધ અપાય તો તેમનો મોક્ષ થાય, આવા હેતુથી આત્મજ્ઞાન થવા ઘણા ઉપાય કર્યા પણ માતાને પુત્રનો મોહ લઇને કરીને બીલકુલ ઉપદેશ લાગ્યો નહિ, તેથી કપિલ મુનિએ વિચાર કર્યો કે જ્યાં સુધી પુત્ર વ્યવહાર માતા સમજે છે, ત્યાં સુધી તેનો મોહ પણ અંદરથી છુટવાનો નથી, અને મોહ છૂટયા વિના મુક્તિ પણ મળવાની નથી. માટે કંઇ પણ ઉપાય કરવો જોઈએ ? કે માતાનો મોહ છૂટે, અને આત્મપરાયણ થાય. ત્યારે કપિલમુનિએ માતા પ્રત્યે કહ્યું કે હે માતા ! મને છ મહિના દેશાટન કરવા માટે

રજા આપો, હું ૭ મહિને આપણી પાસે આવીશ. માતાએ તેમ કરવા કબૂલ કર્યું, કપીલમુની ત્યાંથી નીકળી દેશાટન ગયા, બરોબર ૭ મહિને યોગ બળે કરી વૃદ્ધ શરીર બનાવી પોતાની માતા પાસે આવ્યા, માતાએ તેમને ઓળખ્યા નહિ, પરન્તુ કોઇ મહાત્મા જાણીને તેમની સેવા પૂર્ણ વિધિસહિત કરી, તેમને યોગ્ય આસન આપીને બેસાડયા, પ્રેમ સહિત તથા શક્તિ પ્રમાણે ભોજનાદિ આપતા હતા. એક સમય એવો વિચાર ઉદ્દભવ્યો કે મારો પુત્ર કપીલ કેમ ન આવ્યો, તેમણે તો ૭ મહિનાનો કરાર કર્યો હતો, પરન્તુ આજે તો દશ મહિના થઇ ગયા. શું મારો પુત્ર મરણ તો નહિ પામ્યો હોય!! આવા વિચારો કરીને રડવા શરૂ કર્યું, ત્યારે કપીલમુનિ કહેવા લાગ્યા કે તું કેમ રડેછે? ત્યારે માતા પોતાનો હાલ કહેવા માંડી, ત્યારે કપીલમુનિ કહે છે કે એ તો તું પ્રકૃતિભાવ લઇને ચિંતા કરે છે. પ્રકૃતિભાવ છૂટયા વિના તારી મુક્તિ થવાની નથી, તારો પ્રકૃતિભાવ (માયાવિભાવ) છોડવા માટે મારે ૭ માસ દેશાટન કરવા જવું પડયું. હું પોતે જ તારો પુત્ર છું. એમ કહી કપિલમુનિ પોતાનો અસલ દેહ માતાને બતાવ્યો, માતાને પ્રકૃતિભાવ દૂર થયો અને કહેવા લાગી કે તુ મારો પુત્ર નથી, પરંતુ આપ તો મારા સદગુરૂ છો, અને પાર લગાવનાર ખેવટીયા છો, માતાને પુત્ર ભાવ છૂટી ગયો, તે મોહ છૂટવાથી તુરત આત્મજ્ઞાન પ્રાપ્ત થયું, જેથી મોક્ષપદને અધિકારી કપીલમુનીની માતા થયાં વાંચક વર્ગ આપ ખાસ વિચાર કરશો કે મોહ છૂટયા વિના મુક્તિ કદી પણ થતી નથી.

## 'સદ્દગુરુની પૂર્ણ કૃપા વડે મારો અનુભવ'

બોલવામાં જેટલું જલદી કહી શકાય તેના કરતાં તેની તે વાત લખવામાં ઘણો સમય જાય છે; છતાં જગત કલ્યાણ નિમિતે સદ્દગુરુની પ્રેરણાથી થોડી હકીકતનું આ દાસ ગ્રહસ્થાશ્રમમાં અને ત્યાગ અવસ્થામાં ભજન અને બીજા સાધનો વડે જે અનુભવ કર્યો છે, તે અહિ લખું છું. ભક્તજન એને વાંચે, ભૂલી ન જાય, યાદ રાખે અને પ્રેમથી અભ્યાસ કરે, તે માટે આ દાસે રાત્રે પોતાનું ભજન બંધ કરી પોતાનો અમૂલ્ય સમય આ લખવામાં ખર્ચ્યો છે.

## આ દાસનો પ્રગટ દિવસ શાંભળો ?

સંવત ૧૯૪૨ના કારતક સુદી આઠમને દિવસે સત્સંગપુર દેશમાં છે, મને આ દુનિયા પર તીવ્ર વૈરાગ્ય થયો અને ગૃહસ્થાશ્રમ છોડયો. તે વખતે એ વિચાર આવ્યો હતો કે કોઈ યોગ્ય ગુરૂ પણ કેવી રીતે મળશે. આવા વિચારમાં હું હતો તે વખતે સદ્‌ગુરૂએ કૃપા કરીને એક સાધુ પુરૂષને મારી પાસે મોકલ્યા. મેં એમની સાથે વાતચીત કરી એટલે તેમણે કહ્યું કે, "સતનામ' મહામંત્રનો જાપ (રટણ) કરો, તેથી સર્વ કાર્ય સિદ્ધ થશે.

વળી બીજો ખ્યાલ એ થયા કરતો હતો કે ગુરૂને માટે ઘણી શોધ કરી છતાં મળી આવ્યા તેથી બને તેટલી સેવા કરીને ગુરુની પાસે રહેવું ઉત્તમ છે. ગુરુ મહારાજની આજ્ઞા પ્રમાણે ધીમે ધીમે ભજન વધારતો ગયો તથા નીચે જણાવેલાં સાધનો પણ સાધતો રહ્યો.

મારા પૂર્વાશ્રમ અથવા ગૃહસ્થાશ્રમ ઉપર મને તિરસ્કાર ઉત્પન્ન થયો છે, અને બીજાં કેટલાંક કારણો પણ છે, કે એ સર્વ માયાવિબંધનો આખર નર્કમાં લઇ જનારજ છે, તે વતાંત તો સર્વ જ્ઞાનીઓ પણ કહે છે, જેથી એ જીવન સંબંધી હું કાંઈ પણ લખવાનું પસંદ કરતો નથી. તેને માટે હું ક્ષમા માગુ છું. ઉપર પ્રમાણે મારૂં જીવન ચરિત્ર છે. મારો મુખ્ય હેતુ ઉપદેશ આપવાનો હોવાથી સદ્‌ગુરૂની પ્રેરણા દ્વારે હમેશાં પુસ્તકો લખવાનું કામ કરતો જ હતો, તેથી તેવા ટાઇમો તેમાં ખપાવતાં મને ઘણો આનંદ થતો હતો.

## અમર મહાનમંત્ર "સતનામની માહિતી"

એ વાત તો પ્રસિદ્ધ છે કે આ કલિયુગના વર્તમાન સમયમાં પરમાત્માને મેળવવા માટે નામસ્મરણથી ઉત્તમ ક્રિયા વગેરે બીજું કોઇ સાધન નથી બધાયે એ બતાવ્યું છે કે જેટલી વધારે શંખ્યા નામરટણની કરે તેટલી ઉત્તમ છે. જપ કરવાની કેટલીક રીતો ઋષિ-મુનિઓએ અનુભવ કરી બતાવી છે. અને સનાતનથી સાધક એમના કહેવા પ્રમાણે કરતા આવ્યા છે. ગણુતરીથી ઉંચે દરજ્જેનું અથવા

બધાંથી વધારે ફળ આપવાવાળું કયું સાધન છે? તેના ઉત્તરમાં એક સત્નામનું સ્મરણ કરવું જોઈએ. એટલા માટે આ દાસે જે કંઈ અનુભવ કર્યો છે, તે ટુંકામાં બતાવવા ઈચ્છું છું. કે, જરૂર સત્નામ મહાન મંત્રનો જાપ કરવો જોઈએ.

શ્વાસના આવવા જવાની સાથે મનને લગાડી માળા સિવાય સત્ નામનું સ્મરણ કરવું ઉત્તમ છે.

ભારત વર્ષમાં કેટલીક જગ્યા એ ભજન–આશ્રમ સ્થાપવામાં આવ્યા છે. ભજન કરવાને આ રીત ઘણી સારી છે. ભજન કરાવનારને ફળ મળે છે. જે ગામમાં ભજન થાય છે તે માત્ર પવિત્ર થાય છે. ગરીબોનું પાલન થાય છે અને એ એક પ્રકારે પરમાર્થનું કામ છે, કીર્તન કરવાથી પ્રેમ વધે છે. ઘણા મનુષ્ય, જે ભજન કરતા નથી તેમણે પણ કીર્તનમાં સામેલ થવાથી લાભ મળે છે. મનમાં ભજન કરવાનો ઉત્સાહ વધ્યાથી, તેઓ માળાથી ભજન કરવા લાગે છે. અને માલા, સત્ય ધામ જવાને માટે નીસરણી બનાવી છે, તે માલા ઉપર ચઢવાને માટે આ સીધો રસ્તો છે. પછી માળા સિવાય ફક્ત 'સત્નામ' મહામંત્રનું રટણ કરવું, તેથી અંતરઆત્માની જાગૃતિ થાય છે, અને પરમપદ (સ્વસ્વરૂપ)નું ભાન થાય છે

## વચનરૂપી સાચા હિરા ખરીદો !!!

જીજ્ઞાસુ ભાઈઓ !!! આપ જરાક ધ્યાન લઇ મારા અમૂલ્ય ટાઈમને સમજી મ્હારા એ બોલ (વચનને) ધ્યાનમાં લેશો. અમુલ્ય ટાઇમ જે હિરારૂપી સત્ય વચનોને આપ પોતાની અંદર રાખશો તો તમોને ઘણો જ ઉપયોગ થઈ આપને સદ્‌ગતિ (પરમપદે) પહોંચાડવા તે વચનો ઘણાં જ આભારરૂપ થઈ પડશે, સાર શબ્દરૂપી સદ્‌ગુરુની પ્રેરણાદ્વારાએ પ્રાપ્ત થએલા તે પારખ જ્ઞાનના શબ્દો સર્વોપયોગી જગત જીવોને કલ્યાણાર્થે પ્રગટ કર્યા છે, મને મારી અંદર ક્ષણે ક્ષણે જે શબ્દો સત્યપુરુષ સત્ય કબીર સદ્‌ગુરુ તરફથી મળતા હતા તે અચળ હિરારૂપ સમજીને તેનો હું ઉતારો કરતો હતો, કારણ કે એ શબ્દો ફરીથી મળવા મુશ્કેલ છે, એમ જાણી તે શબ્દોની નોંધ હું તુરત જ કરી લેતો હતો, તે વચનોનેજ આ પુસ્તકદ્વારા પ્રગટ કરૂં છું.

(સાખી)

શબ્દ બરોબર ધન નહિ, જો કોઇ બોલે બોલ;
હિરાતો લાખે મળે, પણ શબ્દ હૈ અમોલ.
શબ્દ શબ્દ બહુ અંતરા, સાર શબ્દમથ લીજે;
કહે કબીર જહાં સાર શબ્દ નહીં, ધિગ જીવનસો જીજે.
શબ્દ કે મારે મર ગયે, શબ્દે છોડયા રાજ
જીનજીન શબ્દ વિવેકીયા, તાકે સરિયા કાજ.

**ભાવાર્થ**—જેણે શબ્દ એટલે સાર શબ્દ (પારખજ્ઞાન)ને પ્રાપ્ત કર્યો એજ જગતમાં પોતાનું સત્ય કાર્ય કરી અસલ સુખ જે પરમપદે પહોંચ્યો, બાકી બીજાઓ તો જગતમાં નાના પ્રકારની ખાણી અને વાણી જે બંધનોમાં વારંવાર ભટકી ભટકી જન્મમરણના રહેંટમાં પડી ખુવાર થયા, પરન્તુ જે કોઈ સદ્ગુરૂ કબીર સાહેબના સાર શબ્દરૂપી પારખજ્ઞાનના વચનોને લઇ સત્ય ન્યાય નીતિ સત્ય રહેણીમાં રહી=સત્ય આજ્ઞા પાળી પોતે પ્રમાણિક થઈ પરમપદે પહોંચવાની લાગણી ધરાવનાર એવા જીજ્ઞાસુ ભાઇઓ પોતે ભવસાગરથી તરી જાય છે, અને બીજાઓને ભવસાગરથી તારવા માટે સામેલ થઈ તેવા વચનો (સત્યોપદેશ) જગત્માં પ્રચાર કરે છે, તેઓને મારા તરફથી અસંખ્ય વાર ધન્યવાદ આપવામાં આવે છે.

( લે. મયાદાસજી. )

## શબ્દરૂપી સદ્ગુરુ ( ૨૫૦૦૦૦ શિષ્ય )

### " અઢી લાખ ચેલાઓ વિષે "

આ સંસ્થામાં રહી સદ્ગુરૂની પુર્ણ પ્રેરણા અને કૃપા વડે સ્વયં અનુભવથી અઢીલાખ પુસ્તકો છપાવીને પ્રગટ કર્યાં છે, જેમ બહાર ઉપદેશ કરવા માટે ગુરુદેવ તેમના ચેલાઓને (શિષ્ય વર્ગને) આજ્ઞા કરે છે, તેમ આ સંસ્થામાંથી પુસ્તકોરૂપી ચેલાઓને જગત્ જીવોને ઉપદેશ માટે તૈયાર કરી પ્રચારકને આપવામાં આવ્યાં છે. હજુ પણ

છપાય છે, તે પણ જેણે જોઈએ તેને મોકલવામાં આવે છે, વાંચન વર્ગ જરૂરથી મંગાવી ખાત્રી કરીને તેનો પ્રચાર કરવા આપને ભલામણ કરીએ છીએ કે આ મોટો લાભ જો સર્વ પુસ્તકોનો તત્ત્વ સારરૂપી તારનતરણ વાણી ગુરૂના સત્યોપદેશને આપ હમેશાં ગ્રહન કરો, કારણ કે ચેલાઓ તો પોતાની જીંદગી સુધી જ ઉપદેશ કરે છે, પરન્તુ પુસ્તકો તો સદાને માટે કાયમ જ ઉપદેશ કર્તા છે, જેવી રીતે પ્રથમની વાણીના વચનો (શબ્દો) વડે હાલ પણ પ્રથમ થઇ ગયેલા શ્રીપરમપૂજ્ય માહાત્માઓની પહિચાણ થઈ શકે છે, તેના પ્રમાણ માટે નીચેની હકીકત વાંચવા કૃપા કરશો.

ઉપર પ્રમાણે તમારે પરમાત્માના પદને મેળવી મુક્ત થવું હોય તો અમારી ઘણા વખતની દેશ પરદેશમાં પ્રસિદ્ધ થએલી નિર્પક્ષ ઉપદેશ જ આપનારી જુની સંસ્થા છે. હમારા પુસ્તકો વાંચી ઘણા જિજ્ઞાસુ ભાઈઓને શાંતપદ મેળવેલ છે, લાખો સર્ટિફીકેટો અમારી પાસે મોજુદ છે. પરન્તુ આ એક પત્ર ઉપરથી આપને ખાત્રી થશે કે જેઓ કબીરપંથીમાં મુંબઈ શહેરના કબીરવાડી નામે પ્રખ્યાત મંદિરના સેવક કે જેમણે કબીર સાહેબના બીજક ગ્રન્થની ટીકા ગુજરાતી ભાષામાં છપાવી પ્રગટ કરનાર પ્રેમધારી સેવકશ્રી મણિભાઈ તુલસીદાસ મહેતા મુ. વડનગરવાસી હાલ મુ. વડોદરા. રાવપુરા કોઠી રહે છે, તેમનો આવેલો પત્ર જીજ્ઞાસુ ભાઈઓને વાંચવા વિચારવા માટે તેની કોપી છપાવી છે, તે નીચે મુજબ.

## ( મુ. વડોદરાથી આવેલા પત્રની કોપી )

**(સત્યનામ)** તા. ૧૪-૫-૪૦ મુ વડોદરા

પૂજ્યશ્રી ૧૦૮ શ્રી મહંત સાહેબ મયાદાસજી તથા સર્વે સંત મહાત્માઓની સેવામાં. મુ. અમદાવાદ, સાંકડી શેરી સત્ય કબીર અમરધામ વડોદરાથી લી. આપનો સેવક મણીલાલ તુળશીદાસના બંદગી પ્રણામ. આપનાચરણ કમળમાં પહોંચે. આપણી દયાથી કુશળ છે. આપના તરફથી ગઈ કાલે " જગતના જીવોને સાચી ચેતવણી " નામની (૨) બુકો મળી છે વાંચી મને તો હર્ષનો પાર રહ્યો નથી કે ખરેખર આપના

ઘટમાં સદ્ગુરૂ બિરાજમાન થઇ આ લેખ પ્રકટ કર્યો છે, અહીં સર્વે ધર્મના ભાઇઓને તે પુસ્તક વંચાવ્યું એકે અવાજે તે વિશ્વમાં સર્વોપયોગી સિધ્ધાંત છે, એમ કહી સૌ આનંદ પામ્યા છે, માટે તેમાંની બુકો (૨૫) મોકલાવી આપશો જેથી સર્વ ધર્મ ભાઇઓને આપવાથી સાર સિદ્ધાંત સ્હેજમાં સમજાશે. કબીર સાહેબનું સાચું સિદ્ધાંત હવે આ જુગમાં જરૂર પ્રગટ થઇ સર્વના હૃદયમાં તે કામ કરશે એમ હવે મને ખાસ ખાત્રી થાય છે. લી. સેવક **મણીલાલના** બંદગી પ્રણામ.

## "ગુરુ સ્મરણ પાઠ વિષે"

આ નીચેનો પાઠ ગુરૂસ્મરણ પ્રેમથી કરવા માટે સૌ કોઇને ખાસ ભલામણ આપીએ છીએ કે. હરહંમેશાં તે ને પોતાના અંતઃ-કરણમાં પોતાના પ્રાણ સમાન સમજી ભુલશો નહીં, કારણ કે તમામ પંથોના મત લઇ શ્રેષ્ટમાં શ્રેષ્ટ શબ્દોનું શોધન કરી આ દશ લીટી સર્વને ઉપયોગ માટે નિત્ય નિયમ પાઠ પ્રગટ કર્યો છે.

### નિત્ય નિયમ ગુરૂ સ્તુતિ

નમોં નમોં સત્ય ગુરુકો, આદિ અંત જેહી નાહી;
સો સાક્ષી ચેતન્ય હે. ઘાટ વાટ કહું નાહી.
પ્રત્યક્ષ અવિનાશી અસલ. સત્ય રહ્યો ઘટ માંહી;
જો જાને સ્વસ્વરૂપકો, મિટે જગત ભ્રમ ઝાંઇ.
સત્ય ગુરુકે વચનકો, હૃદય ધરીં અબ સોય;
રહણી રહી જે વાંચહી, સહજે મુક્તિ હોય.
પારખ જ્ઞાન સત્યસાર હે, સદ્ગુરૂકી ટકસાર;
પારખ નિષ્ઠ ગુરુ મળે, હોય જીવકો નિસ્તાર.
ગુરૂ સત્ય કબીરકો પ્રથમ, પ્રણુવું વારંવાર;
મયાદાસ જેહી તમ મીટે, અધ હોવત શબ છાર.

સર્વ કોઇને ચેતવણી આપીએ છીએ કે આ સંસ્થામાં મનુષ્ય માત્રને સત્યને માર્ગે લાવવા સં. ૧૯૯૪ માં તત્વજ્ઞાનની પાઠશાળા ખોલવા સંકલ્પ કર્યો હતો તે કારણથી સર્વ કોઇને હિતાર્થે આ કાર્ય થવાનું હતું તેમ ધારી સં. ૧૯૯૪ માં તેનું મુહુર્ત કર્યું હતું, સં. ૧૯૯૬ ના જેઠ સુદી ૧૫ પુર્ણિમા ઉપર વિદ્યાર્થીઓની ભરતી કરવામાં આવી છે, અને હમારા સેવકોને ધન્યભાગ્ય કે સંત ગુરુરૂપ માહાત્માઓ તથા વિદ્યાર્થીઓ મકાનનીઅંદર કાયમ રહે. અને સત્ય ધર્મનો પ્રચાર કરતા જ રહે. એવું હું ઇચ્છું છું, કારણ કે તેવા વિચારથી હાલમાં સેવકોએ સં. ૧૯૯૬ની સાલમાં રૂ. ૬૦૦૦) ખર્ચ કરી પાઠશાળામાં ઉપયોગ થાય તેવા (૬) મકાન બંધાવી તૈઆર કરીને આપ્યા છે, તે હકીકત પાછળ પાને (૭) માં વાંચો !

## ( કળી કાળના ચિન્હો )

શુકદેવજી કહે છે કે હે પરીક્ષિત ? કળિયુગમાં કેવળ મૈથુનના લીધે જ મિત્ર બનવાવાળા સ્ત્રીના વશમાં દીન થએલ મનુષ્યો માતા પિતા અને ભાઇઓને પણ છોડીને સાળી સાળાની સાથે સંબંધ જોડશે. શુદ્ર લોકો તપસ્વીઓના વેશ ધરીને ઉચ્ચ વર્ણની પાસેથી દાન લેશે, ધર્મનું નામ ( સત્યપંથ ) પારખ પ્રકાશ જ્ઞાનને પણ ન જાણવાવાળાઓ ખોટા ડોળ કરીને ધર્મોપદેશક બનીને ઊંચા આસને બેસી ધર્મનો ઉપદેશ કરશે. કળિમાં વરસાદ ન થવાને લીધે પ્રજા ભુખથી અન્ન ન મળવાના કારણે દુષ્કાળ (અકાળથી) પીડિત થઇને અન્ન, વસ્ત્ર, જળ, સેજ, ભોગ સ્થાન અને આભૂષણથી રહિત થઇ પિશાચ ( ભૂત જેવા ) દેખાશે. કળિયુગના લોકો કોડી ધનના લીધે ભાઇઓથી પણ પ્રેમ છોડીને શત્રુતા કરશે, અને પોતાના સગા સંબંધીના પૈસા માટે ( ધન માટે ) અથવા પોતાનો પ્રાણ પણ નાશ કરશે, પેટના લીધે પોતાનાં વૃદ્ધ માબાપ અને પુત્રોની પણ રક્ષા નહીં કરે. અને શિષ્યવર્ગ પોતાના ગુરૂની સેવા પણ નહિ કરે.

**॥ માયા મોહ મમતા કે કારણ, ચેલા ગુરૂકો મારેગા ॥**

**॥ ભાઇ એસા કલિયુગ આવેગા. ॥**

## ( ભજન કલિયુગ વિષે )

એસે પાપી નર હોવેંગે, કલિયુગમે ( ટેક )
પગડી બાંધે પેચ સંમારે, ઠુમક ઠુમક ચાલ ચલેંગે;
ગલિયન બીચે ફીરે બાવરા, પરાઇ નારી પાપી મનમે ધરેગે (ક)
ભૂખા પ્યાસા સાધુ આવે, ચપટી ચૂન–ન–દેવેંગે;
સાલા સસુરા નિત જીમાવે, ભાઈઓસેં પાપી રાર કરેંગે. (ક)
માઇ બ્હેનકે કોઈ—ન–ચિન્હે, મનમેં પાપ ધરેંગે:
ધર્મ રાયકા દંડ પડેગા, ગીન ગીન પાપી રૂપિયા ધરેંગે. (ક)
લાલ થંભ લોહેકી સાંકળ, ઉનકી સાથ બંધેગે,
કહે કબીર સુનો ભાઇ સાધો, પાપ પુણ્ય તેરે સાથ ચલેંગે. (ક)

## " કલ્પ અને પ્રલયનું પ્રમાણ "

શ્રી શુકમુનિ નામના પૂરાણી કહે છે—હે પરીક્ષિત રાજા! કલ્પ અને પ્રલયનું પ્રમાણ સાંભળો!—ચારે યુગોને એક હજાર વાર વીતી જવા પછી બ્રહ્માનો એક દિવસ થાય છે. તેમાં ક્રમશઃ સ્વાયમ્ભુવ આદિ ચૌદ મનુ અને તેમના મન્વન્તર થાય છે, બ્રહ્માજીના દિવસના આખરીમાં ચાર હજાર યુગનો પ્રલય થાય છે, તેજ બ્રહ્માજીની રાત છે તે પ્રલય બ્રહ્માની નિન્દ્રાના કારણે જ થવાથી તેને. નૈમિત્તિક પ્રલય કહે છે. જ્યારે બ્રહ્માની આયુષ્યના બે પરાર્દ્ધ વર્ષનો સમય વીતી જાય છે ત્યારે મહાતત્વ આદિ સાતે પ્રકૃતિયોનો લય થઇ જાય છે, અને એ બ્રહ્માંડકારો પણ તેમાં લય થઇ જાય છે, ત્યારે એ પ્રલયને ' પ્રાકૃતિક પ્રલય ' કહે છે. હે પરીક્ષિત ! જ્યારે એ પ્રાકૃતિક પ્રલય થવા માંડે છે, ત્યારે પહેલાં સો વર્ષ સુધી વરસાદ ન થવાથી અન્ન ન ઊપજતાં અન્ન ન મળવાના કારણે પ્રાણી ભૂખથી વ્યાકુળ થઈ અંદરો અંદર એકને એક ખાવા લાગે છે. તેવા પ્રકારે ધીરે ધીરે સર્વનો નાશ થઈ જાય છે. તેના પછી પ્રલય કાળનો સુર્ય પોતાના પ્રખર ( તેજ ) કિરણોથી સમુદ્ર શરીર અને ધરતીના સર્વ રસોને સુકવી નાખે છે, અને તેને ફરીથી છોડતો નથી.

પછી પ્રલય કાળના પવનથી વધી ગએલ અગ્નિ પ્રાણીહીન પાતાળ આદિને બાળી નાંખે છે, તે સમયે નીચેની અગ્નિ અને

ઉપરનો સુર્ય એ બેઉ પોતાની જ્વાળાઓથી સર્વ બ્રહ્માંડને ચારે તરફથી બાળી નાંખે છે, પછી જેમ બળી ગએલ છાણના છાણાની માફક બનાવી નાંખે છે. ફરી સો વર્ષથી કંઈક ઉપર પ્રલય કાળની પ્રબળ વાયુ વાય છે, જેવી ધરતી આકાશ સર્વ ધૂળથી ભરાઇ જાય છે, તેના પછી સો વર્ષ સુધી રંગરંગનાં વાદળથી મૂશળધાર વરસાદ વરસે છે, અને અત્યન્ત ભયાનક ગર્જના સંભળાવે છે. તે વરસાદથી સર્વ બ્રહ્માણ્ડ જળથી ભરાઈ જાય છે. ત્યારે જળમાં સર્વ ડુબી જાય છે તો ધરતીનો ગંધ ગુણ જળ ચુસી લે છે- ધરતીનો ગન્ધ ગુણ નષ્ટ થતાંજ ધરતીનો પણ નાશ થઈ જાય છે. ત્યારે જળનો રસ ગુણ તેજ ચૂસી લે છે, ત્યારે તેની રસ જળ તેજમાં સમાઇ જાય છે, તેના પછી તેજનું રૂપ ગુણ પવન ચુસી લે છે, ત્યારે તે રૂપ રહીત તેજ વાયુમાં સમાઈ જાય છે. તેના પછી વાયુનો સ્પર્શ ગુણ આકાશ ગ્રશી લે છે. અને તેને પોતાનામાં મેળવી લે છે, અને આકાશના તામસ અહંકાર મળીને તેને પોતાનામાં મેળવી લે છે, તેના ઉપરાંત વૃત્તિયો સહીત ઇંદ્રિયોના રાજસ અહંકાર ગ્રસીને મેળવે છે, અને ઇન્દ્રિયોના દેવતાને સાત્વિક અહંકાર ગળી જાય છે, પછી ત્રણે અહંકારોને મહાતત્ત્વ પી જાય છે, અને તેને ગુણ ખાઈ જાય છે. પછી પ્રકૃતિ તે ગુણોને ગ્રસી લે છે, કેવળ તે પ્રકૃતિનેજ કાળનો વિકાર નથી. કારણ કે તે આદિ અંતથી રહિત અવ્યક્ત છે, તેથી (તે દેખી શકાતી નથી, તે પ્રકૃતિ નિત્ય અને સમાન હોય છે) સર્વનું કારણ તેમાંથી થવાથી તે આદશક્તિ ચૈતન્યની સત્તાનો કદી પણ નાશ થતો નથી.

(જગતનું કારણ તે બ્રહ્મ છે.)

હે પરીક્ષિત! એજ પ્રકૃતિની શક્તિયો કાળની પ્રવૃત્તિથી જ્યારે પ્રેરણાથી લય થઇ જાય છે. ત્યારે 'પ્રકૃતિક પ્રલય' થઇ જાય છે. હવે તીસરા આત્યન્તિક પ્રલય અર્થાત મોક્ષનું વર્ણન કહીએ છીએ તે સાંભળો। મોક્ષ બ્રહ્મજ્ઞાનથી લય થઈ જવાનું એક રૂપ છે. ત્યારે જ્ઞાન સ્વરૂપ બ્રહ્મથી પ્રપંચ ભિન્ન નથી' અર્થાત્ બ્રહ્મથી જુદું કાંઇ

છે જ નહિ, જેમ માટીના વાસણ માટીથી અલગ નથી માન્યાં જાતાં, તેવી જ રીતે બ્રહ્મથી પ્રપંચ (સંસાર) પણ અલગ નથી, અને જે ઉત્પત્તિ અને નાશ છે તે બ્રહ્મની વડે જ છે. આ જગત છે, જગત કહેવાથી નથી બનતું પરન્તુ બ્રહ્મથી જ આ જગત્ છે. તેમ કહેવું જ પડશે, ત્યારે કાર્ય અને કારણથી જે ભિન્ન છે તેમાં પરસ્પર એક બીજાની અપેક્ષા છે, તે કારણથી એ સત્ય વસ્તુ છે તે તદ્દન નિરાલી છે, અને અચળ છે, અમર છે, અસલ છે, તે સત્ય સિવાય તમામ અસત્ય છે. સત્ય એજ પોતે ચૈતન્ય છે, બ્રહ્મ તે કંઈ વસ્તુ નથી, પણ મન એનું નામ બ્રહ્મ છે, જેમ જળ અને તરંગ છે, તેમ ચૈતન્ય રૂપી જળ અને તરંગરૂપી મનરૂપી બ્રહ્મ એ પણ તરંગ જ શમજવું, હવે જેને આ સંસાર સાગરથી પાર થવાની ઈચ્છા હોય તે પારખ પ્રકાશ જ્ઞાનને ગ્રહન કરી લેવે તો સદાને માટે તેવા જિજ્ઞાસુજનો મુક્ત છે તે નક્કી સમજવું.

(જે-જે પ્રલય થાય છે, તે પોતાના શરીરો ઉપર જ ઘટાવવું જોઇએ)

કહે કબીર સુન મેરે મુનિયાં; આપ મુએ પીછે ડુબ ગઇ દુનિયાં.

(સાખી) મેરે ગુરૂકો દો ભૂજા, ગોવિન્દ કે ભુજ ચાર;
ગોવિન્દસે કુછ ના સરે, ગુરૂ ઉતારે પાર.

## ( નિશ્ચય સિદ્ધાન્ત વિશે ભજન )

નિશ્ચય સિદ્ધાન્ત ઘર તેરા; પરમ ગુરુ નિશ્ચય નગર ઘર તેરા. (ટેક)
સદ્ગુરુ જ્ઞાન સત્ય સૌથી નિરાલા; ડોલાવા કછુ ન ડોલે;
દુનિયા સાહેબકો દૂર જ ઢુંડે, સાહેબ ઘટાઘટ બોલે. (પરમ)
ચૈતન્ય સિદ્ધાન્ત સત્ય નામ સાહેબકા, સ્થિર પદ કોઈ જાણે;
સત્યપંથ પારખ કોઈ વિરલા બુઝે, સોઇ સત્ય સુખ માણે. (પરમ)
આશા તૃષ્ણાની નદિયો ભારે, કઠિણ કાળનો ઘેરો;
પારખ પ્રકાશમાં સ્થિર રહો તો, મીટે ચોરાસીનો ફેરો. (પરમ)
મયાદાસજી સંતગુરુ હમારે, સંશય રહેજે મીટાયા;
ધર્મશંકર સત્ય ચૈતન્ય પરખો, સત્સંગમાં સુખ પાયા. (પરમ)

## ( અસલ સિદ્ધાન્તના છન્દ )

### સુખસે વિચર! —છન્દ ૧

'કૂટસ્થ હૂં, અદ્વૈત હૂં, મૈં બોધ હૂં, મૈં નિત્ય હૂઁ;
અક્ષય તથા નિસ્સંગ આત્મા, એક, શાશ્વત, સત્ય હૂઁ.
નહિ દેહ હૂઁ, નહિ ઇન્દ્રિયાં, હૂઁ સ્વચ્છસે ભી સ્વચ્છતર';
ઐસી કિયા કર ભાવના, નિઃશોક હો સુખસે વિચર.

### આનન્દકર સુખસે વિચર—છન્દ ૨

'મૈં દેહ હૂં' ફાંસી મહા, ઇસ પાશમેં જકડા ગયા;
ચિરકાલતક ફિરતા રહા, જન્મા કિયા ફિર મર ગયા.
'મૈં બોધ હૂં' જ્ઞાનાસ્ત્ર લે અજ્ઞાનકા દે કાટ સર;
સ્વચ્છન્દ હો, નિર્દ્વન્દ્વ હો, આનન્દ કર, સુખસે વિચર.

### હોજા અમમ્ર—છન્દ ૩

આત્મા અમલ, સાક્ષી અચલ, વિભુ, પૂર્ણ શાશ્વત મુક્ત હૈ;
ચેતન, અસંગી, નિસ્પૃહી, શુચિ, શાન્ત, અચ્યુત, તૃપ્ત હૈ.
નિજ રૂપકે અજ્ઞાનસે, જન્મા કરે, ફિર જાય મર;
ભોલા! સ્વયંકો જાનકર, હો જા અજર! હો જા અમર.

### નિર્ભય સુખસે વિચર—છન્દ ૪

'નિરપેક્ષ દ્રષ્ટા સર્વકા, ઇસ દશ્યસે તૂ અન્ય હૈ;
અક્ષુબ્ધ હૈ, ચિન્માત્ર હૈ, સુખ-સિન્ધુ-પૂર્ણ, અનન્ય હૈ.
છઃ ઉર્મિયોંસે હૈ રહિત, મરતા નહીં તૂ હૈ અમર';
ઐસી કિયા કર ભાવના, નિર્ભય સદા સુખ સે વિચર.

### આશ્ચર્ય હૈ!—છન્દ ૫

નહિં બન્ધ હૈ નહિં મોક્ષ હૈ, મુઝમેં ન કિંચિત્ ભ્રાન્તિ હૈ;
માયા નહીં, કાયા નહીં, પરિપૂર્ણ અક્ષય શાન્તિ હૈ.
મમ કલ્પના હૈ શિષ્ય મેરી, કલ્પના આચાર્ય હૈ;
સાક્ષી સ્વયં હૂં સિદ્ધ મૈં, આશ્ચર્ય હૈ! આશ્ચર્ય હૈ!!

આશ્ચર્ય હૈ!—છન્દ ૬

સશરીર સારે વિશ્વકી, કિંચિત્ નહીં સમ્ભાવના;
શુદ્ધાત્મ મુઝ ચિન્માત્રમેં, બનતી નહીં હૈ કલ્પના.
તિહુઁકાલ, તીનોં લોક, ચૌદહ ભુવન માયા-કાર્ય હૈ;
ચિન્માત્ર મૈં નિસ્સંગ હૂં, આશ્ચર્ય હૈ! આશ્ચર્ય હૈ!!

આશ્ચર્ય હૈ!—છન્દ ૭

નહિં દેહ મૈં, નહિં જીવ મૈં, ચૈતન્યઘન મૈં શુદ્ધ હૂં,
બન્ધન યહી મુઝ માઁહિ થા, થી ચાહ મૈં જીતા રહૂઁ.
બ્રહ્માણ્ડરૂપી લહર ઉઠ ઉઠ, કર ખિલા ફિર જાય હૈ,
પરિપૂર્ણ મુઝ સુખસિન્ધુમેં, આશ્ચર્ય હૈ! આશ્ચર્ય હૈ!!

આશ્ચર્ય હૈ!—છન્દ ૮

નિસ્સીમ મુમ્ફત ચિત્સિન્ધુમેં જબ મન-પવન હો જાય લય;
વ્યાપાર લય હો જીવકા, જગ નાવ ભી હોવે વિલય.
ઈસ ભાઁતિસે કરકે મનન, નર પ્રાજ્ઞ ચુપ હો જાય હૈ;
ભોલા ન અબતક ચુપ હુઆ, આશ્ચર્ય હૈ! આશ્ચર્ય હૈ!!

ચૈતન્યસેં ભિન્ન, સતાહૈ નહીં—છન્દ ૯

જૈસે તરંગે, ઝાગ, બુદ્બુદ, સિન્ધુસે નહિં ભિન્ન કુછ;
મુઝ આત્મસે ઉત્પન્ન જગ, મુઝસે નહીં હૈ અન્ય કુછ.
જ્યોં તન્તુઓંસે ભિન્ન પટકી, હૈ નહીં સત્તા કહીં;
મુઝ આત્મસે ઇસ વિશ્વકી, ત્યોં ભિન્ન સત્તા હૈ નહીં;

હાનિલાભ સમાન હૈ—છન્દ ૧૦

સંસાર કલ્પિત માનતા, નહિં ભોગમેં અનુરાગતા,
સમ્પત્તિ પા નહિં હર્ષતા, આપત્તિસે નહિં ભાગતા.
નિજ આત્મમેં સંતૃપ્ત હૈ, નહિં દેહકા અભિમાન હૈ;
ઐસે વિવેકીકે લિયે, સબ હાનિ-લાભ સમાન હૈ.

હાનિલાભ સમાન હૈ—છન્દ ૧૧

ઈન્દ્રાદિ જિસ પદકે લિયે, કરતે સદા હી ચાહના;
ઉસ આત્મપદકો પાયકે, યોગી હુઆ નિર્વાસના.
હૈ શોક કારણ રાગ, કારણ રાગકા અજ્ઞાન હૈ;
અજ્ઞાન જબ જાતા રહા, સબ હાનિ-લાભ સમાન હૈ.

હાનિલાભ સમાન હૈ—છન્દ ૧૨

કોઈ ન ઉસકા શત્રુ હૈ, કોઈ ન ઉસકા મિત્ર હૈ;
કલ્યાણ સબકા ચાહતા હૈ, સર્વકા સન્મિત્ર હૈ.
સબ દેશ ઉસકો એક-સે, બસ્તી ભલે સુનસાન હૈ;
ભોલા ! ઉસે ફિર ભય કહાં ? સબ હાનિ-લાભ સમાન હૈ.

બન્ધન વિસે—છન્દ ૧૩

ઇસ દેહકો 'મૈં' માનના, યા ઇન્દ્રિયાં 'મૈં' જાનના;
અભિમાન કરના ચિત્તમેં, યા બુદ્ધિ 'મૈં' પહચાનના.
દેહાદિકે અભિમાનસે, નર મૂઢ દુઃખ ઉઠાય હૈ;
બહુ યોનિયોંમેં જન્મતા, બન્ધન યહી કહલાય હૈ.

બન્ધન વિસે—છન્દ ૧૪

બેડી કઠિન હૈ કામના, આસક્તિ દૃઢતમ જાલ હૈ:
મમતા ભયંકર રાક્ષસી, સંકલ્પ કાલ બ્યાલ હૈ.
ઇન શત્રુઓંકે વશ હુઆ, જન્મે મરે પછતાય હૈ;
સુખસે કભી સોતા નહીં, બન્ધન યહી કહલાય હૈ.

મતતા વિસે—છન્દ ૧૫

યોગી, મહર્ષી, સાધુઓંકી હૈં ઘની પગડણ્ડિયાઁ;
કોઇ સિખાતે સિદ્ધિયાઁ, કોઇ બતાતે ઋદ્ધિયાઁ.
ઊંચા ન ચઢ, નીચા ન ગિર, તજ ધૂપ દે, તજ દોડ દે;
સમ શાંત હો જા એકરસ, મમતા અહંતા છોડ દે.

મમતા વિસે—છન્દ ૧૬

ગુણ તીન પાઁચોં ભૂતકા, યહ વિશ્વ સબ વિસ્તાર હૈ;
ગુણ ભૂત જડ નિસ્સાર સબ, તૂ એક દ્રષ્ટા સાર હૈ.
ચૈતન્યકી કર હોડ પ્યારે! ત્યાગ જડકી હોડ દે;
તૂ શુદ્ધ હૈ, તૂ બુદ્ધ હૈ, મમતા અહંતા છોડ દે.

આધ્યાસકી જડકાટદે—છન્દ ૧૭

શુભ હોયઁ અથવા હોં અશુભ સબ વાસનાએ છાઁડ દે;
નિર્મૂલ કરકે વાસના, અધ્યાસકી જડ કાટ દે.
અધ્યાસ ખુજલી કોઢ હૈ, કોઢી ન બન, તજ કોઢ દે;
સુખ શાન્તિ ભોલા! લે પકડ, મમતા અહંતા છોડ દે.

શાન્ત હો—છન્દ ૧૮

સંસારકી સબ વસ્તુએ, બનતી-બિગડતી હૈં સદા;
ક્ષણ એક-સી રહતી નહીં, બદલા કરે હૈં સર્વદા.
આત્મા સદા હૈ એકરસ, ગતક્લેશ શાશ્વત મુક્ત હૈ;
ઐસા જિસે નિશ્ચય હુઆ, હોતા તુરત હી શાન્ત હૈ.

શાન્ત હો—છન્દ ૧૯

ક્યા સમ્પદા ક્યા આપદા, પ્રારબ્ધવશ સબ આયઁ હૈં;
ઈશ્વર ઉન્હેં નહિ ભેજતા, નિજ કર્મ વશ આ જાયઁ હૈં.
ઐસા જિસે નિશ્ચય હુઆ, રહતા સદા નિશ્ચિન્ત હૈ;
નહિ હર્ષતા, નહિં સોચતા, હોતા તુરત હી શાન્ત હૈ.

શાન્ત હો—છન્દ ૨૦

ચિન્તા કિયેસે દુઃખ હો, ચિન્તા બુરી ફાકા ભલા;
ઐસા જિસે નિશ્ચય હુઆ, સો ક્યોં કરે ચિન્તા ભલા?
ચિન્તા નહીં કરતા કભી, હોતા ન વ્યાકુલ-ચિત્ત હૈ;
રહતા સુખી હર હાલમેં, હોતા તુરત હી શાન્ત હૈ.

શાન્ત હો—છન્દ ૨૧

નહિં દેહ મૈં નહિં દેહ મેરા, શુદ્ધ હૂઁ મૈં બુદ્ધ હૂઁ;
કૂટસ્થ હૂઁ નિસ્સંગ હૂઁ, નહિં દેહ સે સંબદ્ધ હૂઁ.
ઐસા જિસે નિશ્ચય હુઆ, ફિર કયા ઉસે એકાન્ત હૈ?
બસ્તી ભલે જંગલ રહે, હોતા તુરત હી શાન્ત હૈ.

શાન્ત હો—છન્દ ૨૨

લે કીટસે બ્રહ્મા તલક, મેરે સિવા નહિં અન્ય હૈ;
મૈં પૂર્ણ હૂઁ, મૈં સર્વ હૂઁ, ઐસા વિવેકી ધન્ય હૈ.
સમ પ્રાપ્તિમેં અપ્રાપ્તિમેં, મન ઇન્દ્રિયાઁજિત શાન્ત હૈ;
નહિં દેર કુછ લગતી ઉસે, હોતા તુરત હી શાન્ત હૈ.

શાન્ત હો—છન્દ ૨૩

વિષ સમ વિષય સબ જાનકર, શબ્દાદિમેં મત રાગ કર;
આત્મા-સુધાકા પાન કર, મત દેહમેં અનુરાગ કર.
આત્મા-સુધાકે પાનસે, વિક્ષેપ સબ છુટ જાય હૈ,
વિક્ષેપ મિટતે હી તુરત, નિજ આત્મમેં ડટ જાય હૈ.

આત્મામેં ડટ જા—છન્દ ૨૪

કર્તાપને, ભોક્તાપનેકા, જબ તલક અધ્યાસ હૈ,
તબતક સમાધીકે લિયે, કરના પડે અભ્યાસ હૈ.
કર્તાપના, ભોક્તાપના, અધ્યાસ જબ મિટ જાય હૈ,
કર્તવ્ય સબ છુટ જાય હૈ, નિજ આત્મમેં ડટ જાય હૈ.

પરમપુરુષાર્થ વિષે—છન્દ ૨૫

નહિં જાગને મેં લાભ કુછ, નહિં હાનિ કોઇ સ્વપ્ન મેં;
નહિં બૈઠનેસે જાય કુછ, નહિં આય હૈ કુછ યત્નસે.
નિર્લેપ જો રહતા સદા, સો સિદ્ધ યુક્ત કૃતાર્થ હૈ,
નહિં ત્યાગ હો, નહિં હો ગ્રહણ, યહ હી પરમ પુરુષાર્થ હૈ.

### સબ કરચુકા છન્દ ૨૬

આશા કરે જો ભોગકી, સો ભોગમેં ફૅસ જાય હે;
જો દ્વેષ કરતા ભોગસે, સો ભી ન છુટ્ટી પાય હૈ.
આશા નિરાશાસે છુટા, સો યોગ સમ્યક્ કર ચુકા;
ફ્લ જ્ઞાનકા ભી પા ચુકા, સબ કર ચુકા ! સબ ધર ચુકા.

### સબ કરચુકા છન્દ ૨૭

જિસ જીવમેં હૈં વાસના, ઉસકે લિયે સંસાર હૈ;
જો જીવ હૈ નિર્વાસના, ભવસિન્ધુસે સો પાર હૈં.
નિર્વાસના જો હો ગયા, સો મોક્ષપદ પર ચઢ ચુકા ;
આનન્દ અક્ષય લૂટતા, સબ કર ચુકા; સબ ધર ચુકા.

### ભયથી રહિત થાય છન્દ ૨૮

યહ વિશ્વ સબ હૈ કલ્પના, આત્મા સદા હી મુક્ત હૈ;
ऐસા જીસે નિશ્ચય હુઆ, હોતા ન સંશયયુક્ત હૈ.
જો ધીર સંશયમુક્ત હૈ, સો બોધ સમ્યક્ પાય હૈ;
રહતા સદા હી શાન્ત હૈ, ભય શોક સબ ભગ જાય હૈ.

### જન્મ સફલ છન્દ ૨૯

મમતા નહીં પુત્રાદિમેં, નહિં દેહમેં અભિમાન હૈ;
આસક્તિ વિષયોમેં નહીં હૈ, લાભ હાનિ સમાન હૈ.
હૈ માન અરુ અપમાન સમ, વ્યવહાર હૈ સીધા સરલ;
નહિં લેશ જિસમેં દંભ છલ, હૈ જન્મ ઉસકા હી સફલ.

### અવધૂતકી પહિચાન છન્દ ૩૦

નહિં લાભકી ઇચ્છા કરે, નહિં હાનિકી ચિન્તા કરે;
જીવન નહીં હૈ ચાહતા, નહિં મૃત્યુસે કિંચિત્ ડરે.
સંતૃપ્ત અપને આપમેં, સમ માન અરૂ અપમાન હૈ;
સમ મિત્ર હૈ, સમ શત્રુ, યહ અવધૂતકી પહિચાન હૈ.

### અવધૂકી પહિચાન છન્દ ૩૧

નિજ આત્મમેં કરતા સ્મરણ, સંશય કભી કરતા નહીં;
દેખે તમાસા વિશ્વકા, શિર બોઝ હૈ ધરતા નહીં.
કલ્યાણ સબકા ચાહતા. અપના કિયા કલ્યાણ હૈ;
નિર્દ્વન્દ્વ હૈ, સ્વચ્છન્દ, યહ અવધૂતકી પહિચાન હૈ.

### ઐસા વિરલાજ હોય છન્દ ૩૨

ભિક્ષુકપને રાજાપનેમેં, માનતા નહિં ભેદ હૈ;
સંસાર મિથ્યા સ્વપ્ન હૈ, એસા સમઝ વિનુ ખેદ હૈ.
શોભન અશોભન એક સમ, ભોલા ચતુર સમ માનતા;
એસે અકથ અવધૂતકો, વૈસા હિ વિરલા જાનતા.

### સંસારજાળસેં છુટ ગયે છન્દ ૩૩

સર્દી પડે ગર્મી પડે, વર્ષા ઝડે તો વાહ વા;
આંધી ચલે, પાની પડે, બિજલી ગિરે તો વાહ વા.
જો હોય સો હોતા રહે, અપના નહીં કુછ ઘટ ગયા;
એસા જિસે નિશ્ચય હુઆ, સંસારસે સો છુટ ગયા.

### સંસારજાળસેં છૂટ ગયા છન્દ ૩૪

યહ પુરૂષ હૈ, યહ નારિ હૈ, એસા જિસે નહિં ધ્યાન હૈ.
સમ હાનિ હૈ, સમ લાભ હૈ, સમ માન અરૂ અપમાન હૈ.
મૈં અન્ય હૂઁ, યહ અન્ય હૈ, યહ ભેદ જિસકા મિટ ગયા;
ભોલા ! વહી હુશિયાર હૈ, સંસારસે સો છુટ ગયા.

### સોચકા કયા કામ હૈ છન્દ ૩૫

સબ ભૂત તેરે માંહિ હૈ, તુ સર્વ ભૂતોં માંહિ હૈ;
સર્વત્ર તૂ પરિપૂર્ણ હૈ, તેરે સિવા કુછ નાહિં હૈ.
મમતા અહંતાસે રહિત, સબમેં રમે તૂ રામ હૈ;
નિસ્છેદ્ય હૈ, નિર્ભેદ્ય હૈ, ફિર સોચકા કયા કામ હૈ.

સોચકા કયા કામ હૈ છન્દ ૩૬

જૈસે તરંગેં સિન્ધુસે, યે વિશ્વ જિસમેં હો ઉદય;
ઠહરી રહેં કુછ કાલતક, ફિર અન્તમેં હો જાયઁ લય.
સો તૂ નિરામય તત્ત્વ હૈ. મન બુદ્ધિસે પરધામ હૈ;
વાણી જહાં નહિં જા શકે, ફિર સોચકા કયા કામ હૈ.

આપમેં લવલીન હો ! છન્દ ૩૭

તૂ શુદ્ધ હૈ, તેરા કિસીસે લેશ ભી નહિં સંગ હૈ;
કયા ત્યાગના તૂ ચાહતા ? ચિન્માત્ર તૂ નિસ્સંગ હૈ.
નિસ્સંગ નિજકો જાન લે, મત હો દુઃખી મત દીન હો;
ઈસિ દેહસે તજ સંગ દે, બસ આપમેં લવલીન હો.

આપમેં લવલીન હો ? છન્દ ૩૮

અપરોક્ષ યદ્યપિ દીખતા, નહિં વસ્તુતઃ સંસાર હૈ;
તુઝ શુદ્ધ નિર્મલ તત્ત્વમેં. સંભવ ન કુછ વ્યાપાર હૈ.
જ્યોં સર્પ રસ્સીકાબના, ફિર રજ્જુમેં હી લીન હો;
સબ વિશ્વ લય કર આપમેં, બસ આપમેં લવલીન હો.

આપમેં લવલીન હો ? છન્દ ૩૯

સુખ–દુઃખ દોનોં જાન સમ, આશા–નિરાશા એક–સી;
જીવન–મરણ ભી એક–સા, નિન્દા–પ્રશંસા એક–સી.
હર હાલમેં ખુશહાલ રહ, નિર્દ્વન્દ્વ ચિન્તા–હીન હો;
મત ધ્યાન કર તૂ અન્યકા, બસ, આપમેં લવલીન હો.

આપમેં લવલીન હો ? છન્દ ૪૦

સબ ભૂત તેરે માહિં હૈં, તૂ સર્વ ભૂતોં માહિં હૈ;
તૂ સૂત્ર સબમેં પૂર્ણ હૈ, તેરે સિવા કુછ નાહિં હૈ.
યદિ હો ન સત્તા એક તો, ફિર ચર અચર કુછ ભી ન હો;
ભોલા ! યહી સિદ્ધાન્ત હૈ, બસ, આપમેં લવલીન હો.

---

અહીં જગત્ કલ્યાણ માટે (૪૦) છન્દ લીધા છે, તથા (૧૯) છન્દ પહેલા ફરમામાં પાને (૯) નવથી લીધા છે, તે પણ માહાત્માઓ (સંતોની) પૂર્ણકૃપાથી પ્રગટ કર્યા છે.

# જગત્ નૌકા "મનુષ્યનું સાચું કર્તવ્ય"

પોતાની સત્ય મહેનત વડે જે મળે તેમાંજ પોતાનો નિર્વાહ કરવો જોઈએ.

જન્મ આપનાર, સંસ્કાર કરાવનાર, વિદ્યાભણાવનાર અન્નદાતા અને ભયથી બચાવનાર, એ પાંચ પિતા તુલ્ય ગણાય છે. રાજપત્નિ વિદ્યા ભણાવનારની પત્નિ, મિત્રપત્ની. પત્નીની માતા અને પોતાની માતા, એ પાંચોને માતા તરીકે ગણવાં જોઈએ.

દીવો જેમ અંધકારનું ભક્ષણ કરતો હોવાથી કાજળને ઉત્પન્ન કરે છે તેમ મનુષ્ય પણ નિત્ય જેવું અન્ન ભક્ષણ કરે છે તેવીજ બુદ્ધિ તેને ઉત્પન્ન થાય છે.

પુત્રને પાંચ વરસ **સુધી લાડ લડાવવાં** દશ વર્ષનો થતાં સુધી તાડન ( ભય બતાવી દાબ આપવો ) **અને સોળ વર્ષનો થતાં** તેની સાથે મિત્ર ભાવથી વર્તવું.

બુદ્ધિવાન મનુષ્યોએ પુત્રોને સર્વદા વિવિધ પ્રકારે સદાચારમાં જોડવા જોઇએ. કેમકે આથી તેઓ નીતિને જાણનારા અને સદ્ગુણ સંપન્ન થાય છે તથા કુળમાં પૂજાય છે.

જે માતા અને પિતા બાળકને સુશીલતા અને સુનીતિ ઇત્યાદિનું શિક્ષણ આપતાં નથી તે બાળકનાં તે માતાપીતા શત્રુરૂપે છે, જેમ હંસના સમાજમાં બગલો, તેમ સજ્જનોની સભામાં તેવો બાળક શોભતો નથી.

## ( દંપતી ધર્મ અને નારી ધર્મ )

ધર્મ, અર્થ અને કામને સારી રીતે પ્રાપ્ત કરવામાં પતિ અને પત્નીએ અહોનિશ એક ચિત્તથી તથા સમાન વૃત્ત અને **આચરણ વાળા રહેવું,**

ભાર્યા એ મનુષ્યનું અર્ધું અંગ છે; ભાર્યા એ ઉત્તમ મિત્ર છે; ભાર્યા એ ધર્મ અર્થ અને કામ, એ ત્રણે પદાર્થોનું મૂળ છે અને ભાર્યા એ સંસાર ચલાવવાનું સાધન છે.

ભાર્યા વાળાજ ગ્રહસ્થાશ્રમી કહેવાય છે;

વગડામાં પણ મનુષ્યને પત્ની વિશ્રામરૂપ મનાય છે.

બુદ્ધિમાન તથા વિચારવાન મનુષ્યે પોતાની પત્નીને વિશ્વાસુ માણુસ વિના-ઉત્સવમાં, તથા લોકોના મેળામાં તથા તીર્થમાં તેમજ બીજાને ઘેર એકલાં મોકલવી નહિ.

વિવાહિત સ્ત્રી પુરુષ ધર્મ—અર્થ—કામમાં પરસ્પર જોડાયેલાં હોવા છતાં પણ ઇતરેતર સાથે [ બીજાની સાથે ) વ્યભિચારી થાય નહિ-એવો સદ્બોધ આપવો જોઈએ.

( શ્લોક ) ઉપચારાઃ ક્રિયા કેલિઃ સ્પર્શો ભૂષણવાસ સામ્ ।
સહશય્યાસનં ચૈવ સદ્ સંગ્રહણં સ્મૃતમ્ ॥

બીજા પુરુષ સાથે અયોગ્ય વ્યહવહાર કરવો, ચેષ્ટા કરવી, મશ્કરી કરવી, તેના વસ્ત્રાલંકારને સ્પર્ષ કરવો, એક શય્યા કિંવા આસને બેસવું, એ સર્વ વ્યભિચારનાં ચિહ્ન કહ્યાં છે.

ધર્મ શાસ્ત્રમાં કહેલો સ્ત્રી પુરુષનો પવિત્ર ધર્મ સાંભળીને જે સ્ત્રી ધર્મપરાયણ થાય છે અને સ્વામીને અનુકૂળતાની પેઠે તેની સેવા પૂજા કરે છે; તથા જે સ્ત્રી પતિને વશ રહેનારી. સારા મનોભાવ-વાળી સત્ય વ્રત કરનારી. સુખને આપનારી, એક પતિમાંજ ચિત્ત રાખનારી તથા હસતા મુખવાળી છે; તે સારી રીતે ધર્મને પાળનારી છે.

જે સ્ત્રી પતિનું પ્રિય અને હિત કરવામાં તત્પર રહીને સારા આચારવાળી તથા ઇંદ્રિયોને વશ રાખનારી છે; તે સ્ત્રી આલોકમા કીર્તિ અને પરલોકમાં અનુપમ સુખ પામે છે.

ભાર્યા તેજ છે કે જે ઘર કામમાં કુશળ હોય; અને ભાર્યા તેજ છે કે જે મન-વાણી-કર્મથી શુદ્ધ તથા પતિની આજ્ઞાને અનુસરતી

હોય અને સત્ય વચનોથી સત્યને જ માનતી હોય-પવિત્ર સ્ત્રીએ સદાનિતી પ્રમાણે સ્વામીને અનુસરવું-શુભ કાર્યમાં તેની સખી પ્રમાણે જવું અને ઇષ્ટ કાર્યમાં દાસીને પેઠે આજ્ઞા પાળવી.

સ્વામી સ્ત્રીને કઠણ વાક્ય કહે અને ક્રોધ યુક્ત ચક્ષુથી જુએ તોપણ જે સ્ત્રી સુપ્રસન્ન મુખવાળી રહે છે તે સ્ત્રી ધર્મમાં ભાગિની છે.

પતિવ્રતા સ્ત્રીએ પતિના સામું ક્રૂર દષ્ટિથી જોવું નહિ અને તેને ખરાબ વચન કહેવું નહિ તથા મનમાં પણ તેનું અશુભ વિચારવું નહિ.

સ્ત્રીએ ઊંચા સ્વરે બોલવું નહિ; કઠિન વચન બોલવાં નહિ; બહુ બોલવું નહિ; પતિને અપ્રિય લાગે તેવું બોલવું નહિ; કોઈની સાથે વિવાદ કરવો નહિ; ન બોલવા જેવું બોલવું નહિ; અતિશય ખર્ચ કરવાની ટેવ રાખવી નહિ; તથા ધર્મ અને અર્થનો વિરોધ કરવો નહિ;

સારા કુળની સ્ત્રીઓ દુ:ખી અવસ્થાને પ્રાપ્ત થાય તો પણ પોતાની સત્યતાથી પોતાનું રક્ષણ કરે છે. એવી સતીઓ સ્વર્ગને પામે એમાં કંઇ પણ સંશય નથી.

પાપને અનુસરનારી પાપી સ્ત્રીઓ પતિઓને દુ:ખી કરી દે છે, પરતુ સત્ય ચાલનારી સ્ત્રીઓએ કદી પણ પતિનું અપ્રિય કરવું નહિ.

પ્રમાદ, ઊન્માદ. ક્રોધ, ઇર્ષ્યા, ઠગાઇ, અભિમાન, ખળતા, હિંસા, દ્વેષ, મોહ, અહંકાર, ધૂર્તપણું, નાંસ્તિકતા, સાહસ, ચોરી અને દંભ, એ સર્વ કુલક્ષણોને સ્ત્રીઓએ તજી દેવાં.

પતિ જો ઘર ન હોય તે સમયમાં સ્ત્રીએ પિતા, માતા, પુત્ર, ભાઈ, સાસુ, અને મામા, એમનાથી દૂર રહેવું નહિ.

મદ્યપાન, દુર્જનોમાં સંસર્ગ, પતિનો વિરહ' ભટકવું, અકાળે સુવું અને પારકે ઘરે રહેવું એ છ નારીનાં દૂષણ છે.

સ્ત્રીઓએ સર્વદા પ્રફુલ્લ હૃદયથી રહેવું; ઘરનાં કામકાજમાં પ્રવીણ થવું; વસ્ત્ર—આભૂષણને સારી રીતે રાખવાં અને ખર્ચમાં હાથ છુટો રાખવો નહિ.

જે સ્ત્રી નિરંતર પ્રીતિપૂર્વક અને નમ્રતાથી તથા એક ચિતથી

પતિની સેવા તથા પૂજા કરે છે તે સ્ત્રી પતિના ધર્મમાં ભાગ લેનારી થાય છે.

જે મનુષ્યો પતિના પ્રિય, સ્નેહી અથવા હિતકારી હોય તેમને પત્નીએ વિવિધ ઊપાયોથી જમાડવા; તથા જેઓ પતિનાં દ્વેષી, સામાપક્ષના, અહિત કરનારા તથા કપટ કરનારા હોય તેઓથી નિરંતર દૂર રહેવું.

જે નારી સર્વને ન્યાય તથા, વિધિ પ્રમાણે ભોજન કરાવીને બાકી રહેલું અન્ન પોતે જમે છે અને જેના ઘરનાં માણસો સદા પ્રસન્ન મનવાળાં હોય–તે–સત્ય ધર્મને પામે છે.

જે નારી કામ, ભોગ, ઐશ્વર્ય અને સુખની ઇચ્છા ન રાખતાં કેવળ સ્વામીની સેવાભાવને ચાહે છે તે જ પતિનામાં ધર્મનો અર્ધો ભાગ લેનારી છે.

પતિએ પોતાને કાર્ય પ્રસંગે દેશાંતર જવું પડે તો સ્ત્રીના ભરણપોષણની ગોઠવણ કરીને જવું. કદી કંઇ સાધન ના મળ્યું હોય તો પણ સ્ત્રીએ પોતે દરણાં દળીને અથવા યોગ્ય મજુરી કરીને પોતાનું પોષણ કરવું તેવી સ્ત્રી સતી અને મુક્તિ મેળવનાર છે. અને તે સત્ય કાર્યવાળુ જીવન ઇશ્વર સ્મરણ તુલ્ય સમજવું.

(દોહો) સત્ય સંગમાં સુખ ઉપજે, થાય–ન–કદીએ હાણ;
અનીતિ સંગ ન કીજીએ, જબલગ ઘટમાં પ્રાણ.

## ( પતિવ્રતા કોને કહેવાય ? )

શુભ માર્ગે જે નારી ચાલતી હોય તેને તે માર્ગે ચાલતાં નર અટકાવે તો તે નર નારકીનો અધિકારી થાય છે.

જેના ઘરમાં સ્ત્રીનું પતિવૃત નાશ પામે તો પતિ પત્નિ બંને નરકનાં અધિકારી બને છે.

પતિવ્રત વિનાની પ્રેમદા તેજ અધર્મનું મુળ અને તે એક ઠારના (ઝાકરના) પાણી સમાન પોતાનું જીવન ગણાય છે.

## "પરણેલી સ્ત્રીને માટે શું કરવું"

પતિવ્રત ધર્મમાં જે મુક્તિ છે તેવી મુક્તિ કોઇપણ બીજા ધર્મમાં નથી થતી. જે સ્ત્રીએ પતિની વચ્ચે ભેદભાવ અને અંતર રાખ્યું તેની ભક્તિનું બીજ ચાલ્યું ગયું માનવું. ગુરૂ ગોવિંદ પણ પતિને જ માનવો જોઇએ અને આ ત્રણેને જે સ્ત્રી એક સમાન ગણે છે તે પોતાના કુળને તારી શકે છે.

પરણેલી સ્ત્રીએ પોતાના પતિને જ પરમાત્મા સમજવા.

જે પતિવ્રતા નારી હોય તેનાં માતાપિતાને ધન્ય છે, તેના ગોત્રને ધન્ય છે, તેના કુળ અને જાતિને ધન્ય છે. અને તેવી નારીના પતિને પણ ધન્ય છે અને તેવી જ પત્નિ તથા પતિ દેવસમાન ગણાય છે. તેવાં પતિ પત્નિ જગતમાં ઉત્તમ છે.

કોકશાસ્ત્રમાં ચાર પ્રકારની નારીઓ વર્ણવેલી છે. શંખણી, ચિત્રણી, હસ્તણી અને મહાપદ્મણી પરંતુ પતિના વચનમાં રહેનાર તે સ્ત્રી પતિવ્રતા માનવી પતિવ્રતા તેને ત્યાં પ્રભુનો વાસો છે અને તેને મુક્તપદે પહોંચવા બીલકુલ મહેનત પહોંચતી નથી.

## વ્યભિચારથી શું પરિણામ આવે છે

### કુંડલિયા

વંશ જાય વ્યભિચારથી, જાય ધર્મ નિજ નીત,
ઈજ્જત જાવે આબરૂ, વૃત્તિ થાય વિપરીત;
વૃત્તિ થાય વિપરીત, પેઠ પ્રતીતી જાવે,
હ્રદય સાચ નહિ રંચ, ગુણ જશ જ્ઞાન ગુમાવે;
ઊર અશુચિ ઊપજે; નહિ કરણ રહણીકારમેં,
આણે-ન-કો વિશ્વાસ આત્મ, વંશ જાય વ્યભિચારમેં.

**ભાવાર્થ:**—મન, વાણી અને શરીરને નિયમમાં રાખનારી જે સ્ત્રી સત્યપંથ અને પતિવ્રત ધર્મ પાળે છે, તે આ લોકમાં ઉત્તમ કીર્તિ પામે છે, અને તે દેહાન્ત પછી મુક્તપદે પહોંચે છે.

(સાખી) પાપજાવે પાતાળમેં, સત્ય ધર્મ નિશ્ચિત;
ધર્મસંકર વંદે સદા, સત્યપંથ સુક્રિત.
પારખજ્ઞાન પરખાવીયું, પારખ મળી એક ચીત્ત;
ગુરુ મયાદાસ પ્રતાપથી, ટળી ગયું વિપ્રિત,

## " સત્સંગ વિષે "

જેમ માછલી, કાચબી અને પક્ષિણી દર્શન, ધ્યાનને સ્પર્શથી બચ્ચાંઓનું સર્વદા પાલન કરે છે; તેમ સજ્જનો પણ તેમનો સત્સંગ કરવાનું પાલન કરે છે.

સિંહના રહેઠાણમાં જઈ ચઢનારને હાથીના કપાળમાંથી નીકળેલાં મોતી મળે છે અર્થાત્ મનુષ્ય જેવે ઠેકાણે જાય તેવું જ ફળ મળે છે પારખી ગુરુના સત્યસંગથી પારખપ્રકાશ મુક્તિપદનું સાધન મળે છે.

સદાચારી સાધુનું દર્શન પુણ્યરૂપ ગણાય છે. કારણ કે તેઓ જંગમ તીર્થરૂપ હોય છે. સ્થાવર તીર્થ તો કાળે કરીને ફળને આપે; પણ સાધુ સમાગમ તે-હંમેશાં ફળ આપે છે.

ભવસાગરમાં મનુષ્ય દેહ વડે આ સંસારરૂપી કડવા વૃક્ષની અંદર બે ફળ અમૃત જેવાં છે. એક રસયુક્ત મધુર વચન અને બીજું સાધુ-જનની સંગતિ.

અભિપ્રાયઃ—સજ્જન પુરૂષોની સાથે સત્સંગ કરવાથી આલોક અને પરલોકમાં મુક્તિ મેળવી શકાય છે.

( પરલોક એટલે પરમપદ પોતાના અસલ નિજસ્વરૂપ જે ચૈતન્યપદ તેનું ભાન થવું તે મુક્તિ ( મુક્ત થવું ) માયાવી સંસારમાં જન્મ લેવો અને મરણકાળમાં નાશ થવાનો ભય, એ બેઉ બંધનથી છૂટવું તે મુક્તપદ છે.

## " ચાર યુગોનું પ્રમાણ. "

### ( સતયુગનું-પ્રમાણ )

પ્રથમ (૧) સતયુગ, (૨) ત્રેતાયુગ, (૩) દ્વાપર, (૪) કલિયુગ, સત્તર લાખ અઠાવિસ હજાર વર્ષોનો સતયુગ થયો, અને તે યુગમાં

ચાર અવતાર થયા (૧) મચ્છ; (૨) કચ્છ, (૩) નરસિંહ, (૪) વારાહ, છત્રીસ હજાર પર્વ સુર્યનાં થયાં અને ચાળીસ હજાર પર્વ ચંદ્રનાં થયાં. તે યુગમાં મનુષ્યોની ઊંચાઇ એકવીસ હાથની હતી, અને આયુષ્ય (ઊમર) એક લાખ વર્ષોની હતી, અને સર્વ કોઇ સત્ય માર્ગેજ ચાલતા હતા, સત્ય શિવાય તેઓ અસત્ય કોઇ પણ સમજતા નહોતા. માતા પિતા પોતાની પ્રજાને એવી કેળવણી આપતાં હતાં કે પોતાનાં સંતાનો અસત્યને રસ્તે દોરાય જ નહિં. સતયુગમાં ફક્ત નૈમિષારણ નાંમનું તીર્થ હતું અને સાક્ષી દેવી બ્રહ્માણી હતી—અને પુણ્ય વીસવશા હતું અને પાપનું તો નામ કે નિશાન પણ કોઇ જાણતું ન હોતું.—એક વાર વાવે અને સાતવાર લણતા હતા, સતયુગમાં દસ રાજા થઈ ગયા તેઓનાં નામ સાંભળો !!!

પ્રથમ—(૨) રાજા માનધાતા, (૨) રાજા દુંદુમલ, (૩) રાજા ભીમ, (૪) રાજા ઇખ, (૫) રાજા બળી, (૬) રાજા હરિચંદ્ર, (૭) સભાજીત રાજા મિષ્ટ; (૮) રાજા પ્રસત, (૯) રાજા કપિલ, (૧૦) રાજા કપાલ ભદ્ર. એ સતયુગ પ્રમાણ.

## ( ત્રેતાયુગનું પ્રમાણ )

બાર લાખ છન્નું હજાર વર્ષોનો ત્રેતાયુગ થયો, તે યુગમાં ત્રણ અવતાર થયા. (૧) વામન અવતાર, (૨) પરશુરામ અને (૩) રામ અવતાર સોળ હજાર પર્વ સુર્યનાં થયાં અને ત્રીસ હજાર પર્વ ચંદ્રનાં થયાં મનુષ્યો ઘટીને ચૌદ હાથની ઊંચાઇનાં થયા, આયુષ્ય ઘટીને દશ હજાર વર્ષોનું થયું, તીરથ પુષ્કરરાયનું થયું અને શારદા શાક્ષીદેવી થઇ પુણ્ય ઘટીને સોળ વશા થયું અને ચાર વશા પાપ થયું, અને તેવી જ રીતે મનુષ્યોના વચનમાં પણ ફેર પડી ગયો, એકવાર કોઈ વાવે તો ત્રણ જ વાર લણે, આટલો તફાવત ત્રેતાયુગમાં થઇ ગયો. ત્રેતાયુગમાં રાજા ચોવીસ થયા તેઓની નામાવળી સાંભળો !

પ્રથમ (૧) રાજા રઘુ, (૨) રાજા ઊંડ, (૩) રાજા અંધકૂપ (૪) રાજા રપિત, (૫) રાજા ત્રિકાલ, (૬) રોહીત રાજા, (૭) રૂપ મુકુટ, (૮) રાજા ધર્માંગદ, (૯) રાજા બળચકવા આણુમાં થયો, (૧૦)

રાજા સહસ્ત્રબાહુ, (૧૧) રાજા સત્યધર્મ, (૧૨) રાજા દિલીપ, (૧૩) રાજા આલેપ, (૧૪) રાજા કય, (૧૫) રાજા જનક, (૧૬) ભુક ઋષિ (૧૭) જૈરાજા, (૧૮) રાજા ઈન્દ્ર આદિ, (૧૯) રાજા વિસ્તીર, (૨૦) રાજા અજેપાળ, (૨૧) રાજા દશરથ (૨૨) રાજા રામચંદ્ર, (૨૩) રાજા અષ્ટબળી, (૨૪) શક્તિ કમર, એટલા રાજા ત્રેતાયુગમાં થયા.

## ( દ્વાપર યુગપ્રમાણ. )

આઠ લાખ ચોસઠ હજાર વર્ષોનો દ્વાપર યુગ થયો અને (૧) કૃષ્ણ અવતાર અને (૨) બુદ્ધ બે અવતાર થયા, બાર હજાર પર્વ સુર્યનાં થયાં, અને વીસ હજાર પર્વ ચંદ્રનાં થયાં, સાત હાથ મનુષ્યોની ઊંચાઈ થઈ. આયુષ્ય એક હજાર વર્ષોનું થયું, પુણ્ય આઠ વશા રહ્યું અને બાર વશા પાપ થયું, આવી રીતે દ્વાપર યુગ થયો. એકવાર કોઈ વાવે તો બેવાર લણે, તીરથ કુરૂક્ષેત્ર અને શાક્ષીદેવી ચામુંડા થઇ અને દ્વાપર યુગમાં પચીસ રાજા થયા, તેઓની નામાવળી સાંભળો !

પ્રથમ (૧) રાજા શામ, (૨) રાજા નીલ, (૩) રાજા ઉગ્ર, (૪) રાજા નહુષ, (૫) રાજા વીર, (૬) રાજા માનચંદ્ર, (૭) રાજા સતિ, (૮) રાજા ચિત્રબંધુ, (૯) રાજા વિચિત્ર (૧૦) રાજા વિત્ર, (૧૧) રાજા પુંડરીક, (૧૨) ધનુષધારી રાજા અર્જુન, (૧૩) રાજા જન્મેજય (૧૪) રાજા પરીક્ષિત (૧૫) રાજા દ્રુપદ, (૧૬) રાજા ધંદુરમલ, (૧૭) રાજા સહસ્ત્રબાહુ, (૧૮) રાજા બળી, (૧૯) રાજા ચંદ, (૨૦) રાજા વેંન, (૨૧) રાજા વચ્છરાજ, (૨૨) રાજા કર્ણ, (૨૩) રાજા યુધિષ્ઠીર, (૨૪) રાજા દુર્યોધન, આટલા શ્રુતિબોધક રાજાઓ થઇ ગયા છે. આટલું દ્વાપર યુગનું પ્રમાણ છે.

## ( કળિયુગ પ્રમાણ )

આ કળિયુગનું પ્રમાણ ઘણા અને સારા સારા પુરાણિક ગ્રંથો-માંથી શોધીને મુમુક્ષોને જાણવા માટે પ્રયત્ન કર્યો છે, તો વિચારવાન માટે તો અમૃતરૂપી જ છે, આ કળિયુગનું પ્રમાણ વધારે લાંબા લખાણમાં મુકેલ છે; કોઇ એ સંકાશિલ થવું નહી કારણ કે, કોઇ

વિચાર કરે કે પ્રથમ પરીક્ષિત રાજાનું નામ આવ્યું અને પછીથી યુધિષ્ઠિર અને કર્ણ વિગેરે રાજાઓનાં નામ આપેલાં છે તો આ તો નામિક રાજાઓની જ નામાવળી તરીકે આપવામાં આવેલ છે.

ચાર લાખ અને બત્રીસ હજાર વર્ષોનો કળિયુગ છે, તેમાં સુર્યનાં પર્વ એક હજાર છે અને ચંદ્રનાં પર્વ બે હજાર થશે મનુંષ્યનું આયુષ્ય વધારેમાં વધારે એકસોને ચાળીસ વર્ષ થશે, વર્ણાવર્ણો ઘણી જ વધારે પ્રમાણમાં થશે. સાડાત્રણ હાથ વધારેમાં વધારે મનુષ્યોની ઊંચાઈ રહેશે, તીરથ ગંગા અને દેવીઓ તો ઘેરઘેર જુદા જુદા નામથી ઘણી જ થશે, ફક્ત ચાર વશા પુણ્ય રહેશે, અને સોળ વશા પાપ થશે, જો કોઈ એક વાર વાવશે પણ લણવાનું તો કર્મે ધર્મે જ થશે. પાખંડી ગુરુઓની પૂજા પ્રતિષ્ટા વિશેશ કરશે. પારખ નિષ્ટ સદ્‌ગુરુના વચનને માનવાવાળાની સંખ્યા ઓછી રહે છે.

કારણ કે કળિયુગનું જ પ્રમાણ છે. તેના લીધે કળીયુગમાં છવિસ રાજાઓ થયા, તેઓની નામાવળી સાંભળો!! પ્રથમ (૧) રાજા શાલીવાહન, (૨) રાજા સરણીક, (૩) રાજા ઇન્દરેખ. (૪) રાજા પરસોતમ, (૫) રાજા હરિહરન, (૬) રાજા પ્રભૂ, (૭) રાજા સિંહદાજ, (૮) રાજા અચ્છ, (૯) રાજા હર્ષ, (૧૦) રાજા વિક્રમાજીત, (૧૧) રાજા કમલજીત. (૧૨) રાજા વિગત, (૧૩) રાજા મહીપાલ, (૧૪) રાજા પાનીખપાનરાય, (૧૫) રાજા સુરપાન, (૧૬) રાજા પુંજ, (૧૭) રાજા ભોજ, (૧૮) રાજા મગર, (૧૯) રાજા ત્રીપાન, (૨૦) રાજા શોભિક. (૨૧) રાજા કેશરી, (૨૨) રાજા ઊંગ (૨૩) રાજા નળ, (૨૪) રાજા પૃથુ, (૨૫) રાજા ઉદયચંદ્ર, (૨૬) રાજા બંદિરાજ, આટલા તો રાજાઓ કળિયુગમાં થયા બીજા રાજાઓની આંકણી ગણત્રી ચડી નથી, કળિયુગમાં ચેલાઓ ગુરૂના અપરાધી થશે, ગુરૂનો શિષ્યથી અપરાધ થાય તો તે રૌ રૌ નર્કમાં અવષ્ય જાય છે, આટલું જાણે છે, છતાં પણ શિષ્યો અપરાધ કરશે, કારણ કે. પુરાણ સાંભળવાથી પણ કાંઈ વળવાનું નથી, પંડિતો અહંકારમાં, મમતામાં અને માનમાં જ્ઞાનહિણ થશે, કોઇ કોટિક જ્ઞાન કથશે પણ

સદ્દગુરુ વિના મનમાં ગર્વ રાખશે, તો તે નર્કના જ અધિકારી થવાના, જ્ઞાનિઓ જ્ઞાન બતાવશે, પણ પોતે ગર્વને નહીં ત્યાગી શકે, બ્રાહ્મણો વેદની આજ્ઞા પ્રમાણે ચાલી શકશે નહી, ક્ષત્રિયો સંગ્રામમાં કાયરતા બતાવશે, પિતાનું કહ્યું પુત્ર માનશે નહિં, પતિની આજ્ઞામાં પત્નિ પણ રહેશે નહિં, એવી રીતે કલીયુગમાં હાહાકાર વર્તા છે.

**(સાખી)** હદ ચલે સો માનવી, બેહદ ચલે સો સાધ;
હદ અરૂ બેહદકો તજે, તાકે મતા અગાધ.

**ભાવાર્થ**:—હદ એટલે વેદપ્રમાણુ વર્ણાશ્રમનાં કર્મનું યથાવિધિ વર્ણાશ્રમનાં કર્મોને નિષેધ કરીને જ્ઞાનમાર્ગથી ચાલે તે ભેષધારી તમામ સાધુ. હદ અને બેહદ જેમણે કર્મ, ધર્મ, ઉપાસના તથા જ્ઞાનને સંપૂર્ણ રીતે પારખીને છોડી દીધું છે તે કોઈ વિરલા પારખપદ પર સ્થિર થાય છે, તેમનો અગાધ મત છે, પારખી સંત સદ્દગુરૂ પોતે હદ અને બેહદને છોડી દઇને ફક્ત સત્યને જ અનુસરી સત્યમાં જ સદાય રહે છે.

**(સાખી)** માનુષ તેરા ગુણ બડા, મૈંાસ ન આવે કાજ;
હાડ ન હોતે આભરણ, ત્વચાન બાજે બાજ.

**ભાવાર્થ**:—સત, વિચાર, દયા, શિલ, તથા ધીરજ આદિ જે ગુણો મનુષ્યોમાં-હોય તોજ મનુષ્યની અધિકતા છે, કેમકે મનુષ્યના એ ગુણો જ મોટા છે તે સિવાય અન્ય કોઈપણ પદાર્થ મનુષ્ય શરીરમાં શ્રેષ્ઠ નથી.

અર્થાત એ ગુણોના લીધે તેને મુક્તપદની પ્રાપ્તિ થાય છે, તે સિવાય બીજી કોઈપણ વસ્તુ કામની નથી. મનુષ્યના હાડકાંનું ઘરેણું બનતું નથી, ચામડાનું નગારૂ બનતું નથી, અને માંસ પણ કોઈને કામ આવતું નથી, પરંતુ મનુષ્યો પોતાના મનુષ્ય ગુણોને જો જાણી લેવે તો તેનામાં એક એવો મોટો ગુણ છે કે, તે પોતે મહાન પદ જે પરમપદને પહોંચી શકે તેવો ગુણ તેનામાં પારખવાની શક્તિ છે, એ ગુણને કોઇ વિરલાજ પરખી લેવે છે, તેઓ પારખનિષ્ટ સંતોને શરણે જવાથી મનુષ્ય જરૂર મુક્તપદે પહોંચી શકે છે, તે સિવાય તમામ ઉપદેશ મિથ્યા લબાડી અને અકારથ છે.

રામ અને રહીમ ઉપર જે ચૈતન્ય પદ પરખાવનાર સદ્દગુરૂ છે. ચૈતન્યપદ ઓળખનાર તે પારખનિષ્ટ સંત છે. જે વેદ અને કુરાન વિગેરેની માહીતી બતાવીને તેના ઉપરનું જે સત્ય સિદ્ધાન્તને પરખાવનાર પોતે પરમગુરૂ છે. 'સત્ય સમાન નહિં કોઈ ધર્મ, વેદ કુરાન સર્વત્રનો મર્મ.'

## ( વ્યસનથી દુર રહેવું જોઇએ તે વિષે )

જેટલા માદક પદાર્થ છે, તે બધા જ્ઞાન, ધ્યાન અને ભક્તિ ભજનને બગાડનારા છે.

"ભાંગ, તમાકુ, છૂતરા, આફૂ ઔર શરાબ;
કૌન કરેગા બન્દગી, યેતો ભયે ખરાબ."

જે લોકો ભાંગ, તમાકુ, પોસ્તા, ( અફીણના ડોડવા ) અફીણ અને દારૂ એ પીનારા અફીમ ખાનારા તમાકુ આદિ માદક પદાર્થોમાં ખરાબ થઇ જાય છે અર્થાત એવા વ્યસની આલોક અને પરલોક બીજો જન્મ પણ તેમનો બગડી જાય છે અને એવા માણસોથી ભલાઈનાં કામ તથા સેવા કદી પણ બની શકતી નથી.

નિશાબાજ લોકો કોઇપણ કાર્યમાં સફળતા મેળવી શકતા નથી એટલા માટે સંતોએ કહેલ છે કે ભાઇઓ તમો તે વિશેનો વિચાર કરીને ભાંગ, તમાકુ વિગેરે તમામ ચીજોને છોડી દો.

તત્વબોધના ગ્રંથોમાં સંતોએ શોધ કરી કરીને જે જે જ્ઞાનો દ્વારા કહેલ છે તે સત્ય છે. જે પાંચ વિષયને છોડતા નથી તેને બોધ પણ લાગતો નથી તેઓ વિષયના વ્યસનમાં ચકચુર રહે છે તેઓને નિર્ભય અને શાન્તિ તો કોઈ ઠેકાણે પ્રાપ્ત થતી જ નથી અને તેઓને ભોગ નામનો રોગ ભવોભવ પીડયા કરે છે. વિષયથી મુકિતનો વિરોધ રહે છે અને તેઓને શુદ્ધ બુદ્ધિ સુધી પહોંચી પણ શકાતું નથી.

કેફીઓ કેફમાં જ મુકિત માને છે, ગાંજાખોરી ગાંજામાં અને ભાંગમાં જ પોતાનું ધ્યાન ફેરવ્યા કરે છે. કામીઓ કામિનીમાં મુકિત માને છે તે સિવાય તમાકુવાળા તમાકુને જ સારી માને છે તે સિવાય તેઓને કોઈ જ્ઞાન સંભળાવે તે પણ ફોગટ જાય છે.

તમાકુ પીવાવાળાઓને તમાકુના કેફમાં ઘણું નુકશાન થાય છે, તેઓના મુખમાંથી દુર્ગંધ આવે છે, તે સિવાય ખાંસી, દમ અને પિતનો વધારો જ થાય છે, હાથ, મુખ, કાળજું, તે જગ્યાએ ચાંદી પડે છે, અને કોટાન કોટી પ્રકારની હત્યા પણ લાગે છે.

ગાંજો પીનાર અઘોરી જેવો માનવો, અને તેનો કોઠો પણ ઝેર સમાન જ હોય છે. ગાંજાથી કેટલા માણસો ગાંડાપણ થઇ જાય છે, અને તે મહાન વિકારી ચીજ છે, તેનો નિસો ઉતર્યા પછી સુસ્તીનો મહેમાન થઈ પડે છે, અને કંઈપણ સુઝતું નથી, અને તેવાં વ્યસનથી સ્થિર ચિત્ત પણ ચલાયમાન થાય છે અને જ્યારે નિસો ચડે છે ત્યારે પણ તેનાથી કાંઇક કામ થઇ શકતું નથી પણ પીનાર નર તો તેને લહેર ચડેલી માને છે, તો તેવાં વ્યસનોને તજવાથી જ લાભ છે, જેવી રીતે દુધ પોતાનો ગુણ બદલીને દહી થાય છે, અને દહી પોતાનો ગુણ બદલી ઘી થાય છે, જેવી રીતે રાત્રી પોતાનો ગુણ બદલી પ્રભાત થાય છે, આવી રીતે વ્યસનીઓએ આ વ્યસનના ગુણને બદલી પોતાની વૃત્તિઓને સત્યજ્ઞાન તરફ વાળવી જોઇએ, અને ત્યારે જ તમો મનુષ્ય થયા સમજાય, અને તમારી જીંદગીની સફળતા થઈ એમ મનાય.

ભાંગ, તમાકુ, અફીણ એ ચીજોનું જેને વ્યસન હોય છે તેને તો જીવતાં સારા શરીરે પણ સુળીજ સમજવી. જ્યારે નિસો ઉતરે છે ત્યારે નાક અને આંખોથી પાણી ઝરે છે, માંસ ખાવાવાળો, અફીણ ખાવાવાળો, ભાંગ પીવાવાળો અને દારૂડીઓ તથા ગંજેરી તે તો એ તમામ નર્કના કીડા સમજવા, અને આખર દેહાન્ત પછી પણ નર્કાદીમાં જ દુઃખી થાય છે.

"અવગુણ કહું શરાબકા, જ્ઞાનવંત સુનિ જોય;
માનુષ સો પશુવા કરૈ, દ્રવ્ય ગાંઠિકો ખોય."
"કામ હરકત બલ ઘટત, તૃષ્ણા નાહિ ઠોર;
ઢિગ હોસ બૈઠે દિનકે, એક ચિલમ ભરિ ઓર."
"અમલ અહારી આત્મા, કબહુ ન પાવે પાર;
કહહિં કબીર પુકારિકે, ત્યાગો તાહિ વિચાર."

(વ્યસન વિષે સમાપ્ત)

## "ભ્રમણા એ તાળુ અને પારખજ્ઞાન એ કુંચી છે"

આપણે એટલું તો જાણીએ છીએ કે, આ તો ભાગવતની અગર રામાયણની અગર વેદપુરાણોની અગર શાસ્ત્રોની કથા છે, પરંતુ એ તમામ કથાઓ ફક્ત મનને સમજાવવા અગર આનંદ પામવાની જ છે, પરંતુ આત્માને પોતાના સ્વસ્વરૂપનું ભાન લાવવા માટેનું જે પારખજ્ઞાન છે, તે તો તદ્દન નિરાલુ છે, કારણકે આપણા જિજ્ઞાસુ ભાઇઓની તિક્ષણ (ઝીંણી) બુદ્ધિવડે તમે જો પારખવા વિચાર કરશો તો જરૂર સમજાશે કે પારખજ્ઞાન જે જગતજીવોના કલ્યાણ માટે સદ્ગુરુ કબીરસાહેબે પ્રગટ કર્યું છે, તેવો અનુભવ કરવા અમારી સર્વ પ્રત્યે ભલામણ છે, અને આ નીચેના પ્રશ્નોત્તર ઉપરથી આપને કંઈ પણ સમજવાનું (પારખવાનું) મળી શકશે તે નક્કી સમજવું.

ગુરુ કોણ?—ભૂલેલાને સત્ય રસ્તે લાવે તે. ગુ–નામ અંધકાર અને રુ નામ પ્રકાશ–અંધકારમાંથી છોડાવી પ્રકાશમાં લાવે તેવા પારખનિષ્ટ સંતો હોય તેઓ જ ગુરુ કહેવાય છે.

સદ્ગુરુ કોણ?—જેઓ આ જગતમાં પ્રથમ પારખજ્ઞાન સ્વસ્વરૂપનું ભાન થવા જગતમાં અજન્મા (પ્રકટ) સ્વયંસિદ્ધ તરીકે અસલપદને પરખાવનાર તેઓ સદ્ગુરુરૂપ પોતે સંતો જ છે.

**(સાખી)** ગર્ભવાસ આવે નહિં, શ્વાસા નહિં શરીર;
પાંચ તત્વ જાકે નહિં, તાકા નામ કબીર.

નુગરો કોણ?—જે અહર્નિશ ખોટા વિચારો અને સદા અજ્ઞાનને વશ રહે તે.

પતિવ્રતા કોણ?—પતિની આજ્ઞામાં રહેનાર અને સદાય સંતોષ રાખનાર.

કેવા ગુરુ કરવા?—વૃદ્ધ અગર ઇંદ્રિયોને જીતવાવાળા પારખનિષ્ટ સંતોને ગુરુ કરવા જોઇએ.

પરમાત્મા કોણ ?—આત્માને પારખે, સ્વસ્વરૂપનું ભાન હોય તેવા ચૈતન્યાત્મા એ પરમાત્મા તરીકે ગણાય છે.

રામ કોણ ?—શરીરને વિષે રરંકારરૂપે રમી રહ્યો છે તે આત્મારામ.

સીતાજી કોણ ?—શાન્તિ એટલે સદાય શાન્તપદમાં દાખલ થવું તે.

રાવણ કોણ ?—અહંકાર જેને ગર્વ કહે છે તે રાવણ તરીકે ગણાય છે.

સેતબંધ રામેશ્વર કોણ ?—સેત નામ ભક્તિમાર્ગના પૂલ પર થઇને રાવણને મારવા લંકામાં (શરીરમાં) ક્રોધને મારવા જવાય છે.

**(સાખી)** વેદ પઢપઢ પંડિત ભૂલે, કાજી ભૂલે કુરાના;
રામરહિમ પર શબ્દ હમારે, સો–ગત વિરલે જાના.

ચૈતન્ય કોને કહીયે?—જે પોતાની અંદર અજન્મા જીવ રહ્યો છે તે.

**(સાખી)** ઇચ્છા, ક્રિયા, અવસ્થાઃ જ્ઞાન, અમરતા હોય;
પાંચ ગુણ જ્યાં પાઇએ, ચૈતન્ય કહિયે સોય.

**ભાવાર્થ**:—જેનાથી ઇચ્છા થાય છે, જેનાથી ક્રિયા પણ થાય છે, જેનાથી અવસ્થા કહેવાય છે, જેનાથી જ્ઞાન પણ સંભવે છે, જેનામાં અમરતા એટલે અમ્મરપદ સદા અખંડપણું જ છે, કોઇકાળે પણ જેનો નાશ નથી તે અમ્મર (ચૈતન્ય) પોતે જ છે.

**જીવજમા એક સત્ય હે ભાઇ; દુસરા સર્વ ખર્ચ રહાઇ.**
**જીવજમા ન હોતે ભાઇ; સબ સિદ્ધાન્ત કોણ ઠહેરાઇ.**

પાંચોતત્વોના રંગ કોણ ?—પૃથ્વીનો પીરો રંગ, જળનો સફેદ રંગ, અગ્નિનો લાલ રંગ, વાયુનો લીલો રંગ, આકાશનો શ્યામ રંગ એવી રીતે પાંચોતત્વ પચીસ પ્રકૃતિમાંથી ચાર અંતઃકરણ થાય છે, મન પાણીનું રૂપ છે, બુદ્ધિ પૃથ્વિનું રૂપ છે, ચિત્ત વાયુનું રૂપ છે, અહંકાર અગ્નિનું રૂપ છે, હવે તેના ગુણો સાંભળો !

શબ્દ આકાશનો ગુણ, સ્પર્શ વાયુનો ગુણ, રૂપ તેજનો ગુણ,

રસ પાણીનો ગુણ, ગંધ પૃથ્વીનો ગુણ છે, હવે સાર શબ્દની હકીકત આપીએ છીએ તે સાંભળો !

સદ્દગુરુએ બીજક ગ્રંથમાં આપ્યું છે કેઃ—

"સાર શબ્દસે બાંચી હોં, માનો ઈતબારા હોઃ"

સાર શબ્દનામ (શબ્દ) શિખર સર્વથી ઊંચે છે. લાખો પ્રકારનું જ્ઞાન કથવું અને સાંભળવું પણ સદ્દગુરુની પહિચાણ વિના તે મળતું નથી. જો સદ્દગુરુની દયા થાય છે તો માત્ર સહેજમાંજ પાર પહોંચી શકાય છે. ભણવુંગણવું તેનાથી ભેદ મળી શકતો નથી, પણ જગત્ જેને અલખ કહે છે તે સદ્દગુરુ મળે તો અલખ એટલે નહિં લખાય તેને પણ સત્યગુરુ લખાવી શકે છે. નિઃઅક્ષર નામ સર્વ નામ અને નિજ (પોતાનો) સાર છે, તેઓ સુરતિથી સ્નેહ રાખે તે કાઢી શકે છે. નાભિકમળથી સુરતિની સાથે દષ્ટિ પહોંચાડે અને ગગન (મસ્તક) મંડળના ઉપર નિઃઅક્ષર નિજશ્વાસ કહેવાય છે. સુરતિ સાથે ચડી નિજપદને ગ્રહણ કરીએ. "વાણી ચૌદ અરબ–મેં–ભાંખી" એટલે (છ શાસ્ત્ર, ચાર વેદ અને ચાર પ્રકારની વાચા) અગર ચૌદલોક અથવા દસ દિશા અને બ્રહ્મલોક, વિષ્ણુલોક, શિવલોક અને સતલોક ત્યાં સુધી વાણીનો પ્રચાર છે, પણ સારવસ્તુ ન્યારી છે તે પારખપદ પ્રકાશ જ્ઞાનથી ઓળખાય છે. જેઓ સમાધીષ્ટ યોગિઓ કાળનું જ સ્મરણ કરી રહ્યા છે, અને એવી આશાઓમાં જ યોગેશ્વર ભૂલ્યા જેથી તેઓ સાર નામ (નિજનું) મૂળ નામ સુધી પહોંચી શકતા નથી.

સર્વ મનની રાહે જ ચાલીને ભવચક્રમાં ફર્યા કરે છે, પણ અક્ષરની પાર જે (નિઃઅક્ષર) છે, તેની માહિતી વગર ઘણાજ જીવો માર્યા જાય છે અને (સંશય)થી રહિત થતા નથી ? અને સર્વ પવન તેમાંથી જ ચાલી આવ્યા છે. તેની ગમ કોઈને મળી નથી પાણીના ભેદમાં સર્વ પસારો છે, ઉત્પત્તિ પ્રલય સરજનહારની સત્તા વડે જ છે, પાણી ભેદને લક્ષ પવન ભેદ સુધી જઈ શકાય છે, અને તે જનાર સાધુ નિશ્ચય કરી શકે છે.

હે શિષ્ય ! આદિચૈતન્યપુરુષને ઓળખો. સર્વ પવનનો પસારો

તેનાથી જ છે, મન પણ પવન જ છે, તે પણ ચૈતન્યમાંથી જ ઉદ્ભવે છે. જેમ સાગરમાંથી લ્હેર ઊઠે છે તેમ મન પણ ચૈતન્યમાંથી ઉદ્ભવે છે.

**(સાખી)** નિઃઅક્ષર નિજ ગુપ્ત હૈ, કહું ભેદ તોઇ સાર;
જો પાવે સો બાંચિ હૈ, ઓર સબ કાળ પસાર.

**ભાવાર્થ**:—શબ્દ શબ્દ સર્વ સૃષ્ટિ વખાણે છે. શબ્દનો ભેદ કોઈ જાણતું નથી. જ્ઞાની, ગુણી, કવિ અને પંડિત સર્વ શબ્દનું જ મંડાણ કરીને કહે છે, પરંતું સારશબ્દ પારખજ્ઞાનને કોઈ વિરલા પારખીહંસ પરખી શકે છે.

સિદ્ધસાધક અને મુનિવર જ્ઞાની સર્વ કોઈ ભર્મની સેવા કરી રહ્યા છે. પણ જે અગમ ભેદ છે તેનાથી અજાણ છે, અને ભ્રમજ્ઞાનથી જન્મ અને મરણનું દુઃખ છૂટી શકતું નથી અગમ જ્ઞાન એજ ભેદથી અભેદ છે તેની યુક્તિ વેદ પણ જાણી શકે તેમ નથી.

( સદ્ ગુરુ વચન ) હે શિષ્ય ! હું હવે તને એક યુક્તિ બતાવું છું તે મનની ચતુરાઇને જાણી લેશો. પાંચ મુદ્રા અને ચાર અવસ્થા છે. તે તમારા દિલમાં તેનો વિચાર કરી લેશો આ કારણ મનનું જ છે તે મનથી જ થાય છે અને તેનો ભેદ નિજને ઓળખે તે અવશ્ય જાણી શકે છે. કરોડોમાં કોઇ એકાદ જ્ઞાનિ આ ભેદને જાણતા હશે તેના શિવાય સર્વ કોઇ અટકી રહે છે. જે ત્રણ લોક ઉત્પન્ન થએલા છે તેની આગળ ચોથો લોક છે ત્યાં સુધી પહોંચવા માટે ઘાટ સુઝતો નથી. અને તેથી આગમ પંથ ( રસ્તો ) ક્યાંથી સુજે ? હવે પ્રથમ મુદ્રા અને ચાર અવસ્થા તેનાં નામ યુક્તિ સર્વથી ન્યારી છે ચાચરી મુદ્રા નેત્રોમાં (આંખ્યોમાં છે) અને તે જગ્યાએ મહાન તેજ દેખાઈ રહ્યું છે. ભૂચરી મુદ્રા ત્રીકુટીની પાસે છે ત્યાં ચંદ્ર, સૂર્ય પ્રકાશી રહેલ છે. ખેચરી મુદ્રા જીભ્યા અને દશમા દ્વારે છે. અગોચરી મુદ્રા શ્રવણ (કાન) મહીં વિચાર કરેલ છે. ઊન મુનિ મુદ્રા આકાશમાં તેનું સ્થાન છે. અને તે જગ્યાએ ભોગીવાસ કરે છે.

પાંચ મુદ્રા અને પાંચ ધ્યાન તેનાથી આગળ નિર્વાણ પદ છે. હવે ચાર અવસ્થા ભિન્ન ભિન્ન અને ન્યારી ન્યારી સાંભળો ? પ્રથમ જાગૃતનો વિચાર જ્ઞાન દૃષ્ટિયે કરી નૈનની ધારાઓથી સ્વપ્ન અવસ્થા છે તેને જાણો જાગ્રતમાં સ્વપ્ન સ્વપ્નમાં જાગ્રત છે. સ્વપ્નાની હકીકત જાગૃતમાં જણાય છે તેથી–સ્વપ્નમાં જાગૃત સમાયેલ છે. આ બંને જ્ઞાન દૃષ્ટિથી વિચાર કરી જુવો સુસુપ્તિનો ભેદ બંનેમાં સમાયેલો છે. અને તેનાથી તુરીયા ભેદ અલગ છે. હવે જડ ચૈતન્યની યુક્તિ બતાવું છું તે સાંભળો ? તમારાથી ગુપ્ત કાંઇ પણ રાખવામાં આવશે નહી જડતામાં પણ માયા સમાયેલી છે અને તેમાં એક ચૈતન્ય શક્તિથી ચિત્તમાં સ્ફુર્તિ થાય છે અને સર્વના ઉપર ચૈતન્ય શકિત જ રહે છે. અને આનંદ વચન ચૈતન્યથી (સત્ય પુરૂષથી) ઉત્પન્ન થાય છે.

તુરીયા તીત હોય ત્યાં આકાશનું સ્થાન છે અને બુદ્ધિ જન-યોગીઓ સુરતી વડે ત્યાં વાસ કરી રહ્યા છે. પાંચ મુદ્રા અને ચાર અવસ્થા યોગી અને સીદ્ધ અહીં સુધી વિચાર કરી શકે છે. આગળ પહોંચી શકતા નથી. મુદ્રા સાધી ઘટમાં રહે છે. કર્મ કરે છે તેમણે મનના જ કારણથી અને વારંવાર જન્મ મરણના ચક્કરમાં ભવસાગરમાં ફર્યા કરવું પડે છે. આ જગત્માં શુભ અશુભ આ–બે–ફળ મનના જ કારણથી થાય છે અને તે કર્તારૂપી મનનું જ સર્વ કોઇ સુમરણ કરી રહ્યા છે. પણ મનથી આગળ તો કોઈ પહોંચી શકતા નથી અને તે જગતના જીવો સાચા કર્તાને જાણ્યા શિવાય મનને જ કર્તા તરીકે માની તેનું સુમરણ કરી રહેલ છે. પણ મન—અને સાચો કર્તા જે પુરૂષ તેથી જુદો છે એવો વિચાર પણ કોઈ ને સુજતો નથી.

હવે એક સહેજ યોગ તમોને કહું છું તેની ખોજ કોઇએ કરેલ નથી. સહેજ અગમનીગમ તે કોઇ વિરલા જ જાણે છે, તેનો પ્રકાશ મહાસુન્યની પાર છે, તેમાં સહેજ પુરુષનો વાસો છે, આઠો પહોર જે નિજ સ્વરૂપમાં રહે છે તેને સહેજ નામ કહેવાય છે, ઓહં, સોહં અને રરંકાર તેનાથી આગળ નામનો ભંડાર છે, અને તે સત્ય નામથી જ સત્ય સમાધી કહેવાય છે.

## ( પાર બ્રહ્મની હકીકત )

બ્રહ્મ સુધીની હકીકત તો સૌ કોઈ વર્ણવી શકે છે, પરંતુ પાર બ્રહ્મને પરખવાવાળા કોઈ વિરલા જ ( પારખીહંસ ) હોય છે, કારણકે તે પરખવું તે પારખનિષ્ટ સંતોને સરણે જવાથી અને તેમનો સ્હેવાસ કરવાથી જ સમજાય છે, જેમ વૈદકને ભણેલા માણસો કંઇ ફક્ત ભણેલાના આધારથી દવા બનાવી શકતા નથી, કારણ કે તેનો અનુભવ શિખવા માટે તેને અનુભવી વૈદ્ય પાસે થોડા ટાઈમ પણ રહેવું પડે છે, ત્યારે જ તેને અનુભવની પ્રાપ્તિ થાય છે તેમ પારબ્રહ્મ, પારબ્રહ્મ એમ તો ઘણા જ વક્તાઓ શ્રોતાઓને ઉપદેશ આપે છે, પરંતુ તેનો ભેદ તેઓ વક્તા અને શ્રોતા બેઉ જાણતા જ નથી, તે માટે અહિં તે વિશેનો ખુલાસો આપવા સદ્ગુરૂની પ્રેરણા દ્વારાએ અને સંતોનો સ્હેવાસ કરીને પ્રાપ્ત કરેલ અનુભવ અહિં આપ વાંચકવર્ગને પુરતી માહિતી માટે બે-બોલ લખું છું, તેને આપ ખાસ અંતરમાં (અંતઃકરણમાં) હરદમ કોતરી રાખવા-ભલામણ છે. પારબ્રહ્મ એટલે-જે બ્રહ્મથી પરે નામ પારબ્રહ્મ-બ્રહ્મથી જગત્ અને જગત્‌થી બ્રહ્મ એમ સંસારની ઉત્પતિ અને પ્રલય હંમેશાં થયા કરે છે, પરંતુ બ્રહ્મથી પાર વસ્તુ કોણ હોય તે અનુભવ કોઈ વિરલા જ પરખે છે, હવે તેનો ખુલાસો સાંભળો ? જે-સત્ય અનાદિ વસ્તુ છે, તેને ચૈતન્યાત્મા કહેવામાં આવે છે, ચૈતન્યામા એ અસલથી જ છે. તેનો કોઇ કાળે પણ નાશ નથી. કંઇ નહોતું ત્યારે પણ સત્ય તો હતું જ, પરંતુ સત્યને છોડીને ભ્રમિત જ્ઞાનવાળા અસત્ય અજ્ઞાનરૂપી મનકલ્પના બ્રહ્મને વળગ્યા એટલે તેમનું સત્ય દૂર રહ્યું, (ગાફિલપણું થયું) હવે જેઓ ગાફિલપણાથી છૂટીને જેઓ પોતાના અસલ પદને પરખનારા જ સત્યમાં રહ્યા-અને જેઓ સત્યને નહિં પરખનારા વારમ્વાર ગાફિલતાના કારણને લઇને ચોરાસી ચક્કરમાં પડી માર્યા ગયા, એટલે તેઓનો મહાપ્રલય-અગર પ્રલય પણ સંભવે, પરંતુ જેઓનો પ્રલયજ-નથી તો

તેઓનો મહા પ્રલય પણ કયાંથી હોય ? કારણ કે પારખ ભૂમિકા સદાય અચળ નિર્લેપ અને અવિનાશી પદ તે સત્ય સમજવું, સત્ય ઉપર કોઈ પણ નથી તે નક્કી સમજવું. હવે માયાનો મોહ કયાંથી થાય છે, અને કોણે થાય છે, તે વિષે દ્રષ્ટાન્ત સાંભળો ?

( ઝાંઝરનેરે ઝણુકારે ॥ કરકંકણના કકરાટે )

( આ જગતમાં મોહાધ્યાસને લઈ આખું વિશ્વ ભૂલૂ પડયું છે તે ઉપર એક દૃષ્ટાંત.) એક પ્રાચીન સમયમાં એવો બનાવ બન્યો હતો કે એક મુનીશ્વર તેમના પુત્રને સાથે લઈ ગીરનારના પર્વત પર જઈ ત્રીસ હજાર વર્ષની સમાધિનું નિર્માણ કરીને બેઠા હતા. પંદર હજાર વર્ષ વીત્યા બાદ પુત્રને એક અપસરાના પગની ઝાંઝરનો અવાજ સાંભળી આંખ ખૂલી ગઈ; અને મોહાધ્યાસમાં તેનું મન પતન થયું. તેની આંખ અને પુત્રની આંખની પલક એક થઈ તેથી તેનું સ્વરૂપ જોઈ પુત્રની વાસના તેના પર રહી. તેના અધ્યાસને લઈ તેનો દેહ છુટી ગયો અને જયાં અપસરા રહેતી હતી ત્યાંના દેશમાં તેનો જન્મ થયો. એવી રીતે અપસરાની સાથે તેનું ઘર સંસારિક વહેવાર ચાલ્યો. એમ લાખો જન્મ વિત્યા બાદ તેના પીતાશ્રી મુનિ-રાજની સમાધિ ત્રીસ હજાર વર્ષની પરિપુર્ણ થઈ અને જોડે બેઠેલો પોતાનો પુત્ર જોવામાં આવ્યો નહિ તેથી તે મહા સોકાતુર અને ક્રોધાયમાન થઈ ત્યાં મહાકાળને બોલવી પૂછયું કે મારો પુત્ર અહીંથી કયાં ગયો ? ત્યારે મહાકાળે જવાબ આપ્યો કે—હે મહામુનીશ્વર આપનો પુત્ર હાલ અમુક ગામડામાં કઠીયારો થયો છે. ત્યાં કાઠી વેચીને પોતાનું પાષણુ કરે છે તેને મૂળ કારણ ઝાંઝરના ઝણકારા વિશેનું વૃત્તાન્ત કહી સંભળાવ્યું આવી હકીકત સાંભળી મહામુનીજીએ તે ગામ જઈ પુત્રને સદુપદેશ આપી આત્મસ્થિતિ માટે પારખ. પ્રકાશજ્ઞાનનો બોધ આપી પુત્રને નિર્વીકારી બનાવ્યો અને વાસનાથી રહિત કરીને મુક્ત-પદે પહોંચાડયો.

આથી વાંચક વર્ગને ખબર આપવામાં આવે છે કે ફકત એક ઝાંઝરના ઝણુકારાને લીધે અને સ્રીના સ્વરૂપના મોહને લઈ લાખો

વખત જન્મ મર્ણાદિ કષ્ટો ભોગવ્યાં, ગર્ભવાસ એ જ નર્કવાસ છે માટે મનુષ્ય જન્મનું સાર્થક એ જ છે કે સત્સંગ કરવા માટે જ મનુષ્ય દેહ ઉત્તમ છે. કબીર સાહેબે કહ્યું છે કે:—

(સાખી) મનુષ્ય જન્મ પાયકે ।। જો-ચુકે અબકી ઘાત;
જાય પડે ભવ ચક્રમેં ।। સહે ઘનેરી લાત.

### ( અંધારૂં ઉલેચવા વિષે દ્રષ્ટાન્ત )

એક ગામમાં અસંખ્યો યુગથી એવું એક ચાલ્યું આવ્યું કૌતક (ભર્મ) હતું કે તે ગામમાં લોકોને અંધાળુ ઉલેચવા માટે ટેવ પડી હતી. પોતાના મનમાં એમ જાણતા હતા કે આ-જે-પ્રકાશ થાય છે (સૂર્ય ઉદય થાય છે) તે અંધાળુ ઉલેચવાથી જ (અંધાળાને બહાર નાખવાથીજ) પ્રકાશ ( સુર્ય ઉદય થાય છે આવા ગામમાં એક સંત આવી પહોંચ્યા અને તેમનું આવું કર્તવ્ય જોઈને પોતે વિચાર કર્યો કે આ લોકોનો ખોટો ભર્મ કહાડી નાખવા ખાસ પ્રયત્ન કરવો જોઇએ. ગામવાળાઓને બોલાવી કહ્યું કે હે ભાઈઓ ? આજે જે તમારે અંધારૂં ઉલેચવાનું છે તે કામ હું એકલો જ કરીશ. આપ સર્વ નિરાંતે સુવો. ગામવાળાએ તેમ કબુલ રાખ્યું અને નિરાંતે સુવા માટે ગામમાં કહી દીધું. પછી જ્યારે હંમેશના ટાઇમે પ્રકાશ થઇ ગયો. તે જોઈ ગામવાળાને ઘણા જ મદદરૂપ સંત થઇ પડયા અને ગામવાળાએ તેમને ગુરુ તરીકે માનીને તેમની સારી સારવાર કરી.

### સિદ્ધાન્ત

જગતભરમાં એક મુક્તપદને (પ્રકાશ સુર્ય ઉદય) માટે સૌ કોઈ અંધારા રૂપ ( ભર્મમાં અનેકો માનંદિ રૂપ પંથોના ટોપલારૂપી બોજા ઉઠાવી રહ્યા છે ) પરંતુ ફકત પોતાની અંદરથી ચૈતન્યપદની પ્રાપ્તિ રૂપ પારખ થાય તો તેને અંધારૂં ઉલેચવા માટે કંઈ પણ જરૂર નથી પારખ પ્રકાશ કરી આપે ત્યારે જ મુક્તિ થાય અને પોતાના સ્વ સ્વરૂપ નિજ પદની અસલિયાતપણાની સમજ (પારખ) મળે ત્યારે

નાના પ્રકારની પંથોની માનંદિનો ત્યાગ કરી કેવલ ચૈતન્ય પદને જ પ્રાપ્ત કરી શકે પરંતુ પોતાના અંદરથી તમામ કલ્પના પોખો ભર્મ અધ્યાસથી બચી શકે ત્યારે જ તેઓ પરમ પદને પામી મુકત થાય માટે સર્વ ખોટા પંથોના બંધનોને છોડી દઈ ફકત સત્સંગમાં જ આવીને સત્યપંથની મુલાકાત લ્યો ? એ અભિપ્રાય,

**( હુમેશાં સત્ય માર્ગનો જ વિચાર કરવો જોઇએ ? )**

રાતના સૂતી વખતે એ વિચાર કરવો જોઈએ કે આજે સવારથી અત્યાર સુધીમાં હું કયાં કયાં જુઠું બોલ્યો અને મેં કયા કયા પાપો કર્યાં. સૂતી વખતે એ સારોય ઇતિહાસ મનમાં આણી, આજે જે ખરાબ કામો થવા પામ્યા છે, તે બીજે દિવસે કરવામાં ન આવે એવો વિચાર કરવો. આમ કરવાથી મનુષ્યતાના લક્ષણો આવે છે અને ખરાબ કર્મોથી મન અટકશે. અને સત્યને જ અનુસરી ચાલવા શીખશે. પહેલાં ચાર છ દિવસ તો આળસ જણાશે; પરન્તુ પછીથી ટેવ પડી જવાથી ઘણો આનંદ અનુભવાશે. ઉપર કહેલાં સાધનો કરવાથી સાચું બોલવાનો મ્હાવરો ઘણી જલ્દીથી પડશે.

સત્ય એ ચૈતન્ય ખરૂં સ્વરૂપ છે. જેઓ ભજનને સાધન માને છે એમણે સહુથી પહેલું આ સાધન સિદ્ધ કરવું ઘટે. સાચું બોલવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. સાચું બોલવાથી વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. સાચુ બોલવાથી દુષ્કૃત્ય કરવાની વલણનો નાશ થાય છે. ચિંતા કમી થાય છે. સઘળી કરણી નીતિ અને સત્યનેજ અનુસરતી થાય છે. એવા માણસની જગતના લોકો ઘણી પ્રશંસા કરે છે અને એના કહ્યા પર વિશ્વાસ રાખે છે. વેપારમાં સાચુ બોલવાથી ઘણો ફાયદો થાય છે. સાચું બોલનારા ઉપર સદ્ગુરુ પરમાત્મા ઘણા પ્રસન્ન રહે છે અને જરૂર એને સહાય કરે છે. અને તેને મુક્તપદે પોંચાડે છે.

સાચું બોલવાથી યદિ કોઇ અવસરે નુકસાન અગર તકલીફ પણ સહન કરવી પડે તો એ સહી લેવી જોઇએ. કલિયુગ એ અસત્યનું

સ્વરૂપ છે. એથી આજકાલ જુઠાનું વધારે પ્રમાણમાં ફલદાયી નીવડતું જણાય છે પરન્તુ એનું પરિણામ અંતે તો ઘણું માઠું આવે છે.

જુઠું બોલવાથી તો એટલી હદે બચી જવું જોઈ કે બાળકોને સુદ્ધાં ખોટી ખોટી ફોસલામણીઓથી રાજી કરવાં ન જોઇએ, બળ કરીને પણ ઘરના સઘળા માણસોને હરહમેશ સાચુ જ બોલવાનો ઉપદેશ આપવો જોઇએ. મને તો સાચું બોલવાથી ઘણો લાભ થયો છે અને હરહંમેશ આ દાસ તો સત્યને સન્માનતો જ રહ્યા છે માટે સૌ કોઇ સાચુ બોલો એટલે તમોને પણ ઘણો લાભ મળશે.

'**સાચુ બોલો**' એ શબ્દો તો મોટા અક્ષરે કાગળ પર ચીતરાવીને સૂવા–ઉઠવા–બેસવાની અને નાહવાની તેમજ ખાવાની જગાઓમા ચોંટાડવા જોઇએ. પરિણામે વારંવાર એના પર નજર પડવાથી એ વસ્તુ યાદ રહેતી થશે. અને સત્યનો પ્રકાશ જરૂર પોતાના અંતઃકરણમાં થશે, તે નક્કી સમજવું.

આ સાધન ઘણું જ સારૂં છે. યદિ જો તેને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો ઘરના સઘળા માણસો, અગર નોકર–ચાકરો સુદ્ધાં પણ સાચું બોલવા લાગશે.

## ભજન (ધ્યાન) કરવાનાં સાધનો

ધ્યાન અને સત્ય સંગ ભજન એજ મુખ્ય સાધનો બતાવવામાં આવ્યાં છે, અને બીજા સાધનોનો એમાં સમાવેશ થાય છે.

તે સાધનો ઘણા સારા અને પ્રાચીન છે અને મહાત્માઓ પરાપૂર્વથી કરતા આવ્યા છે.

**(સાખી)** કળિ મેં જીવન અલ્પ હૈ, વેગે કરો સંભાળ;
તપ–સાધન કછુ—ના બને, કેવળ નામ આધાર.

સત્સંગ ધ્યાન ભજન કરવાથી મનને શાંતિ મળે છે:

તે સાધનથી જેટલું મન વશ થાય છે એટલું બીજા કોઇ અન્ય સાધનોથી નથી થતું. એ માટે તો સદ્દગુરુની કૃપાની ઘણી જરૂર છે. એ માટે તો આ દાસે ઘણા સમય સુધી સત્યસંગ કરવા

માટે ગુરુજીની પ્રાર્થના કરી હતી. ત્યારે જ સદ્દગુરૂએ કંઇક કૃપાનું દાન કર્યું.

જ્યાં સુધી આંખોમાંથી અશ્રુધારાઓની રેલ રેલાય નહિ ત્યાં સુધી સદ્દગુરુથી પ્રેમ થયો છે, એમ કહેવાય નહિ અને એ પ્રેમ પણ સત્ય ભક્તિનું અંગ છે, તેમ સમજવું.

## (જીભ ઇંદ્રિ કેમ વશ થાય?)

જીભ—એ ઘણી પ્રબળ ઇંદ્રિય છે. મન પછી એનું સ્થાન બીજું છે. એનું સાધન એ રીતે સાધ્ય થઇ શકે કે રોજ સાંજે બજારમાં જવું અને ફળ-મીઠાઇ વગેરે ભાત ભાતની વસ્તુઓ અવલોકવી; પરન્તુ ખરીદ ન કરવી. ભલે પછી મન ચાહે એટલું લલચાય. ઘેર સુદ્ધાં ઘરના માણસો મન ફાવે એટલી વસ્તુઓ મંગાવી રાખે, પરન્તુ એ ખાવી જ નહિ—તેનો ત્યાગ કરવો. અને ઘણું મામુલી પ્રકારનું સાત્વિક ભોજન હંમેશાં કરવું. જીભને મીઠાઇ ફરસાણનો કાંઇ સ્વાદ કરાવવો નહિ. એવી ટેવ પાડતાં પાડતાં જિહ્વા ઇંદ્રિય વશ થઇ જાય છે. આ સાધન જો કે મુશ્કેલ છે, પરંતુ જેઓ મન પર લે છે તેને તો ઘણું સુગમ છે, તેને ધીમે ધીમે વશ કરવા પ્રયત્ન કરવો જોઇએ. તે ઘણું ઉતમ સાધન છે.

## (સમયને કેમ ગુજારવો?)

નિયમસર વખતનો વ્યય થાય એ માટે ચોવીસ કલાકનો એક કાર્યક્રમ ઘડી કહાડવો અને એ મુજબ સમય વ્યતિત કરવો જોઇએ,

## (મનને વશ કરવાનું દ્રષ્ટાંત સાંભળો?)

એક મહાત્મા જંગલ વિશે રહેતા હતા, એક વખત એમને મન સતાવા લાગ્યું કે મન કહે છે કે જલેબી ખાવી છે, ત્યારે મહાત્મા ત્યાંથી પાંચ કોશ એક શહેર હતું ત્યાં ગયા, અને તપાશ કરતાં કરતાં કંદોઇની દુકાને જલેબી દેખી, કંદોઇને પૂછતાં કંદોઇએ પૈસાની માગણી કરી ત્યારે પૈસા મ્હારી પાસે નથી તેમ મહાત્માએ જવાબ આપ્યો ત્યારે કંદોઇએ કહ્યું કે, તમો વાડામાંથી થોડું ઘાસ કાપી આપો

પછી તમોને જલેબી હું આપીશ. મહાત્માએ તેમ કરવા હિંમત ધરાવીને ઘાસ કાપવા માંડયા, ત્યારે કોઈ દીવસ તે કામ કરેલું નહિં હોવાથી દાતરડું હાથે લાગી ગયું તેથી ખૂન વહેવા માંડયું આવી હકીકત જોઈ કંદોઈ ગભરાવ્યો કે આ તો ખોટું કામ થયું, જલદીથી મહાત્માને વિદાય કરવા જોઈએ, એમ સમજી મહાત્માને જલદીથી બશેરના આશરે જલેબી આપી, મહાત્મા તે જલેબી લઈ ચાલતા થયા, રસ્તામાં જતાં મન કહે છે કે હવે તો જલેબી ખાવી જોઈએ ? મહાત્માએ મન સાથે કહ્યું કે હમણાં નહીં, એમ કહી પોતાની ઝૂંપડીએ આવ્યા, પછી તે જલેબી એક ઓટલા પર છૂટી મૂકી દીધી, ત્યારે મનતો ગભરાયુ કહે છે કે આ જલેબીને ખાઓ ? ત્યારે મહાત્માએ તેનું બીલકુલ કહ્યું માન્યું નહીં, પછી—તે—જલેબી—કાગડાઓ ખાઇ ગયા. અને તે દિવસથી કદી પણ મનના વેગમાં તણાયા નહીં, કારણ કે છ કોશ ચાલવું પડયું, હાથે લાગી ગયું, અને ઘણી જ તસદી સહન કરવી પડી, માટે આ દૃષ્ટાન્તનો ભાવાર્થ એ છે કે, આપ સૌ કોઈ વાંચનવર્ગ ! અમારા સત્યપંથ (સત્ય ઉપદેશનો) અનુભવ કરવા ભુલવું નહીં, કારણ કે આપ સર્વ જીજ્ઞાસુ ભાઈઓને માટે જ આ ઉત્તમ લેખો છપાવિ પ્રગટ કરીએ છે કે, જેથી સર્વ કોઈ પોતાની મન મસ્તીને પરખી શકે અને ખોટી માયાવિ વાસનાને તજી દઈ એક સત્યને જ માર્ગે આવી શકે એવી હમારી ભાવના અને સત્યગુરુ કબીર સાહેબ જે, (પરમ સંતોની) પુર્ણ દયાવડે આ સત્ય કાર્ય થયું છે.

**(સાખી)**-ચલન ચલન સૌ કોઈ કહે, વિરલા પહોંચે કોય:
એક કનક ઔ કામનિ, ઘાટી દુર્લભ—દોય.

**( કામ ક્રોધ લોભ મોહ મદરૂપી માથું ઉતારે એ માલ ખાય એ વિશે દ્રષ્ટાંત )**

એક રાજાએ એક પત્થરનું પુતળુ બનાવી તેના અંદર એક લાખ રૂપીઆંની ગીનીઓ ભરી હતી, તે પુતળા ઉપર લખેલું હતું કે જે

માથું ઉતારે–તે–માલ ખાય તેમ લખ્યુ હતું. આવી હકીકતથી તે પુતળુ મહાન વગડાની અંદર રાખ્યું હતું, જેઓ તેને વાંચનારાઓ એવો વિચાર કરતા હતા કે પોતાનું માથું ઉતારીએ ત્યારે માલ કેવી રીતે ખાઇએ??? એમ તેનો અર્થ સમજતા હતા તેથી હજારો વર્ષ વીતી ગયા પરંતુ કોઇએ તેમાંથી દ્રવ્ય પ્રાપ્ત કર્યું નહિ. એક વખત એક રબારી ત્યાંથી જતો હશે તેને ક્રોધ કરીને એક જોરથી ડાંગ (લાકડી) મારી તેથી પુતળાનું માથું નીચે પડી ગયું એટલે તેમાંથી જે લાખ રૂપીઆ પણ તેના હાથ આવ્યા, તે લઇને પોતાને ઘેર ગયો, માથું ઉતારવાના કારણથી સુખી થયો, અને તે માલ તેને ખાધો, બીજા લોકો આ વાત સાંભળવાથી પસ્તાવા લાગ્યા. કે—આપણુ જો આમ કરતો માલ સુખેથી લેતા.

(સિદ્ધાન્ત)

આગળના વખતના જે લેખો મહાત્માઓના છે, તે લેખો એક પુતળા સમાન પુસ્તકો તેમાં લખેલું હોય છે કે જીવતે મરો તેનો અર્થ એ છે કે જીવતે જ મર્યા સમાન રહો, (તમારા દેહને મૃતક સમજો) કારણુ કે તે નાસવંત વસ્તુ કદાપી કાળે રહેવાની નથી એમ જાણી આત્મવેત્તા થઈ (પારખ પ્રકાશી થઇ) પોતાનામાં દયા ક્ષમા સત્ય ધૈર્ય વિચાર વિવેક વૈરાગ્ય અને ગુરુ ભક્તિ એ આઠ લક્ષણુ પ્રગટ કરશે તેથી સત્ય ધન્ય–જે મોક્ષપદ તમોને પ્રાપ્ત થશે. પોતાનામાંથી નડતર વસ્તુઓનું માથું ઉતારવું કારણકે કામ, ક્રોધ, મોહ, લોભ મદ—આ મોટામાં મોટા શત્રુઓને ઉડાવો, (વશ કરો તો) મોક્ષ તમોને મળવા માટે મોજુદ છે. (હાજર છે.)

## (સત્ય ચૈતન્ય ધર્મ સત્યપંથ પાળનારને પ્રતિજ્ઞા લેવા માટે ભલામણુ)

૧ ગુરુના વચનોને પાળવા પ્રતિજ્ઞા લેવી અને તેમને પરમેશ્વર જ —ગણીને પૂજા સેવા કરવી. માસ એક શ્રદ્ધા મુજબ–જે બને તે રકમ ગુરુ (સેવા) પૂજાને અસ્થાનમાં મોકલાવી આપવી–જોઇએ. જેથી તે પૈસા સત્ય પરમાર્થમાં વપરાય તેવો બંદોબસ્ત કરવો.

૨. સત્યપુરુષાર્થથી આપણુને જે—જે પૈસો પ્રાપ્ત થતો હોય તેમાંથી રૂ. ૧) એકે ફક્ત એક જ પૈસો પહોંચાડવો જોઇએ.

(પ્રમાણુ) દશમા અૌસ ગુરુ કો દીજે, જાતે જન્મ સફળકર લીજે.

૩. સત્ય કાર્ય કરવાને માટે વાયદો રાખવો નહીં કારણ કે રાવણુ રાજા થઈ ગયો તેનો કેટલોક તો મનસુબો વિચાર માર્યો ગયો તે વિશે સાંભળો ?

## ( રાવણુને મરતાં સુધીમાં બાકીરહેલું કામ તેની યાદી )

અમી નવે ખંડ આનત,
સાત સાયર લઈ બોરત ?
ચંદ્ર કરત નિકલંક, જાય કે યમપુરી મારત ?
ધરા ધરત કમઠ, શેષ કે શીર ભાર ઉતારત ?
મરતી વખત રાવણુ, રામ પ્રતે ઇતનો કહ્યો;
મેરો આદરો, અધવચ રહ્યો.

**(ભાવાર્થ)** રાવણુને મરતી વખતે જે—જે કામો કરવાના બાકી રહ્યા તેથી અંતદશામાં ગભરાઈ રામપ્રતે કહેવા લાગ્યો કે જો હું થોડાકાળ જીવતો હોતતો નવે ખંડમાં અમીને કાયમ રાખત, સાત સાયરોને બોરી નાખત, ચંદ્રને કલંક વિનાનો કરત, જમપુરીનો નાશ કરી યમ રાજાને મારી નાંખત, ધરતીને કાચબાના પર કાયમ રાખત કે કદી પણ ડોલે નહીં, અને શેષ ભગવાનના ઉપરથી ભાર ઉતારી દેત, એવી રીતે વિચાર કરતો હતો કે સ્વર્ગ પુરી સુધી નિસરણી બનાવી રાખત કે તમામ મનુષ્યો નિસરણી ચઢી સ્વર્ગમાં જઈ શકત ? ? પરંતુ મ્હારૂ કંઈ પણ બની શકયું નહીં અને ઓચિંતો કાળ આવી પહોંચ્યો કે મ્હારો તમામ વિચાર અકારત ગયો, માટે હે મનુષ્યો ! ધ્યાન પુર્વક આ હકીકતને ખાસ બીજાઓ પ્રતિ પણુ સમજાવશો કે જે કરવું હોય તે પરમાર્થ જલદિ કરી લેશો. ઘડીપળનો પણુ વાયદો કરસો નહીં.

## "કબીર સાહેબના બીજક ગ્રંથમાં શબ્દ (૧૮)"

" રામગુણુ ન્યારો ? ન્યારો ? ન્યારો ? "
અબુઝા લોગ કહૉલૌ બુઝે, બુઝનહાર વિચારો !!! (ટેક)

કેતે હિ રામચંદ્ર તપસી સે, જિન્હ યહ જગ વિટમાયા:
કેતે હિ કાન્હ ભયે મુરલીધર, તિન્હભી અંત ન પાયા. (રામ)
મચ્છ કચ્છ ઔ વ્રાહ સ્વરૂપી, વામન નામ ધરાયા;
કેતે હિ બૌદ્ધ ભયે નીઃકલંકી, તિન્હભી અંત ન પાયા. (રામ)
કેતે હિ સિધ સાધક સન્યાસી, જિન્હ વનવાસ વસાયા;
કેતે હિ મુનિજન ગોરખ કહિયે, તિન્હભી અંત ન પાયા. (રામ)
જાકી ગતિ બ્રહ્મ નહિં જાની, શિવ સનકાદિક હારે;
તાકે ગુણ નર કૈસેક પૈહો, કહહિં કબીર પુકારે. (રામ)

**(ભાવાર્થ)** ટુંકાનમાં અર્થ એ છે કે આખું જગત્ બ્રહ્મમય છે તેવો સિદ્ધાન્ત અનુમાન કરી માની રહ્યા છો તેની પારખ વગર સૌ કોઇ હારી ગયા કારણ કે અનુમાન એ તો જીવની કલ્પના. સ્વપ્નવત મિથ્યા ધોખાને વળગી રહ્યાથી જીવનું કલ્યાણ હોય નહિ, આખરે સૌ હારીને મોટા મોટા પણ પોતાની કલ્પના રૂપ અગ્નિમાં બળી મુવા. જેમ જેમ કલ્પના કરતા ગયા તેમ તેમ વધારે ખુવાર થયા. જ્યારે વસ્તુસ્થિતિની પારખ નથી તો મોટાઓના ભરોસે આખુ જગત્ કલ્પના વાણીમાં ભર્મીત થયું, જો કોઈ સત્ય હકીકત પરખાવે તો તેને ભાવે નહીં કારણ કે તેના અંદર જે જે કલ્પનાવાણીનું ઝેર મોટાઓના કહેલા બોલ છે. એ જગતમાં રહી ગયેલા તેને પબ્લીકમાં કથા વાર્તા સાંભળીને કોઇ ભક્તિ કરવા લાગ્યા, કોઈ જ્ઞાન કરવા લાગ્યા, કોઇ યોગ્યાભ્યાસ કરવા લાગ્યા. પરંતુ પોતાની પાસે સત્વર રહેલી વસ્તુની પારખ વગર સૌ કોઈ મનના ધોખામાં પડી ભર્મીત જ્ઞાનમાં આખર ચોરાસીમાં ગયા, કોઈ વિરલાજન સત્ય પારખનિષ્ટ સંતોને શરણે જઈ પારખસ્થિતિમાં પહોંચ્યા તે સહેજમાં સત્ય માર્ગે આવી તમામ ધોખામાંથી બચી–મહાન સુખસાગર રૂપી સત્ય વસ્તુ ચૈતન્ય પદ જે અસલ વસ્તુનું ભાન થવાથી પરમ પદ જે મુક્તપદે પહોંચ્યા. (યે અભિપ્રાય) વધારે હકીકત વાંચવા જરૂર હોય તેને કબીર સાહેબનું બીજક ગ્રંથ વાંચો–(૫૭૦ પાનાનું રોયલ આઠ પેજી ગ્લેઝ કાગળ ગુજરાતી ટીકા સાથે કીંમ્મત રૂ. ૩) ત્રણ પો. ખ. જુદું. મળવાનું ઠેકાણું—અમદાવાદ સાંકડી શેરી સત કબીર અમરધામ

આ સંસ્થામાં બીલકુલ પક્ષ નથી અને સત્ય સિદ્ધાન્ત આપી જીવોને સદ્દગતી માટે પુરતી કોશીશ કરી આપવામાં આવે છે.

**" સદ્દગુરૂ કબીર સાહેબનું વચન (આજ્ઞા) "**

ચલો હંસા ! ! સત્યલોક હમારે (૨) છોડો યહ સંસારા હો (૨)
યહ સંસારમેં કાલહિરાજા [૨) કર્મ કી જાળ પસારા હો (૨)

**(ભાવાર્થ)** હે સંતો ! ! ! (શ્રોતાઓ] હમારા સત્ય ઉપદેશમાં (સત્ય સિદ્ધાંત જે પારખ પ્રકાશ જ્ઞાન સ્વયં સ્વ સ્વરૂપમાં દાખલ થાઓ) અને માયાવિ ઉપદેશ તમો ગુરુવા લોકોની અંધશ્રદ્ધા રૂપ અજ્ઞાન હાલતરૂપ સંસારી જ્ઞાનને છોડી દ્યો—એ તો કાળ નિરંજનની માયાવિવાણીમાં તમોને વારમ્વાર જન્મમરણાદિ કષ્ટ આપનાર કાળ રાજા છે, તેમને તમોને કર્મની જાળ જે યોગાદિ ઉપાસના કર્મ તિર્થાદિ અનુમાન કલ્પના વાણીમાં બાંધી રાખ્યા છે, તે જાળને છોડી દ્યો તો તમો સદાને માટે મુક્ત જ છો.

સર્વ કોઈ પોતાના નિજ પદ જે આત્મજ્ઞાન (પારખજ્ઞાન) પ્રાપ્ત કરવા તાકીદે સત્સંગ આશ્રમમાં (કબીરાશ્રમમાં) પધારવા તસ્તી લઈ આ સંસ્થાની મુલાકાત લેશો—અમરધામ કબીર વાડી (સત્યસંગાશ્રમ) અમદાવાદ આસ્ટોડીઆ દરવાજા બહાર ગીતામંદિરથી નજીક નવા-પરાની બહુચરાજી પાસે—પોષ્ટ માર્ગે પત્રવ્યવહારથી પણ ખુલાસો મળશે.

**(સાખી)—મોટી માયા સૌ તજે. જીણી તજી ન જાય**
**સુરનર મુનિ પિર ઓલિયા, જીંણી સબકો ખાય.**

**( છેલ્લામાં છેલ્લા સમાચાર જીણી માયા વિષે )**

(નામ એ પણ મ્હારાપણાની નામની માનંદી તે પણ એક જીણી માયા છે.) આજ સુધીમાં જેણે તેવી માયાનું કારણ ગયું નથી તે તદ્દન બંધનમાં જ છે, કારણ કે—અનંતો બ્રહ્માણ્ડો કાળે કરીને તમામ નાશ થઈ જશે, તો—આપ એક ઔસ માત્ર જ આખા બ્રહ્માણ્ડોમાં એક કીડી સમાન જ છો તો પણ તમારી શું ગણતરી ? એવી પોતાના મનમાં તે પુર્ણ લાગણી ધરાવવા સદ્દગુરુ (પારખનિષ્ટ) સંતોને શરણે થાઓ, જેથી સદાય પોતે મુક્ત જ છો.

# સત્ય શબ્દાવલી પ્રારમ્ભ

( ચીંતવન )

( સત્ય કબીર સનાતન સ્વામી નમું નમું ગુરૂ અંતરજામી )

( પ્રાર્થના )

વારંમ્વાર કર જોરિકે, વિનય કરૂં અપાર;
સાધુ સંગ મોહિ દેવ નીત્ય, પરમગુરૂ દાતાર.
કૃપા સિંધ્ધુ સામ્રથગુરૂ, જ્ઞાન તણો ભંડાર;
સત્ય સાહેબ પારખ ગુરૂ, તુમ મોરિ કરો ઉદ્ધાર.

( સોરઠો )

વારંમ્વાર બલિ જાઉમેં, તનમન વારૂં ચરણુ પર;
સત્યગુરૂ સત્યકબીર, મહેર કરો ગુરૂ કૃપા સિંધ્ધુ.
ધન્ય સદ્દગુરૂ દેવ, કૃપા સિંધ્ધુ સામ્રથ ગુરૂ;
દિન આધિન યહ દાસ, તુમ સરણુ હમ આયકે.
ગુરૂ રાખો મોરી લાજ, દાસ પડયો તુમ ચરણુમેં;
મયાદાસ કરે અરજ, સુદ્ધ ચૈતન્ય ગુરૂ દયાલુહો.

( શબ્દ ટકસાર )

ચેત દિવાના ધન ચક્કર, સત્ય સમજલે ધન ચક્કર (ટેક)
કોઇ ખાવેગા પુરી લડુ, કોઇભી ખાવે ખિર સકર;
ગુરૂ પાવેગા પ્રેમ પકવાના, હમ ધિરજકો ધ્યાન ધરકર.
ચેત દિવાના૦

ગુરૂ હમારા સત્ય સંગે રહેતા, હમ રહેતા પદ્ધા પકર;
સત્યગુરૂ ચરણે જુક જુકકે, હુવા દિવાના જ્ઞાન જકર.
ચેત દિવાના૦

ઘન વરસે સો જ્ઞાન સદા સત્ય, લે સત્યસંગમેં–લે–પકર;
ચક્કર કહિયે ધ્યાન વૈરાગમે, સદા રહૈગા સોઈ ફકર.
ચેત દિવાના૦
અર્થ બતાયા ઘન ચક્કરકા, સંત ચરણમેં સીર ધરકર;
આજ્ઞા ગુરૂકિ વચન પ્રમાણિક, સતકબીર કો જ્ઞાન સિધકર.
ચેત દિવાના૦
ગુરૂ રહેતે હે સુધ્ધપારખમેં, હમભિ રહિયે તે ટકર;
કહે મયાદાસ ગુરૂ પ્રતાપે, સત્યપારખકો લે પકર.
ચેત દિવાના૦

(શબ્દ ટકસાર)

કોઇ પરખો હંસા ટકસારા, સો ઘટ રહે સત્ય ઉજીયારા. (ટેક)
નહિ ચઇયે તેરી દોલત દુનિયા, નહિ ચઇયે મંદિર માળા;
નહિ ચઇયે તેરી રાજ્ય સાયબી, હમતો ફક્કડ રહું ન્યારા. (કોઈ૦)
સત્યસંગ ગુરૂગમ પરખ પ્રકાસીક, સંતદર્શન સાહેબ પ્યારા;
સંત ગુરૂકિ ચરણસરણમેં, નહિં અંતર જહાં ઉજીયારા. (કોઈ૦)
ના ચહિયે સંસારી માયા, માન બડાઈકે યે જાળા;
સંતગુરૂકિ ચરણ સેવામેં, સદા રહેંગે ચિત મારા (કોઈ૦)
સત્યસાહેબ હે દયાકે સાગર, સત્યકબીર ગુરૂકૃપાલા;
કહે મયાદાસ સત્યગુરૂપ્રતાપે, રહું સદા સત્યસંગ દ્વારા. (કોઈ૦)

સબ્દ ટકસાર : રાગ—કાફી

કોઈ સત્ય ગુરૂનો ચેલોરે, જે સત્ય વસ્તુ પરખી લિધી;
ગુરૂજ્ઞાને ચિત દિધારે, સત્ય સંગ પ્યાલી પ્રેમે પીધી. (ટેક)
બાવન અક્ષરથી ચાલતાં, આગે કર્યો પસાર;
તિન ગુણને અલગા કરિ, સોધ્યા અગમ અપાર;
મન માયાતિત આગેરે, સમાધિ તેને સત્ય સિદ્ધિ (કોઇ૦)

માયાતિત મન ઉપર કહિયે, નિરંજન બ્રહ્મથી પાર;
ત્યાંથી આગે ચાલતાં, પરખ્યા સિરજનહાર.
સત્યે ગુરૂગમથીરે, પરખ સાચા સંતે કીધી (કોઈ૦)
અપરંપારપર સત્ય પુરૂષહે સુદ્ધ ચૈતન્ય નિરાધાર;
ભર્મ કલ્પના ધોખ સબ, તજકે લિયો તતસાર.
અનુમાનની જડ કાપીરે, વાસના બિજ બાળીદિધી (કોઇ૦)
સત્યસાહેબ ગુરૂ પ્રતાપે, પાયા વસ્તુ અમુલ્ય;
નિશ્ચય કરિ પરખી લિધા, રહિ નહિ કંઇ ભુલ્ય.
સૌ સંતોને બંદગીરે, મયા પાયા સત્ય સિદ્ધિ (કોઈ૦)

(સત્ય સમાધિ કહીયે સુદ્ધ ચૈતનકે નિરંતર ધ્યાન)

(બાવન અક્ષરકે વૃત્તાન્ત)

(મુલાધાર ચક્રસે (૪) અક્ષર) (સ્વાધીષ્ટાન ચક્રસે (૬) અક્ષર) (મણીપુર ચક્રસે (૧૦) અક્ષર) (અનહદ ચક્રસે (૧૨) (વિસુદ્ધ ચક્રસે (૧૬) અક્ષર) (અગ્ની ચક્રસે (૨) અક્ષર) (૨) અક્ષર બ્રહ્માણ્ડ શ્વાસસ્થીર કરકે (રં–રં) યે દો અક્ષર ભક્તોને સીદ્ધ કિયા, વહી વિષ્ણુકે જાપ ઔર બીજ મંત્ર માને હે, ઐસા બાવન અક્ષરકો દેહમેં ઠહરાયા, તાસે આગે ચૈતન્ય અક્ષરા તીત કહીયે, અક્ષરકો બનાને વાલે પરખને વાલે જીવચૈતન્ય હૈ.

(શબ્દ ટકસાર : રાગ—કાફી)

ગુરૂ તેને કહીયેરે, હોય જેની પારખ નિતિ;
પરમ પદ પાવોરે, કરો સત્ય સંગે પ્રીતી (ટેક)
હરદમ ધ્યાન ગુરૂસે ધારે, પક્ષ તજીને કરે વાત;
અંતર બહાર બડાઇ તજી જેને, ગુરૂમાન્ય સાક્ષાત;
કલ્પનાને ટાળે રે, તજી મિથ્યા અરિતી ગુરૂ૦

ગુરૂપદ કહિયે જ્ઞાન અતિસે, સત્ય ઉપદેસી જાણુ;
ભર્મ જીવોના ટાળે અનેકો, સરખા માન અપમાન;
સોધી એવા ગુરૂરે, કરો સદા સત્ય સંગતી ગુરૂ૦
જાન જમાકો મારગ પર્ખાવે, લહે નહિ અનુમાન:
આંઈ સંધી કલ્પના મીટાવે, પ્રતક્ષ્ય દેવે પ્રમાણુ;
મયાદાસ ગુરૂગમથીરે, પાયા સ્વયં સદ્ગતિ ગુરૂ૦

(શબ્દ ટકસાર)

હમ સત્યનામકે વેપારી, હમ સત્યજ્ઞાનકે વેપારી (ટેક)
કાહુને લાદે કાંસા પીતર, કાહુને લાદે ખારી:
સંતન લાદે નામ સાહેબકે, વિખ લાદે સંસારી હમ૦
કોઇ જગાતિ રોક સકે નહી, પટા ચઢયો દરબારી;
ગુરૂભજન ધ્યાન હરદમ ધરતે, સંતન પર ઉપકારી હમ૦
નામ સાહેબકે સચ્ચા સાધુ, યે પેઢી હમ ભારિ;
ધર્મ દાસ સત્યગુરૂપ્રતાપે, સંત ચરણે ચિત ધારિ હમ૦

(શબ્દ ટકસાર)

ભજન કરરિ ચાંમકેરિ, પુતળિ ભજન કરરિ
ચામકિ પુતળિને ચાવે પાન, પહેરત કપડાંને કરત ગુમાન (ટેક)
ચામકેરા બછવાને ચામ કેરિ ગાય, ચામહિ ચામ
દુહવનકો જાય ભજન૦
ચામકેરા ઘોડાને ચામકિ લગામ, ચામકેરા ચાબુક
ચઢવાને વાલા ચામ ભજન૦
ચામકેરા નગારાને ચામકેરા ઉંટ, ચામકેરી ખોલડિને
વાગે ચારે ખુંટ ભજન૦
ચામકેરા રાજાને ચામકે વજીર, ચામકિ યેહ દુનીયા
કહેત કબીર ભજન૦

(શબ્દ ટકસાર)

જ્યાં ઘર સંત પધારે ભાયગ બડે, કરી સુમ્રણ ભવસાગર
તારે ભાયગ બડે (ટેક)

આવે સંતકો આદર દિજે, ચરણ પખારી ચરણામૃત પિજે ૧
ઓહિ સંતહે પર ઉપકારી, સરણે આવે વાકો લેવત ઉગારી ૨
સાહેબકે ઘર સંત કે માંહિં, સંત સાહેબ કછુ અંતર નાંહિ ૩
કહે કબીર સંત ભલેરે પધારે, જન્મ મરણકે કષ્ટ નિવારે ૪

(શબ્દ ટકસાર)

મનુષ્ય તારો સાચો સાહેબ પરખી લેને
તારો ભર્મ ધોખોતજી દેને (ટેક)

માયા પુરૂષકો કર્તા ઠહરાયા સબજગ તાકો ધાયા;
કર્મકી વશમેં માયા પુરૂષ હે દસ ચૌવીસને જો
ગાયા મનુષ્ય૦

બેક બ્રહ્મને દુતિયા નાસ્તી, ઐસા કહિ ભર્માયા;
બ્રહ્મતો કછુ વસ્તુ નહિ હે, મિથ્યાકો બ્રહ્મ
ઠહરાયા મનુષ્ય૦

યહ જગતમે ગુરૂવા અનેકો, પાખંડ પંથ ચલાયા;
બનુમાન કર્તા કલ્પિ કલ્પિને, મિથ્યા બાનિમેં
ભર્માયા મનુષ્ય૦

સાહેબ કબીર ગુરૂ સ્વયં પ્રકાસિ, સુધ્ધ ચૈતન્ય રહાયા;
કહે મયાદાસ સત્ય ગુરૂ પ્રતાપે, આવાગમન
નસાયા મનુષ્ય૦

(શબ્દ ટકસાર)

સોય તારો સાચો કસબ સાંધી લેને, તારા કપટમેં કાતરદેને (ટેક)

ગજ ગુરૂની ગતિ બતાવે, સુરતા સોય મન દોરો;

ધ્યાન ધાગો તમે પ્રેમે પરોવોતો, સત્યનિ ઓકડિયો કોરો સોય૦
અક્કલ અંગુઠિ જ્ઞાનનો સાંચો, કંઠીનો કોલ તે કાચો;
તન સુરતમાં સાહેબ પરખાવે, તે સત્ય ગુરૂ હોય સાચો સોય૦
અપના મનને અંતરથી વેતરો, સુરતા સોય મન ભાવે;
યહ પુરૂષ સુદ્ધ ચૈતન્ય ગુરૂ હે, સત્યની સિદ્ધિ બતાવે સોય૦
દેહ મંદિરમે સત્યગુરૂ ચિન્હો, પાખંડ પુજાવે તે પાજી;
અપના સ્વરૂપ પરખ્યા નહિ તો, ભુલ્યા પંડિતને કાજી સોય૦
જ્ઞાનનિ કોથરીયોને ભાવ ભુંગળ્યો, પ્રિતથી સત્યગુરૂ પાયા;
કહે મયાદાસ સત્યગુરૂ પ્રતાપે, આવાગમન નસાયા સોય૦

(પ્રભાત)

જાગને જીવ તુ અચેત સુ થઇ રહ્યો,
જોને વિચારીને મુળ તારૂ,
આંખ ઉઘાડને જગત અસાર છે,
મિથ્યા માની રહ્યો મારૂ તારૂ. (ટેક)
સ્વપ્ન વસ સોઇ રહ્યો, ભાન ભુલી ગયો;
બાજીગરે બાજીમાં ક્યાંથી સારૂ જાગને૦
પુત્ર પરિવાર ધંન જાણોસકલ ફંન;
સ્વપ્ન સમ જાણજો મન લારૂ જાગને૦
જ્ઞાનપારખ કરો અજ્ઞાનને પરિહરો;
લક્ષ ચૌરાસિ ટળે કષ્ટ તારૂ જાગને૦
ચેત ચેત ચેત જીવ, કહાં ખોજે કૃષ્ણ શિવ
સત્યગુરૂ સરણમેં મોક્ષ તારૂં જાગને૦
સમજને મયાદાસ સત્યગુરૂ ચરણે વાસ;
હરદમે ધ્યાન ગુરૂ સત્ય ધારૂં જાગને૦

(પ્રભાત)

ભર્મ અનુમાનમેં, અચેત જીવ ડુબીયા,
વારકે પાર. કોઇના પાવે
સુરનર મુનિજન ભામ ભુલી ગયા,
કાળ જપાટમાં સર્વ જાવે (ટેક)
યોગ જટા ધરે ભેખ સાધન કરે,
વિના પારખ સૌ જીવો ભુલાવે;
કામ ઔ. ક્રોધથી મુકત જે ના થયા,
સાધ્ય વસ્તુ તે કહાં હાથ આવે (ભર્મ૦)
બ્રાહ્મણ કહાયકે બ્રહ્મ ચીન્યો નહી,
કર્મકી જાળે સોને ફસાવે;
રાજા ઔ રંકને કર્મથી વશ કરે,
મદારી મર્કટ જેમ નચાવે (ભર્મ૦)
ભક્ત ભક્તિ કરે ચીત વિષયે ધરે,
લાંબા સુર કરી સબ્દ ગાવે;
જુઠ ઔ સાચકી પરખપાયા નહિ,
ભક્તિ પદાર્થ કહાં સત્ય પાવે (ભર્મ૦)
ખાનિ બાનિ જાળમેં સત્ય ચીન્હે નહી,
હોય પારખતે દર્શન પાવે;
કહે મયાદાસ નિજ સ્વરૂપ દર્સે સહિ,
સતગુરૂ સરણે જો જીવ આવે (ભર્મ૦)

(પ્રભાત)

સંત પુરૂષતો તેને કહિયે, સંશય લણો અંત આણેરે;
પરદુઃખે ઉપકાર કરે પણ, દિલ અભિમાન નહિ આણેરે (ટેક)

આલસ તજી ઉપદેશ નીત્ય કરતાં, પરખાવે વસ્તુ પ્રમાણેરે;
ભર્મ સંકા જીવતણિ તે મિટાવે, ગુરૂગમ જ્ઞાન સત્ય જાણેરે સંત૦
માન અપમાન જેને એક સરખા, સુદ્ધ ચૈતન્ય પ્રમાણેરે;
સંત રહેણીમાં નિસદિન રહેતા, સદબુદ્ધિસંત સત્યજ્ઞાનેરે સંત૦
ગર્વ ગુમાને તે નહિ ફરતા, રહેતા સંત સત્ય બાનેરે;
પરવૃત્તિનો ત્યાગ કરિને, નિરવૃત્તિસે ચિત આણેરે સંત૦
કહે મયાદાસ સતગુરૂ પ્રતાપે, શુદ્ધ પારખ હૃદે જાણેરે;
તેવા સંતોને મારિ હરદમ બંદગિ, નિસદિન તેના ગુંણગાનેરે સંત૦

( ચાબખો )

આંધળી દળે લોટ કુતરાં ખાંય, એંમ તારિ ભક્તિ અવગુંણે જાય;
તારિભક્તિ અવગુંણે જાય, જીવ તારો મનુષ્ય દેહ વહિજાય (ટેક)
કાંસિ વગાડે કોમળ હૃદય નહી, દયા નહિ ઉર માંય;
મરદંગ વગાડે મોહ મોહનીના, ભોગે ભમળ લપટાય આંધળી૦
કિર્તાર વાગે ગુરૂસે તાર નહિ, ચિત ચૌદિશ ભટકાય;
તાર વગાડે પણ બેતાલ ચાલે, માયામેં મન ભરમાય આંધળી૦
મંજીરા વગાડે માંન ગુમાનમેં, કુડ કપટને ચાહ્ય;
નરઘાં વગાડે પણ મન ભમીંત હે, આસામેંગયો લુંટાય આંધળી૦
તારી પાડે પણ હૃદયમેં પડપંચ, સાહેબ કેમ પરખાય;
મુખે બોલે તેવું મન સ્થિર નહી હે, લંપટ લાલચેલપટાય આંધળી૦
સાચું કહેતા વઢવું સુઝત હે, ધોખેમેં ગયે જહડાય;
કહે મયાદાસ સંતગુરૂ સેવોતો, આવાગમન મટિ જાય આંધળી૦
(આંધળી કહીયે વાસના) (કુતરા કહીયે કામક્રોધ મોહ લોભ મદ)

( ચાબખો )

પ્રાણીયા ભજીલેને સતનામ, તારૂ સુધરે સબ વિધીકામ ( ટેક )

જગ્ત જાળમે ઘેરાઈ રહ્યો, મારૂ મારૂ માનીને ધામ;
અંત કાળે તજી જાવું તારે, કુટુંબ પરિવાર દામ પ્રાણીયા૦
ગાફીલ થઈ માયા વશ તુતો, ભુલિ ગયો નિજ ભામ;
કામ નહિ આવે કામિની તારે, અંતે તજવું છે તમામ પ્રાણીયા૦
સામ્રથ ગુરૂ સંતોને સેવો, પર્ખં પ્રકાસી સુખધામ;
પુત્ર કામિની મોહ તજીને, સુમર શ્રી ગુરૂનામ પ્રાણીયા૦
કહે મયાદાસ ગુરૂપ્રતાપે, દાસાનુદાસ મુજ નામ;
સાચા ગુરૂના સરણે જાતાં, પાવે મોક્ષ સત્યધામ પ્રાણીયા૦

(માસ–નીસો–વીષય–તાકે નીસેધ) (શબ્દ રાગ કેલઇયો)

વ્યસનીયેતો ડાટજ વાળ્યોને, નીશામેં ઘાલ્યાં ઘર;
મુકી મરજાદને ચાલે રખડતા, નીસામે રહે તર તર;
તજો વ્યસન નાના ને મોટારે, (વ્યસન સર્વ જાણો ખોટારે)
મેંલાંતો વળી લુઘડાં થાયને, નાકજ કાળુ મેંસ;
ભીંતે તો ચીતરામણ જાણે, જુવો છીંકણીયોનો વેસ;
નાકતો થયાં નીતરતાંરે, (વ્યસન સર્વ જાણો ખોટાંરે);
ગાંજો પીયે જાણે ઘેંલો થયોને બોલ્યાનું ન રહે ભાન;
મોજ મલી જાણે પીવત ગાંજો, બન્યા અકલના વેચાણ;
નીસદીન કષ્ટ એ મોટાંરે, (વ્યસન સર્વ જાણો ખોટારે)
દારૂ પીવેતે થાય દીવાના, ગુમાવે પૈસાને સાન;
કાદવ કીચડમે ફરે અથડાતા, ના રહે શરીરે ભાન;
પાગલ થઈ ધુળમેં લોટાંરે, (વ્યસન સર્વ જાણો ખોટારે;
માંસ ખાયતે રાક્ષસ જાણો, પશુ જાતીના સમાન;
મનુષ્ય કર્તવ્ય ગુમાવી બેઠો, શીયાળ સ્વાનતે જાણ;
ખાવેતે ચોરાસી ગોથાંરે, (વ્યસન સર્વ જાણો ખોટાંરે)

અફીમ ખાનારા અમલી ઝાઝા, બોલે અવળતવ બોલ;
અમલ કરે તબ રાતા માતા, અજ્ઞાનના ઝકઝોલ;
ઘરમાં પારે પૈસાંનો ટોટોરે,(વ્યસન સર્વ જાણો ખોટાંરે)
પરનારીસો પ્રીત કરે તે, પ્રતક્ષ્ય પાપી ચંડાળ;
જીવતે નર્ક પડે નર, એતો મુવે ખર અવતાર;
સમજકે છોડો અનીતીરે, (માથે કાળચક્રની ભીતીરે)
ચાહ પીવે જાણે હાથ સકોરાં હોટલમેં દોડા દોડ;
ઊંચ નિચ વર્ણ સાથે બેસે, જમતાંએ જોડા જોડ;
ગયા અજ્ઞાનમેં હાર્યારે, (હિંદુના ધર્મને ટાળ્યારે)
હૉટલ વધ્યાને ડૉકટર વધ્યા, વધ્યા વેશ્યાને વૈદ;
જ્યાંરે જુવો ત્યાં ટોળે ટોળાં, કોણ હિંદુ કોન સૈદ;
પીઠાંને હૉટલમે રખડતારે, (વ્યસન સર્વ જાણો ખોટાંરે)
મયાદાસ કહે ખોટાં છે વ્યસન, તજો રંક રાયને શેઠ;
મનુષ્ય જન્મનો કરલે સુધારો, છોડો મન માયાની વેઠ;
ફોગટ મતી કહાડો દોટોરે, (વ્યસન સર્વ જાણો ખોટાંરે)

(શબ્દ ટકસાર)

જીવ મુકીદેને તારી મમતાની જાળ;
મમતાની જાળ જગત આળ પંપાળ (ટેક)
અજ્ઞાને અથડાયો ઝાઝો, કુટુંબ અને પરિવાર,
સંતસેવાતેં કછુ ના કિધિ, ગયો વૃથા અવતાર જીવ૦
ભટક ભટકકે આવ્યો ભવસે, જાકિ વારન પાર;
મોહ્યો મનમાયાનિ મમતા, ફોકટ શિરપર ભાર જીવ૦
નિંદ્રામાંથી જાગૃત થઈને, સંતસરણાગત ધાર;
મરણજન્મનો ભય મટવાને, પારખપદ વિચાર જીવ૦

કહે મયાદાસ સત્યગુરુ પ્રતાપે, એ સીખ હૃદયધાર;
ગુરૂગમ કુંચી જ્ઞાન વૈરાગે, સંત સેવા વિચાર જીવ૦

( બંદગીના ચોર વિષે રાગ ધોળ )

બંદગીના ચોર જીવ બંદગીના ચોર;
જોને વિચાર જીવ બંદગીના ચોર;
બંદગી ના કરે જીવ જાય ઘરબોર જોને૦
અંતર અભિમાન તેને ભર્યો અતિસે;
માયામેં ફરતો જીવ ચગડોર જોને૦
બંદગી કરતાં તેને શરમ ઘણી આવતી;
મુષ્તક નમાવતાં આવે છે જોર જોને૦
વરણાગીમાં નર વાંકો હિંડે છે;
સંત સેવામાં બન્યો છે કઠોર જોને૦
પડદાની પદમણી સંતથી લજાતી;
ફરતી સ્વાન થઈ ઘરઘર ઓર જોને૦
બંદગી ના કરે નર પશુ સમજજો;
ફરતો ચૌરાસી તે ચગડોર જોને૦
હમણાં લોભાયો ઘર ધંધાની લાગણી;
અંતે તજી જાવું આઠે પહોર જોને૦
સંત હેવા વિના સિદ્ધિ નથી જીવની;
આડો દોડે સીદ ગાફીલ ચોર જોને૦
કહીયે છે પણ કોણ સમજે છે;
પત્થર ઉપર જેમ પાણી ઢોર જોને૦
કહે મયાદાસ સત્ય બંદગી કરી લે;
સત્યગુરુ પરખોને બંધી છોર જોને૦

( બાર માસિ ગરબો )

સાંભળ સઈયર વાત સાચુ કહું છુ રે;
મારા સતગુરૂ શરણની માંહિં, હરદમ રહુ છુંરે (ટેક)
કારતક કૃપાળુ નાથ સતગુરુ સ્વામીરે;
સત્યસાહેબ સત્યકબીર, મહાપદ પામીરે સાંભળ૦
માગસરે માન ગુમાન, તજીને ચાલુરે;
વળી કામ ક્રોધ ને મોહ, દીલ નહિં ધારુંરે સાંભળ૦
પોષે પુરણ પ્રેમ, આનંદમાં રહીયેરે;
પણ દુઃખસુખ શરીરના ધર્મ, સઘળું સહિયેરે સાંભળ૦
માહે મનના મોહ, દીલના ધરીયેરે;
જ્યાં હોય સત્યગુરૂ સંત, ત્યાં જઈ રહીયેરે સાંભળ૦
ફાગણ ફેરા બહુ, ફરી ફરી આવ્યોરે;
વળી લખ ચૌરાસી માર, તેથી બચાયોરે સાંભળ૦
ચૈતર ચૈતન્ય સુદ્ધ ગુરૂના શરણેરે;
જાય કષ્ઠ ઘણેરૂ આજ, જન્મને મરણેરે સાંભળ૦
વૈસાખે વન વાટ, અજ્ઞાનની કાપીરે,
જગાયો ઝડપી જીવ સુરતા જાગીરે સાંભળ૦
જેઠે જગતની જાળ, દીઠી જુઠીરે;
મન માયા કપટ અજ્ઞાન. સઘળી છુટીરે સાંભળ૦
અસાડે અમૃત રસ, સતસંગ પીધોરે;
થઈ રહીશું ચકનાચુર, મારગ સત્ય સીખ્યોરે સાંભળ૦
શ્રાવણ સુરતા નીત્ય, રહું સત્ય પરખીરે;
લાગી લગ્ન ગુરૂની સંગ હરદમ હરખીરે સાંભળ૦
ભાદરવાની ભુલ, ભર્મની ટાળીરે;
વળી અનુમાનની ભુલ, છુટીને ચાલીરે સાંભળ૦

આસો આનંદની આજ, સદા દીવાળીરે;
સત્યગુરુગમ જ્ઞાનની માંહી, સદા સુખકારીરે સાંભળ૦
બાર માસીનો ગરબો, સીખે ગુંણુ ગાવેરે;
મયાદાસ ગુરૂને ચરણુ, શીશ નમાવેરે સાંભળ૦

( ગરબો રાગ પુનમ ચાંદણી )

બ્હેનો સત્યગુરૂનું સુમર્ણું નીસદીન કીજીયેરે;
તેથી પામીયે પુરણુ પદનું ધામ;
બ્હેનો સત્ય વ્રતથી સંતગુરુને સેવીયેરે (ટેક)

( સાખી )

સત્ય વ્રતે સુખ ઉપજે, ઓર સૌ વ્રથા જાણુ;
કામ લોભ મદ્ દુર કરો, તજો મોહમાયા અભિમાન

---

બ્હેનો સંતગુરૂનું જ્ઞાન વિચારજયોરે;
તેથી થાય આપને સત્ય ચૈતનનું ભાન બ્હેનો૦

( સાખી )

સંસાર માયા જાળ છે, ગુરૂ છોડાવનહાર;
બંન્ધન છોડાવે જીવના, સાચા સતગુરૂધાર;
બ્હેનો સંત સેવાથી તરવું ભવપારનેરે;
સાચા સતગુરૂ ખેવનહાર બ્હેનો૦

( સાખી )

કુથલી કદી કરીયે નહી, નીંદયા કરવી નાશ;
સાચા ગુરૂને સેવીએ, જુઠ નહી વસીયે પાસ;
બ્હેનો સાચા સંતતો પ્રગટ સાહેબ માનીયેરે,
રહીયે સદાય સંતગુરૂના દાસ બ્હેનો૦

(સાખી)

હંશદશા લઇ ચાલવું, તજવા કપટ કલેશ;
ક્રોધ કદી કરવો નહી, રહીયે સત્ય હમેશ;
બ્હેનો સદાય સત્ય રહેણી ચાલવુંરે,
ન કરીયે કોઈ જીવો પર દ્વેસ બ્હેનો૦

(સાખી)

રામકૃષ્ણ શિવ વીષ્નુ, સબહીને ગુરૂ કીન;
બ્રહ્મા નિરંજન દેવતા, સૌ ગુરૂ આગે આધિન;
બ્હેનો ગુરૂ સેવાથી સૌ તીર્થ સત્યજાણજયોરે,
ગુરૂવિનાતો નાપાવે સુખ ચેન. બ્હેનો૦

(સાખી)

સદ્ગુરૂ સંત પ્રતાપથી, ગાવે સંત મતીધીર;
હંસા જપો ગુરૂદેવને, સાહેબ સત્ય કબીર;
બ્હેનો ગાવો ગરબો પ્રેમ થકી સત્ય સંગમાંરે;
કહે મયાદાસ રાખી સતમત ધીર બ્હેનો૦

(ગરબો : રાગ—પુનમચાંદણી)

સખીઓ શત્રુને છેદોતો મોક્ષ પામીયેરે;
શત્રુ કોણ કોણ તે સાંભળ મારી બ્હેન;
સાચા સંતગુરૂના જ્ઞાને મોક્ષ પામીયેરે. (ટેક)

(સાખી)

પ્રથમ શત્રુ મોહને, છેદો અંતર બહાર;
ટુક ટુક કરી હઠાવજો, તબ પામો સુખસાર,

---

વલતી અનુરાગ થી સત્ય ધર્મને આદરોરે;
સત્ય વૈરાગ્યને ઉર અંતરે ધાર સખીયો૦

(સાખી)

બીજો શત્રુ ક્રોધ તે કરથી કરો ચકચુર;
મન માયાની ફાંજમેં જબરા યોધો શુર;

---

મારી ચુર ચુરકે કકડા કરી નાખીયેરે;
સુખે ભજીયેરે સાહેબ હાલ હજુર સખીયો૦

(સાખી)

ત્રીજો શત્રુ કામ હે વીષય તણો સરદાર;
સ્વપ્ને પણ ધારો નહી, દીલમેં નહી લગાર;
બ્હેનો સંતસેવાથી સત્ય હમેશાં પાળજ્યોરે;
એવી સત્ય ચાલથી રહો સદા હુંશીયાર સખીયો૦

(સાખી)

ચોથો શત્રુ લોભ જે દીન દીન કરે અકાજ;
વશ કરો યેહ લોભને, એંશો સત્યગુરુ ઝાજ;
સખીયો સત્યકાર્યને, નીસ દીને આદરોરે;
કરીયે દર્શન જ્યાં હોય સંત સમાજ સખીયો૦

(સાખી)

પાંચમો શત્રુ મદ ગર્વહે તેને કરવો ઠાર;
જેથી રાવણ કુળ છેદીયું કૌરવ હુવા ખુવાર;

---

એવા પાંચ શત્રુને જીતી પાર પામવું રે;
સંત મયાદાસની શિખામણ ઉર ધાર સખીયો૦

---

(ગરબો રઘુપતિરામ રૂદેમાં રહેજોરે એ રાગ)

સાણી સતી બ્હેન ગુણ ગઇયેરે, સંત સેવા થકી સુખી
થઇએ સાણી (ટેક)

નીત્ય નામ ગુરુનું લઇએરે, સત્ય નામ મુખે ઉચ્ચરીયેરે
આપણુ જ્ઞાન ગંગા નીત્ય નઇયે સાણી૦
રુડો મનુષ્ય જનમ આ મલીયોરે;ભાગ્યહોય સત્યપથે ભળીયોરે,
તેતો તરસે ભવસાગર હરિયે (સાણી૦)
માયા બાની પરખીને તજીયેરે, સત્યગુરુ સાહેબને ભજીયેરે
જ્ઞાન વૈરાગ શણગાર સજીએ (સાણી૦)
ભર્મપાખંડ પુંજા નાકરીયેરે, જડ અનુમાન સૌ પરહરિયેરે
ચૈતન્ય સેવા કરી શુધ્ધ થઇએ (સાણી૦)
ભર્મિત બોધ શ્રવણ–ન–ધરીયેરે, ઠગગુરુવાનો સંગ પરિહરીયે
શુદ્ધ જ્ઞાનમેં મન નીત્ય દઇએ (સાણી૦)
મોક્ષ જાણો પારખ ગુંણે ઠરીયેરે, સદા સતસંગમે ચીત ધરીયેરે
સત્ય નિર્ણય વચન ઉચ્ચરીયે (સાણી૦)
સત્ય પારખ ગુરુને સુમરીયેરે, શાધગુરુની સેવા મનધરીયેરે
મયાદાસ પારખમેં સમઇએ (સાણી)

(રાગ ધોળ)

ગતી તારી કેમ થાસેરે, સત્ય પરખે વીના;
ચૌરાશિમાં ગોથાં ખાસેરે, ગુરૂગમ વિના;
ભવમાં ભટકી જાસેરે, સતગુરૂ વિના (ટેક)
જન્મ મરણ દુઃખી થાસ્યો, ગુરૂ વિના કયાં જાસ્યો;
ભુલવણીનો પંથ લીનારે સમજણ વિના૦
પત્થર જેવા નહિ થાસ્યો, પારખ ગુરૂ સરણે જાસ્યો;
સિદ્દ થાવો કર્મ હીંણારે સમજણ વિના૦
માન બડાઇ જે કરતા, જઇ ભર્મ કુવે પડતા;
અનુમાને ચીત દિનારે સમજણ વિના૦

પારખ પદ છોડી દીધો, પત્થર ભ્રમ ગ્રહી દીધો;
સત્ય સાહેબ નહિં ચિન્યારે સમજણુ વિના૦
પારખ ગુરુ પરહરિ, ઠગ ગુરૂવાસે નેહ કરી
વાંઝ ગાય દોવા લેનારે સમજણુ વિના૦
ખાની પરખી ના જાણી, ગયો જીવ ચોરાસી ખાની
પારખગુરૂ નહિં ચિન્યારે સમજણુ વિના૦
ભૂલ્યમાં ભુલાવે જીવ, બતાવે પત્થરમે શિવ
આંખે પાટા બાંધી દીનારે સમજણુ વિના૦
નાચે કુદે તોરે તાન, એતો ઠગ ગુરૂવાજાણુ
તાલરાગે ચિત્ત દીનારે સમજણુ વિના૦
તજી દે તીરથ આશા, તેરે ઘટમેં દેવ નીવાસા
ભટકી મુવો કર્મ હિણારે સમજણુ વિના૦
હવેજીવ ઉઘાડય નેણુ, માન્ય સાચા ગુરૂ કેણુ
પખેને ગુમાઇ દીનારે સમજણુ વિના૦
મયાદાસ ખોવાઈ ગયો ગુરૂ સરણે જયારે થયો
ભુલે જન્મ વૃથા કિનારે સમજણુ વિના૦
નામ મયો ખોવાઈ ગયો, શુદ્ધ ચૈતન્ય સત્ય રહ્યો
આવા પહેલા નહોતા જીંણારે સમજણુ વિના૦

( સત્સંગ વૈમાન )

સત્સંગ વૈમાન આવ્યું, ભક્તોને મન ભાવ્યું,
મારા હરીજન આવો વૈમાને બેસવા. (ટેક)
અણુધાર્યું એ આવ્યું, મોક્ષ સંદેશો લાવ્યું. મારા૦ ૧
તમે આવો વહેલા વહેલા, જઇ બેસો સૌના પહેલા. મારા૦ ૨
પુન્યવાળા પહેલાં ચઢશે, પાપી નર પાછા પડશે. મારા૦ ૩
આવી બેસો નર ને નારી, આ વૈમાનની બલીહારી. મારા૦ ૪
સત્સંગ સૌને તારે, નહિ કોઇને પાછા વાળે. મારા૦ ૫

ઝટ તૈયાર થઈને આવો, કોઇ રોકે તો ના રોકાવો. મારા૦ ૬
આવ્યું સૌને લેવા, ના રહેશો કોઇને કહેવા મારાં૦ ૭
ચાલ્યું એ સૂર સપાટે, કાયરની છાતી ફાટે. મારા. મારા૦ ૮
એ જાય એ જાય કેવું, જેમ શીતળ ચંદ્ર જેવું, મારા.૦ ૯
ફરતું લાડે કોડે, જમરાજા હાથ જોડે. મારા૦ ૧૦
પેટમાં પાણી ન હાલે, જઇ અમરાપુરમાં મ્હાલે. મારા૦ ૧૧
ગુરૂ કબીર કહી સમજાવે, માણેકદાસને મન ભાવે. મારા૦ ૧૨

## ( સતસંગ વૈમાન આવ્યું એ. રાગ )

આવ્યું સતનું સાચું જહાજે, આવી બેસો સરવે આજે;
મારા વીરા આ પાર જવાનું જહાજ છે. (ટેક)
નામ નાવ બહુ સારૂં, સર્વને તારનારૂં. મા૦
ઢોલ વગાડી કહીએ, રહેણીમાં સાચા રહીએ. મા૦ ૨
વૈરાગ વનમાં ફરતા, તે કદી ન કાલથી ડરતા મા૦ ૩
નાનાં મોટાં તેડી લાવો, સત્સંગ ગંગામાં નહાવો. મા૦ ૪
તમે વાર કોઈ ના કરશો, નહિ તો અધવચ પડયા રહેશો. મા૦ ૫
તમે એકલા કેમ આવ્યા, ઘરવાળાંને તેડી ન લાવ્યા. મા૦ ૬
જેને ભાવ ભક્તિ બહુ ભાવે, તે મંગળ ગાતા જાવે. મા૦ ૭
જે ધીરજ ધર્મના બળીયા, તે દોટો કાઢતા ચઢીયા, મા૦ ૮
જે નીરવિકારી થાશે, તે ઉડતે વૈમાન જાશે. મા૦ ૯
જે હું મારૂં મન રોકે, તેને કદી ન કાલ રોકે. મા૦ ૧૦
માણેકદાસ થાઓ વહેલા ગુરુ કબીર ચરણે ઘેલા. મા૦ ૧૧

## ( ભક્તિ એજ મુક્તિ છે )

જાઓ જાઓ ભક્તિ હીણા રે, તમ સાથ કોણ બોલે:
તમ સાથ કોણ બોલે, તમ સાથ કોણ બોલે. (ટેક૦)
તમે પરની નીંદા કરો છો, પાપેથી પેટ ભરો છો;
તમે આપહી નરક પડો છો રે. તમ સાથ કોણ બોલે. જાઓ૦
મુરખો જન્મ્યો છે વેઠે, પડયો પત્થર જનુની પેટે
સાહેબ તારાથી છેટે રે, તમ સાથ કોણ બોલે. જાઓ૦

તમે રામ ભજો છો પ્યારા, અંતર ઇર્ષાના લાળા;
તમે જમપુરી જાનારા રે. તમ સાથ કોણ બોલે. જાઓ૦
થાય ભજન તહાં નહિ આવો, ગપ્પાંમાં રાત ગુમાવો;
છો મનુષ્ય ને પશુ થાઓ રે. તમ સાથ કોણ બોલે. જાઓ૦
લાલ પાલ થઇ ને ફરો છો, ગરીબોપે છરી ધરો છો;
તમે પોતાનાં ઉદર ભરો છો રે, તમ સાથ કોણ બોલે. જાઓ૦
ગુરૂ કબીર કહી સમજાવે, હોય મનુષ્ય તો બોધ આવે;
માણેકદાસને મન ભાવે રે, તમ સાથ કોણ બોલે. જાઓ૦

## ( સમાગમ કરવા વીષે )

પખી આવો સમાગમ કરીએ, હાંરે આપણે જીવતાંભવસિંધુતરીએરે. ટેક.
પતિવૃત્તા ધર્મ પાળો મારી બ્હેનો, હાંરે કુડાં કરમ દેખીને ડરીએ રે ૧
બ્રહ્મચારી વૈરાગ્ય ધારો મારા વીરા હાંરે પરનારી માબ્હેન ગણીએ રે ૨
ઉગતા પાપના બીજને બાળીયે, હાંરે પૂણ્યના મારગે વળીએ રે ૩
પોતાના અવગુણ પોતે ગણીએ, હાંરે પરના હૃદય નવ ધરીએ રે. ૪
પા'લાંના વગે જુઠી સાક્ષી ન પુરીએ, હાંરે સાહેબના તેજમાં ભળીયે રે. ૫
મુકુંદ કબીર કહે દુનીઆને કાળો, હાંરે માણેકદાસસુરતામાં ઠરીએ રે. ૬

## ગરબી

સંતો જગતમાં અંધેર ચાલીયું રે, પેલા નુગરાએ ઘર ઘાલીયુંરે. સં૦
સંતો ડગમગ વાગે છે ડાકલાં રે, જેવા વનમાં ધુરકે આખલા રે. સં૦
ભાણુા જુવેને કાઢે છે આંકલા રે, એતો ઘેરઘેર ખોદાવે ગોખલા રે. સં૦
ઘાવી બાજરીને આવી છે કુંડીઓરે, ઝટ હાલી ભુવાની મુંડીઓરે સં૦
માગે જાગરીઓ અડધો રોકડોરે, મુંડી ઝાલી મારી નાખે બોકડોરે સં૦
પીએ દારૂ ને બોલ બોલે આકરારે. એતો ભૂતોને આપે બાકળારે. સં૦
કહે મુકુંદ પગ તારા ભાગશે રે એને નરકના કુંડમાં નાખશે રે. સં૦

## ( દેવીની ઉપાસના વિષે ) ગરબી

ભા ? જગતમાં દેવી ઉપાસનારે, તેનો હોય નરકમાં વાસનારે સંતો ?
રે બકરાંને પશુઓને ત્રાસતારે, હૃદય નિર્દયને બતાવે દાસતારે સંતો ?
પ કર્મનો બોજો ઉઠાવતારે, નર્કે જાવાનો સાજ તે સાજતારે સંતો ?

પશુ મારીને પોતે આવતારે, ખોટા બાને દેવીને ધરાવતા રે સંતો ?
અંધ શ્રદ્ધા લોકોને ડરાવતારે, બકરા ચઢેથી દુઃખ દૂર ભાગતારે સંતો ?
દેવી બાને જીભના સ્વાદથી રે, ખાય માંસ તે પેટ ભરે પાપથી રે સંતો ?
ફોડે શ્રીફળ ને ગોટા ખાય સુખથી રે, નાખે કાસલાં દેવીના મુખથીરે સંતો ?
ટકો મેલાવે રૂપીઓ રોકડો રે, જન્મે જેના ઘરો ઘર છોકરોરે સંતો ?
તાવ આવે તો કહેવાની રીત છે રે, તારા ઘરમાં કહેવાનું કપીતછેરે સંતો ?
વ્હેમ ઘાલીને બાધાઓ આપતારે, કંઈ વળગણની બીક બતાવતારે સંતો ?
ભુવો બોલાવી કાઢો કાવીતરૂરે, મારો બકરાં તો થાય તે પાધરૂં રે સંતો ?
ધૂણી ધૂણીને ડોક આવી દુઃખવારે, ખૂટયું ઘરમાં અંતે ખાવાપીવારે સંતો ?
ચોખ્ખુ કરવાને ફેલાઈ વારતારે, કછું ન રહે દીલ એમ ધારતારે સંતો ?
વારે કાકડોને બંધ કરે ધૂણતુંરે, નીવેદ આપો તો નહિ રહે પૂણતુરે સંતો ?
ખોટી બીકે નચાવે નરનારનેરે, ભોળા મનુષ્યો હોય ખુવારનેરે સંતો ?
દેવી ખાવે નહી એ તો બાકળારે. ખોટા પંથે જીવોને આપદારે સંતો ?
કોઈ વિચારવાન જન જાગજ્યોરે, એવા પ્રપંચથી દૂર ભાગજ્યોરે સંતો ?
અનુમાન અભ્યાસને ટાળજ્યોરે, ચૈતન્યપદે મોક્ષનું સુખસાજજ્યોરે સંતો ?
સત્ય સમજો તો સદ્દગુરુ સેવજોરે, સંતપારખ ગુરુને શરણે થજોરે સંતો ?
મયાદાસ કહે સત્યનામ સેવતાંરે, ટળેજન્મમરણ નામ લેવતાંરે સંતો ?

ગરબી

**( રાગ—ઓધવજી સંદેશો કહેજ્યો શ્યામને )**

સદ્દગુરુ મુકી બીજાને નવ રાચીયે,
સર્વે સજીયે સત્યપંથ સત્યનો સાજજો;
હીંમત હથિયાર હોંસે લીજે હાથમાં;
રાખનવાળો સદ્દગુરૂ રાખે લાજ જો. ટેક૦
ચૈતન્યપદ પોતે પરખો ને પ્રેમથી,
હરહમેશાં કરજો સત્ય ઉપાયજો;
વાણીખાનીના બંધનને ટાળજો,
સત્ય કબીર ગુરૂ કરશે સૌને સહાયજો. સદ્દગુરૂ૦

અમુલ્ય દેહ મળ્યો તને મનુષ્યનો.
જીન્દગી ત્હારી લાગે સત્સંગ સાથજો;
સૂરાનો સંગ્રામ સમય—ના—ભૂલીએ,
સુમરો સત્યનામ હરદમ દિનને રાતજો. સદ્‌ગુરૂ૦
પારખ કરીને પુરા સદ્‌ગુરૂ સેવીએ,
નાશે તેથી જન્મો જન્મનાં પાપજો;
પૃથ્વી ટળે પણ વચન ગુરુનું ન ટરે,
માટે જપીયે સત્યનામ સત્યના જાપજો. સદ્‌ગુરુ૦
ગુરૂ મયાદાસ ચરણે સેવક ઓળીયો,
ભાઈઓ ! ભરજો મુક્તિપદનું સાજજો;
ધર્મસંકર જોષીની વિનંતી સાંભળો !
મરવું સૌને પલક ઘડીમાં આજજો. સદ્‌ગુરૂ૦

## ( શ્રી ગુરુદેવને સ્તુતિ )

### દુહા

ગુરુ-દર્શન સુખ સંપદા, સંતદર્શન નવનિધ;
ગુરુ દર્શનથી પામીએ, સકળ પદાર્થ સિદ્ધ. (૧)
ભાવે ભાવના ભાવીએ, ભાવે દીજે દાન;
ભાવે સદ્‌ગુરુ પૂજીએ, ભાવે પારખ જ્ઞાન. (૨)
ચૈતન્ય ! સદ્‌ગુરૂ પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે, પ્રજા નમે, આણ ન લોપે કોય. (૩)
પ્રેમે સેવો સંતને, જ્ઞાન કરે પ્રકાશ;
દુભખ્યા તજી નિસંક રહો, છોડો જગકી આશ. (૪)
સંસારી સુખ વિષસમ, જાણે વિરલા કોય;
બિજ સહિત તજે વાસના, મુક્ત કહીએ સોય. (૫)
મયાદાસ ગુરૂ સેવીયે, પ્રગટ ચૈતન્ય સ્વરૂપ;
ધર્મશંકર વિનંતી કરે, પારખ જ્ઞાન અનુપ (૬)

રાગ હરિગીત—**પ્રાર્થના ૧**

સંત જગતના આધાર! જગતાર! હે! કરૂણાતણા,
વળી વૈદ્ય ! હે ! દુર્વાર–આ–સંસારના દુઃખો તણા;
સમર્થ છો ! પ્રભુ ! વિશ્વના' તુજ પાસ અરજી ઉચ્ચરું,
જાણો છતાં પણ કહી અને, આ હૃદય હું ખાલી કરું.

**પ્રાર્થના ૨**

શું બાળકો માબાપ પાસે, બાળક્રીડા નવ કરે ?
ને મુખમાંથી જેમ આવે, તેમ શું નવ ઉચ્ચરે ?
તેમજ તમારી પાસ તારક ! આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું, તેમાં કશું ખોટું નથી.

**પ્રાર્થના ૩** અજ્ઞાની મનુષ્યનું પસ્તાવાપણું

મેં દાન તો દીધું નહિ, ને શિયળ પણ પાળ્યું નહીં,
તપથી દમી કાયા નહિ. શુભ ભાવ પણ ભાવ્યો નહીં;
એ ચાર ભેદો ધર્મમાંથી, કાંઈ પણ પ્રભુ! નવ કર્યું,
મારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું!' નિષ્ફળ ગયું !!

**પ્રાર્થના ૪** અજ્ઞાની મનુષ્યનું પસ્તાવાપણું

હું ક્રોધ અગ્નિથી બળ્યો. મોહ લોભ સર્પ—ડંસ્યો મને
ગળ્યો માન રૂપી અજગરે. હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયા જાળમાં, ગુરુજી! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે.

**પ્રાર્થના ૫** અજ્ઞાની મનુષ્યનું પસ્તાવાપણું

ગુરૂ વાણીમાં વૈરાગ્ય કેરો, રંગ લાગ્યો નહિ અને.
દુર્જનતણાં વાકયો મહીં, શાંતિ મળે કયાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ. અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળિયાંનો ઘડો, જળથી ભરાયે કેમ કરી ?

**( સુખદુઃખ જગતમાં ચાલ્યાં જ આવે છે ) પ્રાર્થના ૬**

સુખી રહું દુઃખી રહું. તે વિષેનો નહીં ખ્યાલ છે,
આજે મરૂં કાલે મરૂં. સંસારમાં નહિ વહાલ છે:

તજી જગતની વાસના, નિર્ભય પદે પોંચાડીયો;
મયાદાસ સંત ગુરૂ મળ્યા; અમૃતરશ ચખાડીયો.

## પ્રપંચથી દુર રહો ૭

જગત જાળને છોડ દે, પ્રપંચ પંથો તોડ દે;
યાદ કર નિજ રૂપને, ભ્રમિત વાણી છોડ દે.
દેહ ઉત્તમ પામીયો, પારખ પ્રાપ્ત કરે હવે;
ધર્મશંકર તજ વાસના, સંસાર સુખ સ્વપ્ન સમે..

## રાગ કાફી ભજન

પ્રેમ જેનો પુરો રે, તેનાં અધર્મ કષ્ટ ટળે;
સત્યલગ્ની લાગી રે. નિજ સ્વયં રૂપમાં ભળે. ટેક૦
પ્રેમ પાવડીએ જે ચઢે, હિમત બાંધી હથિયાર;
પારખ જ્ઞાન દોરી હાથમાં, ચઢવું સત્યની ધાર.
એવા પારખ ગુરૂના સંગેરે, સુરતા સત્ય સાથે ભળે. પ્રેમ૦
નાભી કમળથી ઉલટયો; ગગન ચઢયો નિરધાર;
બલિહારી ગુરૂ આપકી, જઈ પહોંચ્યો રણુંકાર;
સત્યનો શબ્દ એવો રે: તેથી સૌને શમજ પરે પ્રેમ૦
પ્રગટ દેવ જેને પારખ્યો: તેને સૌ મીથ્યા જણાય;
મીથ્યા સુખ સંસારનું; જો ચૈતન્ય દેવ પરખાય;
ઘટોઘટ બોલે રે; સત્ય નામ નિચ્છે કરે પ્રેમ૦
પારખ જ્ઞાન બુઝયો નહિ; તે નર પશુ સમાન;
અજ્ઞાન જડ અંધકારમાં, સુઈ રહ્યો નિર્વાણ;
ચૈતન્ય જેને પરખ્યો રે, પોતે પોતામાં જઈ મળે. પ્રેમ૦
મયાદાસ સંત સરણમાં; જે નર નિચ્છે ધાય:
સુરા રણ સંગ્રામમાં, પુંઠ ધરે નહી પાય;
ધર્મ ઢાલ ધરીને રે, મુવા પહેલો આપે મરે. પ્રેમ૦

**" એક દિવસ એકલા જ જાવાનું છે તે વિષે ભજન "**

મત કર માયાનો અભિમાનઃ (૨) મત કર કાયાનો અભિમાન (૨)
કાયા તારી બની છે કાચી (૨) એક દિન એકલા જાશે. (૨)
કોણુ તારી માય ને બાપ (૨) કોણુ તારો કુટુંબને પરિવાર (૨)
કોણુ તારો સંગને સાથી; કોણુ તારો સંગ ને સાથી—એકદિન
ઉઠી ગયો રાજ રાવણુ રાય (૨) જે ઘર ભરેલા ભંડાર (૨)
થંભે ઝુલતા હાથી; થંભે ઝુલતા હાથી—એકદિન
ખૂટી ગયા અંજનીકાતેલ (૨) બીગડ ગયા તેરા સર્વ ખેલ (૨)
બૂજ ગઇ દીવાકી બત્તી—બૂજ ગઈ દીવાકી બતી—એકદિન
લાલ માંહ્યલા લાલ (૨) તારો આવી પહોંચ્યો કાળ (૨)
જમડા તોડ છે છાતી; જમડા તોડ છે છાતી—એકદિન
બાવો બોલ્યા ગેબીનાથ (૨) ગુરૂએ ધરિયા શિર પર હાથ (૨)
જીવન મુક્ત હોય જાશેઃ જીવન મુક્ત હોય જાશે—એકદિન

**ચેતાવણી-ગઝલ**

બને જો કુછ ધરમ કર લે, યહી એક સાથ જાવેગા;
ગયા અવસર ન તેરે ફિર યે, હરગિઝ હાથ આવેગા. ટે.
દિવાના બનકે દુનિયાંમેં, સમય અનમોલ ખોતા હૈ;
દિયે લાખોંકી દૌલત ભી, ન પલ રહને તું પાવેગા.
ધરી રહ જાયગી તેરી, અકડ સારી ઠિકાને પર;
જબ આકે યમ જકડ 'ગરદન, પકડકર ઘર દબાવેગા.
કુટુંબ પરિવાર સુત જોઈ, સહાયક હોગા ના કોઇ
તેરે પાપોંકી ગઠડી ખુદ, તુંહી શિર પર ઉઠાવેગા.
ગરભમેં થા કહા તૂને, ન ભૂલૂંગા પ્રભુ તુઝકો;
ભલા તું જાયકે અપના, ઉસે કયાં મુંહ દિખાવેગા.
તુઝે તો ધરસે જંગલમેં, તેરાહી ખુદમખુદ બેટા;
સુલાકે લકડિયોંકે ઢેરમેં, તુઝકો જલાવેગા.
કહે કબ્બીર સમુઝાઈ, તૂં કહના માન લે ભાઈ
નહીં તો અપની ઠકુરાઈ વૃથા, સારી ગમાવેગા.'

## ચેતાવણી–ગઝલ

ચોરી પ્રભૂકે કરકે છિપાવોગે કિસતરે ?
અપનીસચાઈ ઈસકો દિખાવોગે કિસતરે. ટે.
હરએક જગેમેં હરદમ રહતા હૈ વો હાજિર;
ઉસસે યે અંધાધુન્ધ ચલાવોગે કિસતરે.
દુનિયાંકી દોનોં આંખમેં તો ધૂલ ડાલતે;
આંખેં હજાર ઉસકી બચાવોગે કિસતરે.
જો કુછ કિયા હૈ તુમને પાપ જાન બૂઝકે;
અપરાધ ઉસકા માફ કરાવોગે કિસતરે,
જ્ઞાની જો હૈ ત્રિકાલકા ઘટઘટકી જાનતા;
બાતેં અસત્ય ઉસસે બનાવોગે કિસતરે.
જબતક નહીં કરોગે તુમ કહના કબીરકા:
તબતક દુખોંસે પિંડ છુડાવોગે કિસતરે.

## ચેતાવણી–ગઝલ.

પ્રભુકે ચરણમેં ધ્યાન લગાયા કરો કભી;
પરલોક અપના કુછ તો બનાયા કરો કભી ટે.
આઠો પહર પરપંચમેં જાતે હૈં તુમ્હારે;
એક પલ તો ગુણ ગુરૂકા ભી ગાયા કરો કભી.
આખિરકો યે સંસાર છૂટ જાયગા તુમસે;
તુમ ભી તો ઇસકો દિલસે હટાયા કરો કભી.
લૈ લૈ કિયા હૈ તુમને જમા ધનકો જોડકે,
દેનેકો ભી કુછ હાથ ઉઠાયા કરો કભી.
જબતક હૃદયમેં બન સકે તબતક જરા દયા;
દુખિયોંકે તરફ દેખકે લાયા કરો કભી.
તૃષ્ણા તો કર રહી હૈ પ્રબલતાસે અપના રાજ;
સન્તોષકો ભી ઠૌર દિલાયા કરો કભી.
માયાકે વશમેં પડકે જો રહતા હૈ દિવાના;

ઈસ મનકો અપને જ્ઞાન દઢાયા કરો કભી.
સ્વારથકે લિયે તો સદા ફિરતે હો ભટકતે;
સન્તોકે ભી સત્સંગમેં જાયા કરો કભી.
હૈ હિતકા તુમ્હારે હી યે કહના કબીરકા;
ઈસકો ન અપને દિલસે ભુલાયા કરો કભી.

ગઝલ.

હમન્ હૈં ઇશ્ક મસ્તાને, હમન્કો હોશિયારી કયા ?
રહેં આઝાદ હમ જગમેં, હમેં દુનિયાસે યારી કયા ? ટે.
જો બિછુરે હૈં પિયારેસે. ભટકતે દરબદર ફિરતે,
હમારા યાર હૈ હમમેં, હમન્કો ઇન્તજારી કયા ?
ખલક સબ નામ અપનેકો, બહુત કુછ શિર પટકતી હૈ,
હમન્ ગુરૂજ્ઞાન આલિમ હૈં, હમન્કો નામદારી કયા ?
ન પલ બિછુરે પિયા હમસે, ન હમ બિછુરેં પિયારેસે,
જો એસી લવ લગી હરદમ્, તો હમકો બેકરારી કયા ?
કબીરા ઇશ્કકા માતા, દુઇકો દૂર કી દીલસે.
યે ચલના રાહ નાજુક હૈ, હમન્ શિર બોઝ ભારી કયા ?

ગઝલ.

તુઝે હૈ શોક મિલનેકા, તો હરમ્ લૌ લગાતા જા;
જલાકર ખુશનુમાઈકો; ભસમ તન પર રમાતા જા. ટે.
પકડકર ઈશ્કકી ઝાડૂ, સફાકર હુજ્રએ દિલકો;
દુઈકી ધૂલકો લેકર, મુસલ્લે પર ઉડતા જા.
તોડકકર ફેંક દે તસબી, કિતાબેં ડાલ પાનીમેં;
મુતાલે જો કિયા કુછ હૈં, વો દિલસે સબ ભુલાતા જા.
ન મર ભૂખા ન રખ રોજા, ન જા મસજિદમેં કરસિજદા;
વજૂકા તોડકર કૂજા, શરાબે શૌક પીતા જા.
ન હો મુલ્લાં ન બન બ્રાહ્મણ, દુઈકા તર્કકર ઝગડા;
હુકમનામા કલન્દરકા, "અનલહક્" તૂં સુનાતા જા.

### ગઝલ

જિન આપકું ખોજા નહીં, મન મૈલકું ધોયા નહીં;
દિલ દાગકું ખોયા નહીં, અંગુલ કિયા તો કયા હુવા.
કાયા કરમકે ઠાઠ પૈ, મમતા ત્રિયાસો બાંધકે;
સોયા વિષયકે ખાટ પૈ, હર હર કિયા તો કયા હુવા.
કામિનિ ગલેકો હાર હૈ, બદફૈલકો દરબાર હૈ;
મન કામસેં શિરદાર હૈ, માલા લિયા તો કયા હુવા.
કુત્તા હુવા હૈ માલકા, ધંધા કરે જંજાલકા;
હિરદા હુવા ચંડાલકા, કાશી ગયા તો કયા હુવા.
જીવતે પિતા સુખ ના દિયા. મુયે હાડ લે ગંગા ગયા;
જલ ચૂન લે પિંડા દિયા, તરપણ કિયા તો કયા હુવા.
ધંધા કરે સંસારકા, જયૂં કુંજરા બાજારકા;
આયા તીરથ કર દ્વારકા, છાપા લિયા તો કયા હુવા.
પંડિતસે ઝગડા ભલા, મૂર્ખસે કયા બોલના;
કહૈં કબીર ચંપા ભલા, કરનેર કયા ગજબારકા.

### ગઝલ

ધ્યાન ધરકે કયા કિયા, જિન ચિત્તકું પકડા નહીં;
ઇશ્કમેં શરના દિયા, જુગ જુગ જિયા તો કયા હુવા.
બ્રાહ્મણ જનેઊ પહિરકે, ઘરહિ ઘર બકતા ફિરે.
ઉસ બ્રહ્મકો ચીન્હા નહીં. બ્રાહ્મણ હુવા તો કયા હુવા.
કાજી કિતાબે બાંચતા, કરતા નશીહત ઔરકી;
દિલમેં દરદ આયા નહીં, કાજી હુવા તો કયા હુવા.
જોગી ઓ જંગમ સેવડા, કપડા રંગે. ગેરૂ લાલસેં;
કાંધે દુસાલા ગૂદરી, ડારે ફિરેસે કયા હુવા.
દરવેશ શૂફી બન બંકલા, ઘર ઘર અમલ કરતા ફિરે;
મહરમ નહીં ઉસ લાલકા, ફક્કડ હુવા તો કયા હુવા.
દારૂ શરાબે પોસતા, ગાંજા અફીમે જો પિયા;

એક નામરસ ચાખા નહીં, અમલી હુવા તો કયા હુવા.
શેતરંજ ચૌપર ગંજિફે, એક નર્દ હૈ બહુ રંગકી;
બાજી ન જીતે પ્રેમસોં, જવારી હુવા તો કયા હુવા.
મંદિર ઝરોખે રાવઠી, ગુલ ચમનમેં રહતે સદા;
સત્સંગમેં બૈઠા નહીં, ઝાંખે ઝરોખે કયા હુવા.
કાશી ઔ મથુરા દ્વારકા, તીરથ સકલ ભરમત ફિરે
ટાટી ન ખોલે પ્રેમકી, તીરથ ગયા તો કયા હુવા.
મક્કા મદિના જાયકે, હજ્જે કિયા બહુવારકા;
દિલકા કુફર છૂટા નહીં. મકકે ગયા તો કયા હુવા.
સાંઇ તુમ્હારે કારને, સકલોં તીરથ જગ ભમિયા;
પૈરોંમે છાંલા પડ ગયા; મહબૂબ નજર નહિં આઈયા.
સુન વેદ વાણી નાગરી, મૂલકું મુર્શિદ ફિર દિયા;
દરિયાવ દિલ બિચ બૈઠકે, કબ્બીર પ્યાલા ભર પિયા.

## પ્રાર્થના કવ્વાલી.

અય ! દીનબન્ધુ સ્વામી, સતગુરૂ કબીર મેરે;
બકસો દયાસે અપની, અવગુણ કશીર મેરે. ટેક
જૈસા હું મૈં કુકરમી, વ્યભિચારી ઔ અધર્મી;
દુનિયાંમેં કમ્ મિલેંગે, પાપી નજીર મેરે.
ગિન ગિન સુનાઉં કિતને ? જો જો હૈં ઐબ મુઝમેં;
રોશન હૈ કુલ તુમ્મેં વો, રોશન જમીર મેરે.
તુમ બિન હૈ કૌન ઐસા, જો કાલસે બચાવે;
ભવસિન્ધુમેં ફંસેકો, અતિ ધીર વીર મેરે.
સતનામ દાન દેકર, કીજે ઉદ્ધાર મેરે;
મુરશિદ મિહરવાં સાહિબ, પીરોંકે પીર મેરે.
ચરણોંમેં આ પડા હૈ, ખાલિકકી બીનતી હૈ;
કીજે સહાય આકર, વકતે અખીર મેરે.

શબ્દ.

સંતો કામ સકલ જગ ખાયા;
સ્વાદી જીવ કોઇ ના બાંચે, પરઘર ગવન કરાયા. (ટેક)
કામ લહર કાહૂ ના ચીન્હા, કહો કહાંસે આયા;
જાસો ભયો સોઇ ઘર ખાયો, ખાતા વિલંબ ન લાયા. (સંતો)
અઘારૂપ બ્રહ્મ ક્ષૈ કીન્હો, તન દે માથ ગિરયા;
બ્રહ્મા વિષ્ણુ મુનીજન જોગી, સકલ જીવ ભરમાયા. (સંતો)
સ્વર્ગ મૃત્યુ પાતાલ કામવશ. ચાર ખાન રહુ છાયા;
કહેં કબીર કામ જોરાવર, તીન લોક ઘર ખાયા. (સંતો)

# અથ દસ મુકામી રેખતા.

## (પારખ પદે પહોંચે તેનો માર્ગ)

ચલા જબ લોકકો શોક સબ ત્યાગિયા, હંસકા રૂપ સતગુરૂ બનાઈ; જબરૂતકો છોડ મલકૂતકો પહુંચિયા, વિષ્ણુકી ઠાકુરી દેખ ભાઈ. ઈંદ્ર કુબેર ઔરંભકા નિર્તહી, દેવ તેતીસ કોટ તહાં રહાઈ; છોડ વૈકુંઠકો હંસ આગે ચલે, સુંનમેં જોત જગમગ જરાઇ. નિરાકાર આપે તહાં વેદ અસ્તુતિ કરે, તીનહૂ દેવકો હૈ પિતાઈ; ભગવાન તિનકે પરે સેત મૂરત ધરે, આગકી આન તાકો રહાઇ. મહા સુંન અસ્થાન બૈઠક તહાં આપ હૈ, અનહદ બાજા બજે તાસ ઠાંઇ; ચાર મુકામ ઔ ખંડ સો એક હો, અંડ હૈ તેજ ચેતા પ્રવાની. અંડકે શિખર પર ધામ અચિંતકા, જહાંકી નિરખિયે પ્રેમબાની; સહસ દ્વાદસ રૂહ સંગ સાથ લે, કરત હૈ કેલ બહુ નેહ સેતી. કહો કા બરન કરે તાસકે રૂપકો, ભરી હૈ દેહ સબ નેહ સેતી. મહલ કંચનકે મની જામેં જડે, બૈઠક ઔ કલસ અખંડ છાજા; અચિંતકે પરે અસ્થાન સોહંગકા, હંસ હજાર છત્તિસ. નૂરકે મહલ ઔ નૂરકે ભૂમકા, જહાં આનંદકો કંદ છાજા; કરત હૈં બહાર તહાં બહુતહિ ભાંતસો, સંગ હૈ હંસ સોહંગ રાજા. સોહંગકે પરે એક રૂપા ઇક્ષા રહૈ, સંગ હૈ હંસ બાવન હજારા;

રૂપકે રાસ બહુ રૂપ ઉનતે ભયા, ઉપમા નહીં દૂજા બિચારા. સુર્તસો ભેંટ કર શબ્દકી ડોર ધર. દેખ માકાન અંકૂર કેરાં; જાય અસ્થાનમેં હંસ જબ પહુંચિયા, એકહિ પલક તહાં કિયા ડેરા. ઉહાંસે ડોર મક્તારકી લાગિયાં, તાહિ ડોરી ચઢે હંસ હોઈ; ભયે આનંદ ભર્મ જાલ સબ છૂટિયા, પહુંચિયા જાય સતલોક સોઇ, ગાય બજાયકે કલસ બહુ સાજકે, હંસકો લેન બહુ ભાંત આયે; જુગન જુગનકે બિછુરે મિલે તુમ, ધાયકે પ્રેમ અંકમ લગાયે. પુરૂષ જો હંસકો દર્શ તબ દીન્હિયાં; તૃષા જીવ કોટ જુગકી બુઝાઈ; રૂપ પલટો હંસ ભયો જબ એકસો, મનો શશિ ભાન શોડષ ઉગાઈ, પોહોપકી સેજ જહાં પિયુષ ભોજન કરૈ, શબ્દકી દેહ તહાં હંસ પાઈ; અસંખન રવિ જહાં દામની દમકતી, વિવિધ વિધ ભાંતકે ધુમર લાઇ. આવાજ જહાં શબ્દકી ઉઠત સોહાવનો, સુનત સબ હંસ સૂરત બઢાઇ. પુરૂષકે બરનકી કૌન મહિમા કહોં, જગતમેં દુસરા નાહિ દેખા; જિતને બનસ્પત નદી સબ રેનુકા; ઈતને નક્ષત્ર સબ કહોં લેખા. ચંદ ઔ સૂર પુનિ ઈતનેહી ઉગહી; નખનિકે સોભાય નાહિં પાવૈ; પુરૂષકે બદનકી કૌન મહિમા કહોં, મુખકે છબી કછુ નાહિં આવૈ. પાન પ્રવાના જો બંસકે પાવહીં પહુંચિયા જાય સતલોક સોઈ; કહેં કબ્બીર યહ ભાંતસો આઈ હૈ, ખોલકે રાહ હમ કહા સોઈ.

**'સતલોક એ—પારખ પ્રકાશજ્ઞાન છે.'**

શબ્દ (ધરતી પર કોઈ રહ્યા નથી)

સુન રાજા યોગી ? વસુધા કાહૂકી ન ભઈ (ટેક)
સતયુગમે હરણાકુશ રાજા, ચારોખુંટ લઈ;
અતિદલ બાદલ હતે વોરાજા, ધરતી સંગ ન ગઈ સુન૦
ત્રેતામાં રાવણ ભયેરાજા, કંચન કોટ ઠઈ;
સમઝ વિચાર જાનજિય અપને માનો શબ્દ સહી. સુન૦
દ્વાપરમેં દુર્યોધન રાજા, એકોતેર વીર સઈ;
સોલહ યોજન છત્ર ઢરત હૈ, સો તન ગીધ ન ખાઈ સુન૦

કળિયુગમેં કૃષ્ણ ભયે રાજા, કંસકે રાજ લઈ;
કંસકો માર વિદ્ધંસ કિયો, સબ ગોપી વિકલભઈ. સુન૦
સત્યયુગ ત્રેતાદ્વાપર કલિયુગ ચારોં યુગ સહી;
કહેં કબીર સોઇ નર ઝુંઠે, જીન મોરે મોરે કહી. સુન૦

## (સત્યનામનુ રટણ કરવા વિષે)

સ્મરણ કરી લ્યો સ્નેહે શ્રીસત્ય નામનું. તેવા નામે ઉતરશો ભવ પારજો;
ટળશે કુડાં કિલ્મીષ આ કલીકાળનાં, ભજતાં થાશે ભવ જળથી ઉદ્ધારજો.
સર્વે તજીને ભજન કરો, સત્ય નામનું, જેને સમર્યે બળશે પાપ તમામજો.
સંત શેવાને પ્રભુ સેવા સમ જાણજો પર ઉપકારે વાપરજો કાંઈ દામજો.
પરધનને પત્થર વત માની ત્યાગજો પરનારીને ગણજો માતસમાન જો.
હુંપદ છોડી રટજો શ્રી સત્યનામને, જેને ભજતાં સરશે સરવે કાજ જો.
કામ ક્રોધને મમતા સર્વે છોડજો, મુખથી સમરજો સર્વે શ્રીસત્ય નામજો.
અંતરમાં અદ્ભૂત ઉજવળતા જાગશે, સમજાશે ત્યાં એકજ ચૈતન્ય રામજો.

## ( પારખ પ્રકાશ સત્યગુરૂની પ્રાર્થના )

તમોને નમીયે સત્યગુરૂ દેવ, તમોને નમીયે સત્યગુરૂદેવ;
પારખ પ્રકાશ સત્ય જ્ઞાન બતાયા, વિરલા પાવે ભેય (ટેક)
કોઈ અટકે હરિહર મહેશમાં કોઈ નિરંજન દેવ;
અટકે રામકૃષ્ણ ગોવીંદમાં, કરે બ્રહ્મકી સેવ તમોને૦
કોઇ સેવે અષ્ટાંગી દેવી, નાશ કરે કુળ સમેવ;
કરે દશ અવતારકી ભક્તિ, લહે ન સત્યનો ભેવ તમોને૦
ઋષિ મુનિ ગોરખદત વ્યાસા, ભર્મ ભૂલ અટકેલ;
સત્ય પરખે કોઈ વિરલા સાધુ દુર્મતિ દુર કરેલ તમોને૦
પરમપદે પહોંચાવે સદ્દગુરૂ, રહે પારખ કે મ્હેલ;
બ્રહ્મા વિષ્ણુ શિવ ના જાણે, સત્યપંથની સ્હેલ તમોને૦
જાકેપર સંતગુરૂની કૃપા, જે-કરે સત્યની સેવ;
મ્હેર થઈ મયાદાસ ગુરુની, ધર્મશંકર કહેલ તમોને૦

## " સનાતન સત્યપંથ "

સનાતન એટલે અસલ વસ્તુની પારખ વગર મોટા મોટા પણ ગાફીલપણામાં ભૂલ ખાઇ ગયા, તે માટે સદ્ગુરુ કબીર સાહેબ સત્ય પંથને (સનાતન ધર્મને) પરખાવવા પોતે સ્વયં સ્વરૂપ નિજપદને પ્રાપ્ત કરાવવા જગતના જીવોને સાચી ચેતવણી આપવા પ્રયત્ન કરી રહ્યા છે પોતે યુગો યુગ પ્રકટ થઈ જગત જીવોની ભૂલનો નાશ કરી મુક્ત કરે છે. તેમનું સિદ્ધાન્ત પણ કોઈ ટાળી શકશે નહીં તે ઉપર આ પદ સાંભળો !

**નહિ નમશે નહિ નમશે નિશાન ભૂમિ ભારતનું (એ રાગ)**

## " જાગો શૂરવિરો ! "

નહિં ચળશે ! નહિં ચળશે ! નિશાન પ્રકાશ પારખનું;
નહીં ટળશે ! નહીં ટળશે ! સિદ્ધાન્ત સદ્ગુરૂ સાહેબનું (ટેક.)
જ્ઞાન સત્ય જે વશ કરશે, પારખ જ્ઞાન ભંડાર ભરશે;
નાશ કરો મુળ આળશનું. (સિદ્ધાન્ત)

ભર્મ ભૂલને ભાઇ દુર કરશો, નિજ સ્વરૂપને જઈ મળશો;
અજર અમર ઘર પારખનું. (સિદ્ધાન્ત)

ધર્મ ધોરીંધર સત્યગુરુ, વચનામૃતને ઉર ધરૂં;
નામ ચૈતન્ય સત્ય સાર્થકનું. (સિદ્ધાન્ત)

મયાદાસ ગુરુના જ્ઞાન થકી, ધર્મસંકર શ્રી કહે કથી;
પરમ જ્ઞાન સ્વસ્વરૂપનું (સિદ્ધાન્ત)

**(ભજનો સમાપ્ત)**

# સદ્ગુરુ કબીર સાહેબનું જીવનચરિત્ર

પરમ સત્ય પુરુષ પરમાત્મા શ્રીકબીર સાહેબનું જીવન ચરિત્ર લખવું એ કંઈ સ્હેજ કામ નથી, કારણ કે આપણુ એક તરણાસમાન અને તે સદ્ગુરુ મહાન સત્યપુરુષ પરમાત્માનું સ્વરુપ છે, તો તેમનું ચરિત્ર આપણુ કેવી રીતે લખી શકીએ? ઘણા જીજ્ઞાસુ ભાઇઓ ઘણી વખત મને પૂછતા હતા પરન્તુ મને તેમની હકીકત વિશે જવાબ આપવો ઘણો વિચારરૂપ થઈ પડતો હતો, પરન્તુ મારા અંતઃકરણમાં હમેશાં તે હકીકતનો જવાબ આપવા ખ્યાલ રહેતો હતો. સદ્ગુરુની પૂર્ણ કૃપા વડે સં. ૧૯૯૬ના જેઠ સુદી પૂર્ણિમા ઉપર હું સદ્ગુરૂને અરજ કરીને તે હકીકત લખવા શરૂ કરી, સદ્ગુરુ મ્હારા અંતઃકરણમાં શબ્દ સ્વરૂપી (બોધ સ્વરૂપી) પોતે તો કૃપાનિધાન પ્રેરણારૂપ બિરાજમાન જ હતા એટલે મને તે હકીકત લખવી કંઇ અઘરી થઈ શકે નહીં, કબીર સાહેબે પોતે કહ્યુ છે કેઃ—

**ધર્મદાસ, સંતન મુજ નામા; સંતનમાં રહો સદા વિશ્રામા,**
**જો ખોજો તો સંતો માંહિં; અંત ઢુંઢો તો પાવત નાહિં.**

(શબ્દ) અબહમ અવિગતસેં ચલિ આયે)

અબહમ અવિગતસે' ચલિઆયે. મેરો ભેદમરમ નહિ પાયે. (ટેક)
નહીં હમ જન્મે ગર્ભ બસેરા, બાલક હોય દિખલાયે;
કાશી શહર જંગલ બિચડેરા, તહાં જુલહાને પાયે. (અબ)
હતે વિદેહ દેહ ધરિ આયે, કાયા કબીર કહાયે;
જુગન જુગન કે વિસુડે હંસા, રામાનંદ સમુઝાયે (અબ)
અગલે જન્મ હમ કૌલ કિયાથા, તબ નીરૂગૃહ આયે;
સાત દિનનકી બછિયા મંગાયે, તાકો દૂધ દુહાયે. (અબ)
નહીં મેરે ગગન ધરન કછુ નાહીં; દીસત અગમ અપારા.
શબ્દ સ્વરૂપી નામ સાહેબકા. સો નિજ નામ હમારા. (અબ)

નહીં મેરે હાડ ચામ નહીં લોહુ, હમ સતનામ ઉપાસી;
તારન તરન અભયપદ દાતા, કહૈં કબીર અવિનાશી (અબ)

(સાખી) એસા સતગુરુ હમ મીલા, સુરત સિન્ધુ કે તીર;
સબસંતન શિરતાજ હૈં, અદલી અદલ કબીર.
જમ જોરાં જાશેડરે, ધર્મરાય ધર ધીર;
એસા સતગુરુ એકહે, અદલી અદલ કબીર.
અલલ પંખ અનુરાગ હૈ, સુનમંડલ રહે થીર;
દાસ ગરીબ ઓધારીયા, સતગુરુ મિલે કબીર.

## ટુંકાણમાં કબીર સાહેબનું જીવનચરિત્ર

સત્યયુગમાં સદ્ગુરૂનું નામ સત્યસુકિત હતું. ત્રેતા યુગમાં પુરૂષમુનિદ્ર દુવાપુરમાં સત્ય કરુણામય, સતયુગમાં સત્યકબીર નામ છે. સદ્ગુરુ કબીરસાહેબ પોતે સ્વયંસિદ્ધ સત્યપુરુષ જ છે. (સંતપુરુષ જ છે) અને તે બાળક સ્વરૂપે શ્રી. કાશીજી લહર તળાવમાં કમળના પાન ઉપર નિરૂનિમાને સંવત ૧૪૫૫માં પ્રગટ થઈ ને (દર્શન આપ્યાં હતાં) તેમનો કોલકરાર એ હતો કે:—

પૂર્વ જન્મ કે બ્રાહ્મણ, સુરત વિસારી મોર;
પિછલી પ્રિત કે કારણે, મેં તારન આયે તોર.

નિરૂ અને નિમા બેઉ પૂર્વ જન્મમાં બ્રાહ્મણ જાતિમાં હતા. પરન્તુ સદ્ગુરુની ભક્તિ કરતા હતા. તેઓ પૂર્ણ વિશ્વાસ સદ્ગુરુનો રાખતા હતા, છતાં કંઈ કસરના લીધે તેઓનો જન્મ કાશીમાં થયો. સદ્ગુરૂ કબીર સાહેબ પોતે તેમણે દયા સ્વભાવથી તારવા માટે કાશીજીમાં લહર તળાવ પર પ્રકટ થઇ તેમના ઘેર પધારીને તેમણે સત્યનો રસ્તો બતાવીને પરમપદે પહોંચાડયાં. એવી રીતે સદ્ગુરુ ધણીજ વખતે પોતે પ્રકટ થઈ દયા સ્વભાવ વડે ભક્તોની રક્ષા કરીને સદ્ગતી પહોંચાડે છે. તેમાં કાંઇ પણ શંકા કરવા જેવી નથી. દંતકથાઓના હિસાબથી તો લોકો જેમ ફાવે તેમ લખે છે કારણ કે,—

(સાખી) જાકો જિતની બુદ્ધિ હૈ, તિતનો દેત બતાય
તાકો બુરા ન માનીએ, ઔર કહાંસે લાય.

તે માટે તે વિષે કોઈ પણ કોઇનું બુરૂં માનવા જેવું નથી. કોઈ લખે છે કે એક વખત વિષ્ણુ ભગવાનને લક્ષ્મીજીએ પૂછ્યું કે તમારા ભક્તો ચોરી કરતા હશે કે ? ત્યારે વિષ્ણુ ભગવાને કહ્યું કે હમારા ભક્તો કદી પણ ચોરી કરતા નથી, તેઓ તો સદાય સત્ય ભક્તિને અનુસરીને વર્તે છે. ત્યારે લક્ષ્મીજીએ કાશીમાં એક કલ્પિત ફુલવાડી બનાવી સારાં ફુલ સુગંધિવાળાં જોઇને શ્રી. સ્વામિજી રામાનન્દ તે ફુલો ઠાકોરજીને ચડાવવા માટે કામ લાગશે એમ જાણી ફૂલોને વીણવા શરૂ કર્યું. ત્યારે લક્ષ્મીજી ત્યાં તો રાહ જોઈને ઉભાં જ હતાં. થોડાંક ફુલ વીણેલાં હતાં અને ત્યાં લક્ષ્મીજી કહેવા માંડયાં કે, શું પરમાત્માના ભક્ત થઈ આ ફુલો વીણવાની ચોરી કરો છો ? લાવો તે ફુલો ? એટલે તે વિણેલાં ફુલ તમામ લક્ષ્મીજીના ખોળામાં આપી દીધાં, લક્ષ્મીજી મનમાં ખુશી થતા વિષ્ણુંજીની પાસે આવ્યાં અને ઉતાવળથી કહેવા લાગ્યાં કે લ્યો. આ મુદ્દામાલ ? હું ચોર પકડી લાવી છું. એમ કહી જેવાં ખોળામાથી ફુલ ભગવાનને આગળ આપવા જતાં હતાં ત્યાં તો એક ન્હાનું બાળક દેખાયું. તે જોઈ લક્ષ્મીજી પોતે શરમાઈ ગયાં. તેવી રીતે તે બાળક શ્રીકબીર સાહેબ જ હતા, તેમ કથાકાર કહે છે. પરન્તુ તેમ નહિ સમજવું ફક્ત એ તો કવી લોકોની એક ગોઠવણી ગોઠવીને ફાવે તેમ કથામાં વધારો કરે. (ના, પોંકેરવી, ત્યાં પોંકે કવી) વળી બીજી હકીકત એ છે કે, રામાનન્દ સ્વામીજીના મંદિરમાં એક વિધવા સ્ત્રી દર્શન કરવા આવેલી હતી ત્યારે મહાત્મા તે વિધવા સ્ત્રીને (પુત્રવંતી-હો) પુત્રવંતી થજો, એવો આશીર્વાદ આપ્યો એ આશીર્વાદથી તેમણે હથેલીમાં ફોલ્લો થઈ તેમાંથી બાળકનો જન્મ થયો એવી રીતે પણ લોકો દંતકથા કહી સંભળાવે છે. પરન્તુ એ લૌકીક વાતનો ભરોસો તદન ખોટો છે. વળી એ રીતે ઘણી જ પ્રકારે લોકો કહે છે તે વાત તદ્દન અસંભવ છે. ફક્ત ઉપર કહ્યા પ્રમાણે

સદ્‌ગુરુ કબીર સાહેબ જ્યારે જેને દર્શનની પૂર્ણ ઈચ્છા હોય તેને સંત સ્વરૂપે દર્શન આપે છે. તેઓ પોતે સદા નિર્વિકારી નિર્ભય જ છે, પારખ દષ્ટિએ પ્રકાશમાન સંત પુરુષ છે. પારખી સંતો (પારખ-નિષ્ઠ સંતો) સદાયે સદ્‌ગુરુ કબીર સાહેબનું જ સ્વરૂપ જ છે તેમ સમજવું બીજક ગ્રન્થમાં કહ્યું છે કેઃ—હૈ પ્રતિપાળ કાળ નહિ જાકે, નહીં કહુ ગયા ન આયા; સંતો! આવે જાય સો–માયા૦
**(સદ્‌ગુરુ વચન)**

સંત હમારી આત્મા, સંત હમારા જીવ;
સંતોમાં હમ યુ રહા, જ્યોં માંખણમાં ઘીવ.

વળી દયાસાગરમાં પણ કહ્યું છે કેઃ—

ગુરૂ દયાસાગર જ્ઞાન આગળ, શબ્દરૂપી સદ્‌ગુરુ
તાસુ ચરણ સરોજ વંદો, સુખદાયક સુખસાગરઃ

સદ્‌ગુરુ પોતે સદાને માટે શબ્દરૂપી (સત્યોપદેશ બોધ)રૂપી તેમનું નામ ચૈતન્યાત્મા જ છે. બીજું કાંઇ પણ તેમનું નામ નથી, કોઈ જુદા જુદા રુપથી ઘટાવે તે પણ મિથ્યા કલ્પના સમજવી, કારણ કે જેને જેવા ગુરુ મળે તેવા પ્રકારે તેને સમજાવે.

જળ પ્રમાણે પોળોયા, કર્મ પ્રમાણે બુદ્ધ:
જેને જેવા ગુરુ મળે, તેવી તેને સુધ.

પરમાત્મા જ પોતે કબીર સાહેબ છે (આત્મા સો પરમાત્મા) શ્રી. પારવતીજીએ મહાદેવજીને તે બાબત પૂછી હતી કે કબીર એ શું નામ છે અને તે ત્રણ અક્ષરો મને સમજાવો!—ત્યારે માહાદેવજીએ એ ત્રણ અક્ષરોના જુદા જુદા ભેદ બતાવ્યા તે ઉપર આ સાખીથી સમજાશે.

ક કા કેવળ બ્રહ્મ હૈ, બ બા બિજ શરીર;
ર રા સબ પર રમ રહા, તાકા નામ કબીર.

"કબીર કાનિ રાખી નહિં, વર્ણાશ્રમ ષટ દર્શની"

( છન્દ )

ભક્તિ વિમુખ જો ધર્મ વિમુખ કરી ગાયો, યોગ યજ્ઞ, વ્રત દાન ભજન વિન તુચ્છ દિખાયો.

હિન્દુ તુરક પ્રમાન રમૈની શબ્દ સાખી, પક્ષપાત નહિં વચન સબહિંકે હિતકી ભાખી.

આરૂઢ દશાવહૈ જગત્ પરમુખ દેખી નાહીં મનની, કબીર કાનિ રાખી નહિં વર્ણાશ્રમ ષટ દર્શની.

(દોહા)—અબ કબીરજી કી કથા, શ્રોતા સુનહુ વિસાલઃ
જો હિંદુઅરુ તુર્ક કો, ઉપદેશ્યો સબકાળ

"સ્વામીનાભાજી"

ચૌરાસી બંધન કટે, કીની કલ્પ કબીર
ભવન ચતુરદશ લોકસબ. તૂટે જમ જંજીર
અનંત કોટિ બ્રહ્મણ્ડમેં, બંદી છોડ કહાયઃ
સો—તો—એક કબીર હૈ, જનનિ જન્યા ન માય.
શબ્દ સ્વરુપી ઉતરે, સદ્ગુરુ સત્ય કબીર;
દાસ ગરીબ દયાલહૈ, ડિગે બંધાયે ધીર.
જો તે આવત જાત હૈ, સબ માયા કે માંહીં
વિરક્ત પુરુષ કબીર હૈ, જાકી સરવર નાંહીં.
સાહિબ પુરુષ કબીર કુ, દેહ ધરી નહીં કોય;
શબ્દ સ્વરુપી રુપ હૈ, ઘટઘટ બોલે સોય.

'ગરીબદાસજી'

કાશીજીમાં હિન્દુ અને મુસલમાનોમાં (બેઉ જાતિને) ઉપદેશ આપ્યો હતો. મહાન પંડિતજી શ્રીં સર્વાનંદજીને તથા ગોરખનાથ એવા અનેકો પંડિતોને તથા અન્ય લોકોને પણ સત્યોપદેસ આપી કૃતાર્થ કર્યા હતા ટૂંકાણમાં જ આ હકીકત લખીને આપ વાંચક વર્ગને વાંચવામાં મુશ્કેલી વધારે ન પડે તે કારણથી થોડામાં જ સમાવેશ કરવો પડયો છે, કારણકે આજકાલના સમયમાં સૌ કોઇ ઘણા લાંબા વંચકમાં કંટાળેલા હોય તેના જ લીધે થોડામાં જ શમાવેશ કર્યો છે. હવે કબીર

સાહેબ ત્યાંથી મહગર દેશમાં પધાર્યા, તેનું કારણ એ હતું કેઃ અમિત જ્ઞાનને લઇને લોકોમાં એવો એક ધોખો ફેલાયો હતો કે–કાશીજીમાં જે મરે તેને મુક્તિ મળે છે, અને મહગરમાં જે મરે છે તેને ગધેડાનો અવતાર મળે છે આવો ખોટો ધોખો લોકોને છોડાવા માટે સદગુરૂ કબીર સાહેબ મહગરમાં જઈ પોતાનો દેખાવ માત્રનો દેહ ત્યાં ગત થવા વિશે બતાવ્યું ત્યારે ત્યાં હિન્દુ અને મુસલમાન બંને વર્ગ સેવકો હતા, રાજા વિરસીંગ અને બીજલીખાન પઠાણ એ બેઉ રાજાઓની સરહદો ત્યાં હતી તે વચ્ચે આ દેખાવ કર્યો. મૃત શરીરને ક્રિયા માટે ત્યાં બન્ને પરસ્પર લડાઇ કરવા યુદ્ધની વ્યવસ્થા ગોઠવી. આ હકીકત રાજા વિરસીંગની સ્ત્રીએ સાંભળી ત્યારે તેને પત્ર લખી મોકલ્યો કેઃ—

"તબરાણી કમલાવતી પત્ર ભેજ્યા, સાહેબ જરે–ન મરે કયા ઝઘડા લગાવીઆ."

આવો પત્ર સાંભળીને રાજાએ લડાઇ બંધ કરી અને સદગુરુ કબીર સાહેબનું ચિંતવન કરવા લાગ્યો.

તબગુરુ જ્ઞાની મનકી જાની, અધરવાણી ઉચ્ચારી;
તુમ ખોલ્લો પડદા, એ નહીં મુડદા, જુજ અવસ્થા કરડારી.

ત્યાં એક સફેદ ચાદર ઓઢાડીને પછી તેને લઇ લીધી તો ત્યાં તો તમામ ફુલો સુગંધીવાળાં થઇ ગયાં. બેઉ રાજાઓ અડધાં અડધાં લઇને તેમની ક્રિયા કરી. વીરસીંગ રાજાએ સમાધી ચણાવી, અને બિજલીખાં પઠાણે તેમની કબર બનાવી હતી. હાલ પણ તે બેઉ રાજાની સરહદમાં તે પ્રમાણે મોજુદ છે. તીર્થ જાવાવાળાઓ તે પ્રમાણે યાદગીરી દર્શન કરી આવે છે.

ત્યાંથી પોતે સદ્ગુરુ કબીરસાહેબ બાંધોગઢમાં (છતિસગઢમાં) ધર્મદાસજી શ્રીમંત વાણીયાને પ્રગટ થઈ દર્શન આપ્યાં હતાં, તે કથા જો અહીં લખીએ તો પુસ્તક ઘણું જ મોટું થાય, તેવા કારણથી ટુંકાણમાં જ આપીએ છે કે, કબીર સાહેબનું જ્ઞાન ઊત્તમમાં ઉત્તમ છે. તે હકીકત તદ્દન નિર્વિવાદ જ છે.

કબીર સાહેબના કેટલાક શબ્દોમાં ભજનોમાં કેટલીક વાણી વિના અનુભવવાળાઓને ઘણી ઉલટી લાગે છે, પણ તે વાણી ઉલટી નથી પણ ઘણી જ શુદ્ધ અને સુલભ જ છે.

કબીર સાહેબકા સિદ્ધા ગ્નાન, પહેલે ભોજન પીછે ધ્યાન.

ભાવાર્થ:—જો મનષ્યો ધ્યાન પ્રથમ કરવા જાય તો તેનું ધ્યાન અકારત છે કારણ કે:—ભોજન જમવામાં જે વૃત્તિ રહી જાય તેથી પ્રથમ ભોજન જમી લઈ નિરાંતે ધ્યાનમાં બેસનાર સુખેથી નિવૃત્તિથી ધ્યાન ધરી શકે છે, તેથી તેનું ધ્યાન સફળ છે.

કોઈ શબ્દોમાં લખે છે કે બિલાડી કો ઊંદર ખાઈ ગયો, તે હકીકત તો સદ્ગુરુ ઠીકજ કહે છે કે:—તમારૂં મન જે છે તે ઉંદરજ છે. અને બિલાડીરૂપી ચૈતન્યાત્મા છે, તેને મન હમેશાં ખાયા કરે છે. તેનો બીજો પણ અર્થ થાય છે કે:—શબ્દ જે છે વાણી એ પણ મનુષ્યો જ બનાવે છે તેથી શબ્દરૂપી ઉંદર તેને બનાવનાર મનુષ્ય જ છે પરન્તુ તે શબ્દ (વાણીરૂપમાં) મનુષ્ય હમેશાં બંધાએલો જ રહે છે. તેથી ઊંદર બિલાડીને ખાઈ જાય છે, ત્રીજો અર્થ વહેવાર અંગે લઈ જાઓ તો તમો સ્ત્રીને સાથે લગ્ન કરીને લાવો છો, પછી પુત્રાદિ કુટુંબ પેદા થાય છે. તે માયાના બંધનમાં (વશમાં પોતે પુરૂષ થાય છે, તેથી એમજ સમજો કે, ઊંદરરૂપી રૈયતે કુટુંબ અને તેનાથી બળવાન પોતે પુરૂષ છે છતાં તેમાં બંધાય છે, તેથી બિલાડીને ઉંદર ખાઇ ગયો. તેમ અર્થ થાય છે, હવે ચોથો અર્થ એ છે કે:—દેવ-સ્થાનમાં (દેરાસરમાં) મંદિરમાં ઠાકોરજી અગર હનુમાનજી અગર દેવી (માતાજી) વિગેરેની પ્રતિષ્ઠા કરીને પોતે બેસાડે છે. પછી તેને પોતાના ઇષ્ટ તરીકે માનંદી કરીને તેઓ પોતે તે માનંદિરૂપી ઉંદર અને બિલાડી રૂપી કાળ જીવને માનંદિ કલ્પના ખાઈ જાય છે.

પહિલે જન્મે પુત્ર, પીછે જન્મી માય:
ઉઠો ગુરુજી, ચેલાને લાગો પાય.

(ભાવાર્થ)—પુત્રનો જન્મ પહેલો જ હોય છે, તેનું કારણ એ છે કે,—જ્યાં સુધી પુત્ર પેદા થતો નથી ત્યાં સુધી તેને બાપ કોણ કહે? બાપ કયારે કહેવાય કે?—જ્યારે તેને પુત્ર પેદા થાય ત્યારે જ,

બીજો અર્થ એ છે કે;—પ્રતિમા મૂર્તિ બનાવીને મનુષ્ય જ તૈયાર કરે છે. પછી તેનો કર્તા પોતે જ થયો તે ભાન પોતે ભૂલી જાય છે. અને તે મૂર્તિને પ્રણામ કરે છે. પગે લાગે છે. દર્શન કરીને (પ્રાર્થના કરીને) તેની પાસે નાના પ્રકારનાં સુખભોગની માગણી કરે છે, પરન્તુ તે પોતે તેને બનાવનાર છે છતાં નિર્બળ થઈ જઇ તેનીજ આંગળ રડે છે છતાં તેને એ જ્ઞાન આવતું નથી કે એ મનુષ્યે (સલાટે) તેને બનાવી આપી છે તો તે મૂર્તિ પોતે જડ છે, અને હું મનુષ્ય ચેતન છું એવું ભાન (પારખજ્ઞાન) તેને થતું નથી, તેથી સદ્ગુરુ કબીર સાહેબ પોતે કહે છે કે જગતના જીવો પોતાની અજ્ઞાન દશા અંધશ્રદ્ધાની અંદર માર્યા ગયા.

"સમુદ્રને પી ગયું ફીણુ" ગોડાને ગળી ગયું જીન"

ભાવાર્થ:—સમુદ્રરૂપી ચૈતન્યાત્માને ફીણરૂપી મન ગળી ગયું, તેમ ઘોડારૂપી ચેતન અને વાણીરૂપી જીન તે જીનરૂપી વાણીમાં જીવ બંધાઈ ગયો. એટલે કે કલ્પનામાં બંધાઈ ગયો છે, તેથી પારખ પ્રકાશ જ્ઞાન વિના સર્વ પ્રકારની ખોટી માનંદિમાં પડેલો જીવ કેવી રીતે મુક્ત થાય? તેવા કારણથી સદગુરૂ કબીર સાહેબ પોતે જગત જીવો પર દયા સ્વભાવથી દયા દૃષ્ટિ કરીને પારખજ્ઞાનનો પ્રચાર કરવા સંતોને આજ્ઞા કરતા જ રહે છે કેઃ—હે સંતો? હે શ્રોતાઓ સાંભળો! અને હમેશાં પારખ પ્રકાશ જ્ઞાનને પ્રાપ્ત કરવા પારખનિષ્ઠ સદ્ગુરુને શરણે જઇ સદાને માટે સત્સંગ કરો, (એ અભિપ્રાય) તાત્પર્ય એ છે કે કબીર સાહેબના જીવનચરિત્રનો પાર કોઇ પારખી સંતો જ જાણી શકશે. બીજાઓને તો તે વિશે માહિતી જડી શકે નહિ, કારણકે પારખ વિના કેવી રીતે પરખી શકે? એ પરમાત્મા (ચૈતન્યાત્મા) અવિનાશી અમર અચળ અને અખંડ પારબ્રહ્મ (બ્રહ્મથી ઉપરનું પદ

જે ચૈતન્ય અસલિયાત સત્ય સ્વયં પારખ પ્રકાશ) પોતે છે, તેવા પદને પરખનારા પણ પારખનિષ્ઠ સંતો સદ્ગુરૂ સ્વયં જ્ઞાની જ હોય છે. સદ્ગુરુ સત્યયુગમાં સત્ય સુક્રિતના નામથી પ્રગટ થઇ સહતેજી નામના મુખ્ય શિષ્યને ચેતાવ્યા હતા. ત્રેતાયુગમાં સત્ય પુરૂષ મુનિંદ્રજી નામે પ્રગટ થઇને મુખ્ય બંકેજી નામના શિષ્યને ચેતાવ્યા હતા. દ્વાપુરયુગમાં સત્ય કરૂણામય નામ ધરાવી પ્રગટ થઈ મુખ્ય શિષ્ય ચત્રુભુજને ચેતાવ્યા હતા. કળિયુગમાં સત્યકબીર નામ ધરાવી પ્રગટ થઇ ધર્મદાસજી શ્રીમંત વાણીયાને મુખ્ય શિષ્ય કરીને સત્યોપદેશ માટે સત્યપંથ ચલાવી જગતના જીવોના ભ્રમ નાશ કરવા પ્રધાનાચાર્ય પદ આપીને મુક્ત કરવાની કુંચી બતાવી છે. તે પ્રમાણે આરતી ચૌકા વિધિમાં શબ્દો આવે છે કે;—

"ધર્મદાસ તુંમ પંથ ઉજાગર. અરપો દલ પરસો સુખસાગર"
"ધર્મદાસ માનો ઉપદેશા, સત્યપુરુષકા સુન હું સંદેશા"

આ પ્રમાણે સદ્ગુરૂ કબીર સાહેબે ધર્મદાસજીને સત્યોપદેશ આપી સત્ય પંથ ચલાવવા જગતજીવોનો ઉદ્ધાર કરવા સત્યમાર્ગ સમજાવીને આજ્ઞા આપી છે કે—હે ધર્મદાસજી! તમે પંથનો ઉજાગર કરો સત્ય પ્રકાશ, પ્રકાશ જ્ઞાનનો સત્યબોધ જગતના જીવોને સાચી ચેતવણી આપો. સત્યપુરૂષકા સંદેશા (સ્વયંનિજસ્વસ્વરૂપ) ચૈતન્ય પદને જાગૃત કરો, એવી રીતે સર્વને તે જ્ઞાનનો સંદેશો કહો જેથી સૌ–પોતાના અસલ સ્વરૂપને પરખી મુક્તપદે (પરમપદે) પહોંચે.

ઉપર પ્રમાણે કબીર સાહેબનું જીવનચરિત્ર છે. વાંચન વર્ગને સુચના આપીએ છીએ કે;—કદી પણ બીજી રીતે ધોખા જ્ઞાનને ભ્રમમાં પડવા કદી પણ તસ્દી લેશો નહિ. કારણકે;—

વાણી હે બહુ ભાતકી, કહાં કહાં ચીત્ત દીજીયે;
જો હોય અપને કામકી, તાહીકો મથ લીજીયે.

# હિંદુઓના ભયંકર દુઃખોનો નાશ કરનાર સદ્ગુરૂ કબીરસાહેબ વિષે.

## "ગ્રંથ આત્મ વિલાશનું પ્રમાણ"

પરમ પૂજ્ય શ્રીમાન શ્રી શ્રી ૧૦૮ શ્રી મહંત સાહેબ શાન્તીદાસજી મુ. જામનગર વાસી તેમણે ગુરુભૂમિકામાં સર્વને શાન્તિ આપનાર શ્રી સદ્ગુરુ કબીર સાહેબ વિષે જે હકીકત આપી છે કેઃ—

સદ્ગુરૂ કબીરસાહેબ સ્વયંસિદ્ધ અને આધ્યાત્મિક જગત્‌ના સૂર્ય રૂપ માન્યા ગયા છે. તેમ તે અજન્મા, સ્વયંસિદ્ધ, સ્વયંજ્ઞાની અને સંતમતના આદિ સદગુરુ છે, સદગુરુ કબીરસાહેબનું પ્રાકટય ઇતિહાસ યુગમાં થયું છે. તેઓના પવિત્ર સ્વરુપને મનુષ્યોએ આંખોથી દેખેલ હતું, અને તેઓશ્રીના વચનામૃતોને કાનોથી સાંભળેલ હતાં. એનો કોઇનાથી ઇનકાર થઇ શકે તેમ નથી. મુસ્લિમયુગમાં એક એવા સદ્ગુરુ કબીરસાહેબ થયા છે, જે આપ સરખા આપ જ હતા કે જેઓએ સત્ય સનાતન ધર્મના ઉદ્ધારના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો. કોઈ ધર્માચાર્યે તો લોકોને પોતાના પંજામાં લાવવા માટે એવું કર્યું કે ભાઈભાઇએ એક જગ્યા પર બેસી ભોજન કરવું તો દૂર રહ્યું, પણ ઉલટા પરસ્પર શત્રુ બનાવી દીધા.

પરન્તુ આ મહાપુરુષનો કેવળ સચ્ચાઈથી ભરેલો સન્માર્ગનો ઉપદેશ કે જેને હિન્દુ મુસલમાન બંને જાતિના લોક આજ સુધી પણ સત્કારપૂર્વક સાંભળતા તથા માનતા આવ્યા છે. શ્રદ્ધાળુ પુરુષોએ અવશ્ય જાણી લેવું જોઇએ કે—કોઈક મૂર્ખ કુતર્કીના સિવાય, વિચારશીલ એવો કોઇ પણ પુરૂષ નહિ હોય કે જે સદ્ગુરૂ કબીરસાહેબની પવિત્ર વાણી વાંચી યા શ્રવણ કરી તેમને પરમ સત્યપુરૂષ ન માને. ભારતવર્ષના બહુ જ વિશેષ સંતમતોના આચાર્યોનો સમુદાય સદ્ગુરૂ કબીર સાહેબને સ્વયમ સત્પુરૂષ પ્રકટયા માને છેઃ આજ પણ વિશ્વમાં

શાંતિ સ્થાપવાનો પ્રયત્ન કરનાર વિજ્ઞસમુદાય કબીરગુરૂને મહાન્ સત્પુરૂષ સમજીને તેમના સિદ્ધાંતોના સેવક બની તેમને જ પોતાના પરમ આરાધ્ય માની રહ્યા છે. એમાં સંદેહ નથી કે સદ્દગુરુ કબીરસાહેબ એક આદર્શ હતા. જે સમય કબીરગુરૂસાહેબ સમર્થ પ્રકટ થયા તે સમય ભારતવર્ષની મહાન દુર્દશા અને વિકટ પરિસ્થિતિ હતી. ભારતમાં હિન્દુઓના એક છત્ર રાજ્યની શ્રૃંખલા ટૂટી ગઇ હતી.

દિલ્હી નગરમાં સમ્રાટના સિંહાસન ઉપર તઘલખ વંશનો અંતિમ બાદશાહ મહમદ તઘલખ હતો અને તે ભારતનો સમ્રાટ કહેવાતો હતો. હિન્દુ બાદશાહ મુશલમાન બાદશાહોની આધિનતાનો સ્વીકાર કરી ચુકયા હતા અને તેઓના પર બલિષ્ટ સત્તા તે મુસ્લિમ બાદશાહોની હતી. તે સત્તાનો ઉપયોગ પરતંત્ર હિન્દુઓનો સંહાર અને સંકટો નાખવામાં થતો. તે લોક બહુ જાલમ, નિર્દય, અન્યાયશીલ તથા હિન્દુ જાતિના અકારણ વિદ્રોહી હતા. તેમના તરફથી તે કાળમાં હિન્દુ લોકો પર સેંકડો તરેહનાં ટેક્સ (કર) લાદવામાં આવ્યા હતા. તે એટલે સુધી કે હિન્દુ લોકોને ધર્મભ્રષ્ટ કરી નાખવા અને તેઓને દીન ઇસ્લામનો સ્વીકાર કરાવવો. આ માટે તેમણે કોઇપણ ઉપાય બાકી રાખ્યા ન હતા. એ કાળમાં અનાશ્રિત હિન્દુ લોક એક ભારે વિપત્તિમાં ફસાયેલ પડયા હતા ! કોઈ હિન્દુની કોઇ પ્રાર્થના અથવા પોકાર સાંભળતું નહોતું, સિવાય એક પરમાત્મા વિના તેઓને બીજો કોઇ રક્ષક અથવા આશ્રયદાતા પણ ન હોતો દેખાતો ! અસહ્ય સંકટોથી હિન્દુ લોકો એટલા બધા ત્રાસી ઉઠયા હતા કે પોતાના ઉદ્ધાર માટે પરમાત્માના વિશ્વાસને પણ ઘણાખરા વેઠની માફક વહન કરતા હતા. અવ્યક્ત મહાન શક્તિને ન જાણનાર વ્યક્તિઓ શરીર સંબંધી સંકટોનો છેડો જ ન જુવે, ત્યારે પરમાત્મામાંથી વિશ્વાસ ગુમાવે તેમાં આશ્ચર્ય પણ શું ? ખાસ પ્રસિદ્ધ ઇતિહાસ ઉપર જ દૃષ્ટિ કરીએ છીયે તો પણ, વિ. સં. ૭૬૮ (ઈ. સ. ૭૧૨) થી લઇ, વિ. સં. ૧૭૬૩ (ઇ. સ. ૧૭૦૭) સુધીમાં અર્થાત્ નવસો પંચાણું વર્ષ સુધી વિદેશીઓના હાથથી ભારત સંતાનોને કાંઇ થોડું દુઃખ સહન કરવું પડયું નથી !

તેમાં વળી ખાસ–દિલ્લીશ્વર, હિન્દુ સમ્રાટ મહારાજા પૃથ્વીરાજ ચૌહાણુ ઉન્નતિની ગતિને રોકવા તથા તેમને નષ્ટ કરવાના કૂટ ઉપાય, નરાધમ સ્વદેશદ્રોહી કનોજ રાજા જયચંદ રાઠોડ યોજવા લાગ્યો, ત્યારે હિન્દુ વૈરી ક્રૂર શહાબુદ્દીન ઘોરી, આ ગૃહ કલેશનો લાભ લઇ ભારત વર્ષ પર ચઢી આવ્યો અને હિન્દુસ્તાનની સ્વતંત્રતા છીનવી લઇ તેના પવિત્ર હૃદયમાં ઇસ્લામની પતાકા ઠોકી બેસાડી. જે ખરાબ પળે ભારતવર્ષમાં કુસંપનું બીજારોપણ થયું, જે ખરાબ પળે અભાગી ભારતવાસીઓએ પોતાના જાતિ બંધુઓનું રૂધિર વહેવરાવવા માંડયું, ત્યારથી જ ભારતવર્ષની અધોગતિનો પ્રારંભ થયો ! ગિજનીના બાદશાહ શહાબુદ્દીન ઘોરીએ પહેલી ચડાઇ હિંદ પર વિ. સં. ૧૨૩૪ (ઇ. સ. ૧૧૭૮) માં કરી અને છેલ્લી વખત વિ. સં. ૧૨૪૯ (ઇ. સ. ૧૧૯૩) માં ચઢી આવી દિલ્લીના મહારાજા પૃથ્વીરાજ ચૌહાણને 'નારદી'ના આગળ દષદ્વતિના કિનારે હરાવી કેદ કર્યો અને દિલ્લી નગરમાં પ્રવેશ કરી મહારાજા યુધિષ્ઠિરનું પવિત્ર સિંહાસન પોતાના તાબામાં લીધું, ત્યાંથી લઇ પાંચસો ચઉદ વર્ષ સુધી (૩૮) આડત્રીશ વિદેશી રાજપુરૂષોએ (કે જેમાંથી એકાદ બેના અપવાદ સિવાય) હિન્દુસ્તાનમાં જેમ મનમાં આવ્યું તેમ ધરની મનસ્વી નીતિથી રાજ્ય કર્યું છે (જુઓ ઇતિહાસ ગુરૂ ખાલસા અ૦ ૯ પૃષ્ઠ ૬) એમાં પ્રથમ એક ઘોરી વંશનો હતો. તેના પછી દસ પુરુષ ગુલામ વંશના, તે બાદ ચાર પુરુષ ખિલજી વંશના અને એક ખુશરૂ નામનો ગુજરાતી થયો. તે બાદ છ પુરુષ તઘલખવંશના તથા ચાર પુરુષ સૈયદવંશના અને ત્રણ પુરુષ લોદી વંશના તથા તે બાદ ઔરંગઝેબ સુધી છ પુરૂષ મોગલવંશના અને વચમાં હુમાયુથી ગાદી છીનવી ત્રણ પુરૂષો શુર-વંશના થયા. બસ એવી રીતે આડત્રીસ વિદેશી લોકોએ આ દેશપર અધિકાર જમાવી કાળક્રમથી પંગ ઉપાડી લીધા, એઓમાંથી એકાદ બે સિવાય એકનો પણ ઇતિહાસ એવો નથી કે જેઓએ હિન્દુ જાતિને કોઇ ને કોઇ પ્રકારે સંતાપી ન હોય! અને યોગ્ય વર્તાવ કર્યો હોય! પરન્તુ અરસપરસના રાગદ્વેષથી જેને જેને તક મળી તે તે

સમયે હિન્દુઓને સતાવવા એતો લોકોએ પોતાના સ્વર્ગનું સાધન અને પરધર્મ સમજી રાખેલ હતુ. તેઓ મૂર્ખ લુંટારુ તથા રાજ્યધર્મ-ભ્રષ્ટ હતા. કેમકે રાજાનો ધર્મ પ્રજામાં શાંન્તિ સ્થાપીને પોતાનો ઉપાર્જન કરવાનો છે, લુંટી ઝપટી પોતાના ઘરમાં ભાગી જવું એ હાકુ લુંટારાઓનું કામ છે. રાજાઓનું નહિ.

ભારતવર્ષનો ધનભંડાર અને રત્નભંડાર વિદેશી મુસલમાનોની આંખમાં ખટકવાથી તેઓ યમદુતોની પેઠે ચઢી આવી. ભારતવર્ષની લક્ષ્મી લુંટી જવા લાગ્યા. ભારતવર્ષના કોઇ થોડાં જ નગરો અને ગામો તેમના હાથથી નાશ પામ્યાં નથી. (જુઓ હિંદની પ્રજાનો ટુંકો ઈતિહાસ) વિ. સં. ૭૬૮ ઈ. સ. ૭૧૨)માં અરબોના ખલીફા વાલીદની કારકીર્દીમાં તેના જમાઈ મહમુદ કાસિમે સિંધ ઉપર ચઢાઇ કરી, સિન્ધના રાજાને હરાવ્યો અને આખો સિન્ધ દેશ સર કર્યો. એટલું જ નહિ પણ વિજયી કાસિમે જય અને લુંટના માલની સાથે આ ક્ષત્રિય રાજાની બે લાવણ્યમયો કન્યાઓને પણ પોતાના ખલીફાની પાસે ભેટ તરીકે બગદાદ મોકલી આપી, મુસલમાન લોકોની સિંધમાં સત્તા થવાથી તે દેશના ઘણા લોકોએ ઈસ્લામી ધર્મ કબુલ કર્યો. સિંધ પછી કાબુલ જુઓ. સાતમા સૈકાની અધવચમાં મુસલમાનો અફગાનીસ્તાનમાં દાખલ થયા. અફઘાન લોકો એવા બૌદ્ધ. બ્રાહ્મણ કે પારસી હતા, પણ કાબુલના હિન્દુ રાજાની હાર થઈ એટલે આખો અફઘાનિસ્તાન દેશ ઈસ્લામી ધર્મ પાળતો થઇ ગયો. તે સિવાય વિ. સં. ૮૩૧ (ઇ. સ. ૭૭૫)માં ધ્રુવભટ્ટ શિલાદિત્ય નામના રાજાના વખતમાં સિંધના મુસલમાન લોકોએ સુરાષ્ટ્ર–કાઠીઆવાડ ઉપર ચઢાઈ કરીને વલ્લભીપુર નગરીનો (વળા–ભાવનગર રેલ્વે ઉપર ધોળા જકશન પાસે અત્યારે આવેલું છે) ને તેના રાજ્યનો :નાશ કર્યો. તથા વિ. સં. ૧૦૩૩ (ઇ. સ. ૯૭૭) ગિજનીનો સબકતગીન સુલતાન પશ્કર લઇ લાહોર ઉપર ચઢી આવ્યો અને સિન્ધુ નદી સુધીનો પ્રદેશ જીતી લીધો. આ વખતે તેના અતુલ પરાક્રમની આગળ સેંકડો હિન્દુઓ પોતાનો

શુદ્ધ સનાતન ધર્મ છોડી મુસલમાન બન્યા? એજ શતાબ્દિના અંતિમ ભાગમાં સબક્તગીને પુનઃ એકવાર ભારતવર્ષ ઉપર આક્રમણ કર્યું. આ વખતે પણ તેના સૈનિકોએ એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર ગ્રહણ કરી ભારતવાસીઓને અસહ્ય દુઃખ દીધું અને પોતાની ઘોર નીચતા તથા કઠોરતાનો પરિચય કરાવ્યો. આ વખતે મુસલમાનોએ ભારતવાસીઓની જે ખરાબી કરી હતી, તેનો વિચાર આવતાં આજે પણ હૃદયમાં શોકાગ્નિ પ્રદિપ્ત થાય છે! સબક્તગીને બીજીવાર જ્યારે ભારતવર્ષ ઉપર આક્રમણ કર્યું, ત્યારે તેનો પુત્ર ભારતવર્ષનો પ્રચંડ રાહુ–મહમુદ પણ તેની સાથે આવ્યો હતો, આ વખતે મહમુદની ઉંમર ઘણી નાની હતી. પરન્તુ આટલી નાની વયમાં તે પોતાના પિતાના અનર્થકારી મંત્રનો જપ કરવા શીખી ગયો હતો ભારતનાં રત્નો હરી જઈ તેનું સત્યાનાશ કરવાની કલ્પના તે કાળથીજ તેના હૃદયમાં ઉત્પન્ન થઈ હતી. મહમૂદની આ રાક્ષસી કલ્પના સિદ્ધ થયાથી ભારતવર્ષનું જે અનિષ્ટ થયું, તેનાં શોચનિય ચિન્હો અદ્યાપિ આર્યાવર્તમાં સ્થળે સ્થળે વિદ્યમાન છે. સોમનાથ, ચિતોડ અને ગિરનારનાં દેવમંદિરો તેના પાશવ અત્યાચારોની સાક્ષી હજી સુધી જગતને આપે છે. વિ. સં. ૧૦૫૩ (ઈ. સ. ૯૯૭)માં તેનો પિતા મરી જવાથી તે સુલતાન થયો. મહમુદ ગજનવી ચુસ્ત સુન્ની મુસલમાન હતો. તેણે હિંદ ઉપર સત્તરવાર ચઢાઈ કરી હિન્દની સંપત્તિ લુંટી. નગરો, ગામો અને મંદિરોને બાળી જાળી, લુંટી, તોડી ફોડી, છિન્ન કરી ધુળમાં મેળવી દીધાં! આખા ભારતવર્ષને તેણે સ્મશાન સમાન બનાવી મૂકયો, એમ કહીશું તોપણ ચાલશે. (જુઓ ઇતિહાસ ગુરૂ ખાલસા. અ૦ ૯ પૃ. ૫૭) એક અંગ્રેજ પોતાના ઈતિહાસ 'હિન્દ'માં લખે છે કે, મહમૂદ ગજનવીએ બગદાદના ખલીફાના સામે એવી પ્રતિજ્ઞા કરી કે "હું હિન્દુસ્તાન પર અનેક વખવ આક્રમણ કરીને હિન્દુ લોકોને કતલ કરીશ, જે દીન ઈસલામને કબૂલ કરશે તેને જ જીવતા મૂકીશ. બાકી સર્વેને મારી નાખીશ. એ જવાંમરદીની પ્રતિજ્ઞા પર ખલીફાએ

તેને એક ઉટપટાંગ ખિતાબ (ઉપાધિ) પણ આપી હતી. એ પ્રતિજ્ઞાને પૂરી કરવા માટે મહમૂદે હિન્દ પર અનેક હુમલા કર્યા—અને તેમાં કોઈપણ હુમલો તેનો એવો ન હતો, કે જેમાં અનેક હિન્દુ લોકોના સુંદર સુંદર બાળક, બાળકીયોને પોતાના ગુલામ દાસદાસીઓ બનાવવાને માટે એકઠાં કરીને ન લઇ ગયો હોય! તાત્પર્ય એ છે કે જ્યારે જ્યારે તે આવ્યો ત્યારે ત્યારે કાઠિયાવાડની અંદર પ્રભાસપાટણના સોમનાથ જેવાં સારાં સારાં પ્રતિષ્ઠિત અનેક મંદિરોને તોડી પાડયાં! તેમાંથી લાખો રૂપીયાનો માલ લુંટી પોતાના દેશમાં તે લઈ ગયો. સોમનાથ મહાદેવની મૂર્તિને તોડી ભાંગી નાખવામા આવી અને તેના કટકા કાબૂલ ને ગઝનીની મસ્જીદોનાં પગથીયાં ઉપર ચોડવામાં આવ્યા મથુરા શહેરને તેણે વીસ દિવસ સુધી લુંટયું હતું. સેંકડો ઊંટ ચાંદી સોનાથી લાદીને પોતાના દેશમાં મોકલ્યા હતા. સારાં સારાં મંદિરો તોડી પાડયાં હતાં. મથુરાનો રાજા એજ સંકટમાં પોતાના હાથથી પોતાના બચ્ચાઓની કતલ કરીને આપઘાત કરી મરી ગયો! અહીંથી મહમૂદે પાંચ હજાર ત્રણસો માણસોને કેદ કરી પોતાના દેશ ગઝનીમાં મોકલ્યાં હતાં. "થાણેશ્વર' કબજે કરી અનેક મંદિર પાડી, મૂર્તિયો તોડી નાંખી અને સૃંગાર સજેલી 'ચક્ર સ્વામીની મૂર્તિ' ને તે ગઝની ઉપાડી ગયો. ત્યાં શાહી દરબારના સામે તેને દાટી. કે મુસલમાન લોક તે ઉપર પગ મુકીને દરબારમાં આવ્યા કરે. ત્યાંથી પણ બે લાખ હિન્દુને કેદ કરીને ગુલામ બનાવવા માટે ગઝનીમાં લઈ ગયો એ બધું હિન્દના ઇતિહાસમાં મુસલમાનોએ જ લખેલ છે.

પૃથ્વીરાજ ચૌહાણના હસ્તમાંથી દિલ્હી મુસલમાનોના હાથમાં ગયું. અર્થાત્ પાંચસો વર્ષથી ચાલતી મહાભારત હરિફાઇનો નિવેડો આવ્યો અને હિન્દુઓના હાથમાંથી દિલ્હીની રાજસત્તા સરી પડી, ને મુસલમાંનો ઉત્તર હિન્દના ધણી થયા. શહાબુદ્દીન ઘોરી મરી ગયા બાદ વિ. સં. ૧૨૬૨ (ઇ. સ. ૧૨૦૬)માં તેના તુર્કી ગુલામ કુતબુદ્દીને દિલ્હીમાં સ્વતંત્ર સત્તા સ્થાપી, તેના વિષે ઇતિહાસ 'તાજ અલમાસર'

માં લખ્યું છે કે, કુતબુદ્દીને જ્યારે મેરઠ તથા અલીગઢ ઉપર વિજય મેળવ્યો. ત્યારે તેણે હિન્દુ લોકોના સર્વે મંદિરો તોડી તેને ઠેકાણે મસજિદો બનાવરાવી હતી અને તે વખતે જેઓએ એ બંને શહેરોમાં દીન ઈસ્લામનો સ્વીકાર ન કર્યો તેમને મારી નંખાવ્યા. તેમ સુંદર સુંદર સ્ત્રીપુરૂષોને ગુલામ અને દાસ બનાવી લેવરાવ્યા. એજ કુતબુદ્દીનના વિષયમાં 'તબકાતનાસરી'માં એવું લખેલ છે કે તેણે જે સમયમાં બીહાર પ્રાંતને લુંટયો, તે સમયે એ પ્રાંતના એક લાખ બ્રાહ્મણોને તેણે કતલ કરાવ્યા હતા! અને હિન્દુ લોકોનું એક પ્રાચીન પુસ્તકાલય પણ ત્યાં જળાવિ દીધું હતું! અમીર ખસરીએ ઇતિહાસમાં 'અલાઇ'માં લખેલ છે-કે ફીરોજશાહ (ઉર્ફે જલાલુદીન ખિલજી) દક્ષિણનો વિજય કરીને પછી પોતાના રહેવાના શહેરની ચારે તરફથી હિન્દુ લોકોના અનેક મંદિરોમાંથી હજારો મુર્તિઓ મંગાવીને ચણાવી હતી અને કેટલાંક વર્ષ સુધી દરરોજ એક હજાર હિન્દુની કતલ કરીને તેના રક્તથી મુર્તિઓને સ્નાન કરાવવામાં આવતું હતું! એજ ફિરોજશાહે એ વાર મુલક માળવાને એવો લુંટયો લખેલ છે કે તેના પછી કેટલાંક વર્ષ સુધી મુલક માળવાના લોકોને ભોજન કપડાંથી લાચાર રહેવું પડયું હતું!

તેમજ અલાઉદ્દીન ખિલજીમાં સંબંધમાં અમીર અબદુલાખાન સાહેબ લખે છે કે—એ બાદશાહ મોઢેથી તો દીન દીન પોકાર કરતો હતો. પરન્તુ હૃદયની અંદરથી તેની મતલબ તો લુંટ કરવાની જ રહેતી. તેણે ગુજરાત પ્રાન્તના ખંભાત શહેરની આસપાસ લોકોના ખુનની નદી વહેવરાવી હતી. તેથી તેણે પણ ગુજરાતને લુંટીને સોના ચાંદી. હીરા; મોતી. મુંગા વગેરે અનેક જાતનો માલ તે એટલો બધો દિલ્હીં લઈ ગયો હતો, કે કદાચ અક્કલ હોત તો કંઈક પેઢીઓ સુધી ખર્ચત તો પણ ખુટત નહિ. તે સિવાય હજારો નાનાં નાનાં બચ્ચાં તથા વીસહજાર સુંદર સુંદર સ્ત્રીઓને ગુલામી કરાવવા માટે કેદ કરીને તે લઈ ગયો હતો. લુંટફાટ કરવી એ તો તેનું સાધારણ કામ હતું. ઇતિહાસ જોવાથી તેની અનેક વાતો એવી જ જોવામાં આવે છે.

એક દીવસનો વૃતાન્ત છે કેઃ-અલ્લાઉદ્દીને કાજી લોકોને પૂછ્યું કે ‘ હિંદુ લોકોના માટે કુરાનનો શું હુકમ છે ?’ કાજી લોકોએ કહ્યું— “જહાંપનાહ ! કુરાનમાં હિન્દુ લોકોને તો જમીન (પૃથ્વી) બતાવવામાં આવી છે, ને તે માટે લખ્યું છે કે તેનાથી ચાંદીની પ્રાપ્તિ કરી લેવી. તો બીજીવાર સોનું પ્રાપ્ત કરવાની કોશીશ કરવી જોઈએ. ખુદાનો હુકમ છે કે, મેં હિન્દુ લોકોને તો મુસલમાનોની સેવા કરવા માટે જ પેદા કરેલ છે. પયગંબર સાહેબના કથન અનુસાર ‘હદીસ જીયાલદિન’ માં લખ્યું છે કે-હિન્દુ કાફરો દીન મહમદ કબુલ ન કરે તો તેમને કેદ કરો. કતલ કરો. ગુલામ બનાવો. ધનમાલ લુંટીને તેમને લાચાર કરો અને તેઓને દીન ઇસલામમાં લેવા માટે અનેક પ્રકારનો ડર તથા તકલીફો આપો. કેમકે, કાફરોને મુસલમાન કરવા તે તમારી ફરજ છે.” કાજી લોકોની એવી સલાહ સાંભળી બાદશાહે પ્રસન્ન થઇ કહ્યું કે—“કાજીસાહેબ ! કુરાનનું ફરમાન તો દૂર રહ્યું પરંતુ મેં તો ખુદજ એ હુકમ દઈ રાખેલ છે કે, કોઈપણ હિન્દુની પાસે સડેલ ગળેલ ખાવાપીવાની અથવા પહેરવાની વસ્તુ વિના ધનમાલ ન રહી જાય” એ બાદશાહના સમયમાં હજારો હિદુઓની એવી દશા થઈ ગઈ હતી, કે ભોજન કપડાંની પણ તંગી હતી. પ્રજા ત્રાહિ ત્રાહિ શબ્દે પોકાર કરતી, પોતાના જીવનથી પણ ઉદાસ થઇ ગઈ હતી ! શહર દૌલતાબાદને તેણે એવું બરબાદ કર્યું હતું, કે ત્યાંનાં કુતરાં બિલાડાં પણ જીવતાં ન બચ્યાં. મોટાં મોટાં મજબુત સ્થાનોને સુરંગોથી તોડાવી નાખ્યાં. વળી એ અલ્લાઉદ્દીને શહર પટણાની ઇમારતો સંગે-મરમરની (આરસ પથ્થરની) હતી, તે તોડાવી ધુળમાં મેળવી અને ત્યાંનું એક પ્રાચીન પુસ્તકાલય બાળી નંખાવ્યું. તેમજ જે કિલ્લો તેણે દિલ્લીમાં બનાવરાવ્યો હતો, તેના માંટે પત્થર મસાલો સરવે હિંદુ લોકોનાં બરબાદ કરેલ મંદિરો તથા મૂર્તિઓનો જ હતો. આ અલ્લા-ઉદ્દીને પદ્મિનીને પ્રાપ્ત કરવા માટે જ ચિતોડપર આક્રમણ કર્યું હતું. દેવાંગના સમાન મહારાણી પદ્મિનીની સુંદરતા, ગુણ, ગૌરવ, મહિમા

સાંભળી તે નરાધમે ચિતોડને ઘેરી લીધું અને કહેણ મોકલ્યું, તેમ ઢંઢેરા પણ પીટાવ્યો કે "પદ્મિની મળતાં જ હું મારા પાટનગરમાં પાછો ચાલ્યો જઇશ".

પરંતુ શું રાજપૂતો વીર નથી ? શું તેમનાં શરીર નિર્જીવ માંસ પિંડવતજ છે ? શું તેઓ અલ્લાઉદ્દીનની દુષ્ટ માગણીનો સ્વીકાર કરશે ? કદી નહિ. દુરાચારી અલ્લાઉદ્દીનની આ દુષ્ટ અભિલાષા સફળ થઇ નહિ. છેવટે તેણે રાણી પદ્મિનીનો પડછાયો પણ દર્પણમાં બતાવવામાં આવશે, તો હું ચિતોડથી કુચ કરી પાછો જઇશ, એમ કહેણ મોકલ્યું. રાણા ભીમસિંહે તેમ કરવાનો સ્વીકાર કર્યો અને તેમ થયું છતાં એ પાપી બાદશાહે ભીમસિંહને દગલબાજીથી ફસાવ્યો. જેથી રાજપૂત વીરો અને યવનદલ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. ચિતોડની રક્ષાનો કોઇ ઉપાય શેષ રહ્યો ન હતો, તેથી રાજપૂત કુલ મહિલાઓ એ સતીત્વ અને સ્વાધીનતાની રક્ષા કરવાને માટે "જુહાર વ્રત" કર્યું. રાજમહાલયના અંતઃપુરની વચ્ચોવચ્ચ ભુમિમાં એક મોટું ભોંયરૂં હતું, તેમાં કાષ્ટ નાખી ચિતા પ્રજવલિત કરવામાં આવી. જોતજોતામાં અગણિત રાજપૂતબાળાઓ બાલ ખુલ્લા મૂકી, હૃદયવિદારક શોક-સંગીતથી ચિતોડપુરીને ગજાવી મૂકતી, તે ભયંકર ભોંયરા તરફ ચાલવા લાગી. સર્વ રૂપવતી અને લાવણ્યવતી ક્ષત્રિયાણિઓ કે જેને જોવાથી દુરાચારી શત્રુગણોની પાશવૃત્તિઓ ઉત્તેજીત થવાનો સંભવ હતો, તેઓ પ્રાણાર્પણ કરવાને તૈયાર થઇ. આ સર્વ લલનાઓની પાછળ મન-મોહિની મહારાણી પદ્મિની ચાલવા લાગી. ચિતોડની વીર મંડળી મૌન ધારણ કરીને ઉભી રહી હતી. સર્વ વીર રાજપૂતો પોતાના હૃદયને વજ્ર સમાન સખ્ત બનાવી આ ભયંકર કાર્ય ઉભા ઉભા જોતા હતા ! તેમની હૃદયેશ્વરીઓ, માતાઓ, ભગિનઓ (બહેનો) તથા કન્યાઓ સદાને માટે વિદાય લઈ તેમની સામે-તેમની આંખોની સામે પ્રબલ અગ્નિમાં પડી પ્રાણ ત્યાગવાને માટે જતી હતી ! તથાપિ એ વીરાંગનાઓની આંખોમાંથી અશ્રુનું એકપણ બિંદુ સ્રવતું નહોતું. આજે

તેમનાં નેત્રો સુકાઇ આરક્ત લાલ બની ગયાં હતાં. તેમજ તેમનાં નેત્રોમાંથી સમસ્ત જગતને પ્રજાળી નાખનાર વિરધર્મરૂપી આંસુની જ્વાળાઓ વરસી રહી હતી ! એક વખતે જે હૃદયોમાંથી પ્રેમના ઝરા વહેતા હતા, તે હૃદયો ધર્માંધાથી આજે સ્મશાનવત્ ઉજ્જડ બની ગયાં હતાં ! અને તેથી જ આ ભયંકર વ્રતનું અનુષ્ઠાન કરવામાં આવ્યું હતું. ધીમે ધીમે સર્વ સ્ત્રીઓ ભોંયરાના દ્વારપર આવી પહોંચી. સામે સીડીઓ પણ તૈયાર જ હતી. એક એક કરી સર્વ સ્ત્રીઓ ધીમે ધીમે નીચે ઉતરી કે તત્કાળ ઉપરથી ભોંયરાનું પ્રચંડ અને ભયાનક લોહદ્વાર ભયંકર અવાજ સાથે બંધ થયું. એક ક્ષણમાં અગણિત હત-ભાગી મહિલાઓનો કરૂણાજનક નાદ તેમાં વિલીન થઇ ગયો. આ ભયંકર અને કઠોર જુહારવ્રતનું અનુષ્ઠાન કરાવીને મહારાણા સ્વયં યુદ્ધમાં ગયા અને વીર રાજપૂતોના દળસહિત કેસરીઆં કરી મહાન પરાક્રમથી શત્રુ સેનામાં કુદી પડયા. રાજપૂતોની તીક્ષ્ણ અસિથી અનેક હતભાગી મુસલમાનો કપાઈ મુઆ. પાણીનો પરપોટો જે પ્રમાણે પાણીમાં સમાઇ જાય છે, તે પ્રમાણે વિશાળ સમુદ્રવત્ પ્રચંડ યવન-સેનામાં થોડા રાજપૂત વીરો કોણ જાણે કયાંય સમાઈ ગયા ? પિશાચ્ય બુદ્ધિ બાદશાહ અલ્લાઉદ્દીનને જીવશુન્ય સ્મશાન સમાન ચિતોડ પર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. પરંતુ સતી સાધ્વી પદ્મિનીને તો તે નજ પ્રાપ્ત કરી શકયો. આ યુદ્ધમાં ત્રીસહજાર રજપૂતો કેસરીઆં કરી લડયા અને માર્યા ગયા ! આ અલ્લાઉદ્દીને જ ગુજરાતના રાજા કરણ વાઘેલા ઉપર ચઢાઈ કરીને જીત મેળવી હતી. તેની રાણી કમળાદેવીને પકડી પોતાની સુલતાને બેગમ બનાવી તથા તેની પુત્રીને શાહજાદા ખિઝરખાંની બેગમ બનાવી વગેરે કંઈક અત્યાચારો તેણે હિંદુઓ પર કર્યા હતા !

જલાલુદ્દીન ખિલજીને અમીર સખરોએ પોતાના ઇતિહાસમા પરમ મિજાજનો લખેલ છે. પરન્તુ ઇતિહાસમાત્રમાં તેનું હિંદુઓપર પરમ મિજાજનું એકપણ ઉદાહરણ નજરે નથી પડતું. તેણેજ મુલ્ક

માળવા, ગુજરાત તથા કચ્છ દેશને લુંટીને નષ્ટ કરી દીધો હતો. કોઇપણ હિન્દુના ઘરમાં તેણે માટીના વાસણો તથા ફાટેલાં જુનાં કપડાંના સિવાય બીજી કોઈપણ કીંમતી વસ્તુને રહેવા દીધી નહોતી! હિંદુ જાતિના વીસહજાર બચ્ચાં, બચ્ચીઓને તેણે તેઓના માતા-પિતાઓથી જુદા કરી, પોતાની મજલિસના મુસલમાનોને ગુલામ–દાસ બનાવવા માટે ઇનામ તરીકે વહેંચેલાં તથા ચૌદહજાર હિન્દુ ગૃહસ્થોનાં શિર કપાવીને કિલ્લાની દીવાલો પર રખાવી દરેક ઉપર જુદો દીવો પ્રગટાવી દરિયાવ જમુનામાં ફેંક્યાં હતાં. પ્રજાને એવી કંગાલ કરી નાંખી હતી, કે વસ્તુ ખરીદવા માટે એક પૈસો પણ પાસે રહ્યો ન હતો! આ પાપી બાદશાહના વખતમાં અનેક હિંદુ લોક ભુખના લીધે દરિયાઓમાં ડુબી ડુબીને મર્યા હતા! આ હાલ તેની નરમ મિજાજનો કહેવાય છે. તે જો કદાચ તેજ મિજાજ હોત, તો આથી વધુ શું ન થાત?

અમીર ખસરોએ ઇતિહાસ લખતી વખતે બાદશાહની ખુશામતનો બહુ જ ખ્યાલ રાખ્યો છે. એક તરફ તે બાદશાહને નરમ મિજાજનો બતાવે છે, અને બીજી તરફ હિન્દુ લોકોને તો કાગડા કહી લખે છે. પરંતુ અમીર ખસરોના તે બાદશાહી ખુશામતના શબ્દો કાંઈ અનુચિત નથી. કેમકે તે સમયમાં હિંદુ લોકોનો પણ તેજ હાલ હતો કે, સિવાય 'બિસમિલ્લા' અરે રહમાન, રહીમ, ઇત્યાદિ શબ્દો વિના તે પોતાની જબાન પણ બોલતા ન હતા! હિંદુ લોકો ખુદ પોતાની જાતિની સાથેજ કાફર, બેસમજ, બેશઊર ઇત્યાદિ શબ્દોથી વર્તાવ કરતા હતા. કદાચ કોઈ હિન્દુ યુદ્ધમાં સામે લડી શહીદ થતો તો તેને દોજકમાં જાવાવાળો લખ્યો છે અને કદાચ મુસલમાન તેવો શહીદ થતો તો તેને બહિસ્તગામી લખ્યો છે. તાત્પર્ય એ છે કે તે કાળમાં હિન્દુ લોકો પણ પોતાની હિન્દી ભાષાને છોડીને ફારસી તથા અરબીને જ પસંદ કરતા હતા. એજ વાર્તાનું સમર્થન કરતાં કોઇએ ઠીક જ કહ્યું છે કેઃ—

"વેદ શાસ્ત્ર જલાદિયે, તબ ફારસી અરબી ગહી,
માતૃ ભાષાકો બચાને, કબોરને હિન્દી કહી—(૧)
ક્ષત્રિયોકી બીરતા, બસ હો ચુકી કાફુરથી,
આ જગાયા વીરને, કબીરને માયુરથી—(૨)

લોકોમાં કહેવત છે કે, "યથા રાજા યથા પ્રજા" શું વર્તમાન સમયને જોઇને આશ્ચર્ય નથી થતું, કે દેશે એકદમ પલટો ખાધો છે? કે જેના શિરપર ટોપી, ગળામાં કોલર, મુખમાં ચિરૂટ, હાથમાં સોટી, પગમાં બુટ, તથા જે 'કમ હિયર માઈડીયર' ઈત્યાદિ શબ્દોને ને ન બોલી જાણે, તેને વર્તમાનના લોકો લખેલ ભણેલ નથી માનતા.

એ જ તાત્પર્યથી ભીષ્મે યુધિષ્ઠિરને ઉપદેશ કર્યો છે કે—

" કાલો વા કારણં રાજ્ઞઃ રાજા વા કાલ કારણમ્ ॥
ઈતિ તે સંશયો મા ભૂત્ રાજા કાલસ્ય કારણમ્ ॥"

અર્થાત્—ભીષ્મ કહે છે કે-હે યુધિષ્ઠિર ! રાજાને ભલો બુરો થવામાં કાળ કારણ છે. અથવા કાળને ભલો બુરો કરી લેવામાં રાજા કારણ છે, એમાં તને સંશય ન હોવો જોઇએ. પરંતુ એ જ નિશ્ચય હોવો જોઇએ. કે કાળ રાજાને આધિન છે, જે ચાહે તે કરે.

ફિરોઝશાહને લોકો બહુ જ સારો કહે છે. તેણે પોતે બનાવેલા કિતાબ દિનચર્યામાં લખ્યું છે, કે 'મારાથી પ્રથમ થયેલા બાદશાહ લોક જરા જરા વાતપર મનુષ્યોનો નાશ કરી માટીમાં મિલાવી દેતા હતા અને હિન્દુઓને જીવતા અગ્નિમાં બાળી દેતા હતા. કોઈનાં નાક, કોઇનાં કાન, કપાવી દેતા હતા. અને થોડીજ કસુર થયે કોઈની આંખો કઢાવી નાખતા હતા ! તાત્પર્ય એ છે, કે તે લોકોએ એવું એવું કર્યું છે કે તેવું એઓને કરવું વ્યાજબી ન હતું. પરંતુ મેં તેઓને માફક નથી કરેલ, ઈત્યાદિ સાચું છે." પોતાના દહિને કોણ પોતાને મોઢે ખાટું બતાવે ? અથવા પોતાને મુખે કોણ મિયાં મિઠ્ઠુ ન બને ! પરંતુ ઈતિહાસ ફરિશતામાં" તેના જ વિષયમાં લખ્યું છે કે-જ્યારે એ બાદશાહે નગરકોટ કાંગડા ફતેહ કર્યું, ત્યારે તેણે ત્યાંના સર્વે હિન્દુ

લોકોના મંદિરોને પડાવી નંખાવ્યાં અને મૂર્તિઓને તોડાવી તેના ઉપર ગાયોનું માંસ લપેટી બ્રાહ્મણ લોકોના ગળામાં બંધાવેલ અને તેરહજાર હિન્દુ મૂર્તિપૂજકોને કેદ કરીને સરવેના મુખમાં ગાયનું માંસ અપાવી કાંટાવાળી ગદાથી મારી મારી માટીમાં મિલાવી તેમનો નાશ કર્યો !

એ જ બાદશાહને એક શમયે સૂચના દેનાર માણુસે આવીને જણાવ્યું, કે એક બ્રાહ્મણ દિલ્લીમાં સંતાઈ મૂર્તિપૂજા કરે છે. બાદશાહે એ જ વખતે તેને પકડી મંગાવી કાજીસાહેબને તેના માટે સજા પૂછી તો તેણે જીવતે જીવ અગ્નિમાં જલાવી ભસ્મ કરી દેવાનો હુકમ કર્યો. અહો બુદ્ધિ ! અહો વિચાર ! અહો ન્યાય તથા અહો મંત્રીગણની સંમતિ ! એ એ બધું ઈતિહાસમાં સ્મરણીય છે !

આ વાત તો ફિરોઝશાહના સમયની છે. બાદશાહ તૈમૂરના સમયની પણ તેવી એક વાત છે. તેણે દયાલપુર પ્રાંતના પાંચ હજાર હિન્દુઓને તથા અયોધ્યાના ચૌદહજાર હિન્દુઓને તથા બનારસ (કાશી)ના વીસ હજાર હિન્દુઓને મૂર્તિપૂજા કરતા પકડી, વિના અપરાધે કતલ કરાવી નાંખ્યા હતા ! એટલું જ નહિ, પણ તેમના સ્ત્રી, બાળકીયોને એકઠાં કરી દાસ દાસીયો તથા ગુલામ બનાવી લીધાં હતાં. વળી ભટનેર શહેર ઉપર મહસુલ લગાવવાની તકરારમાં તેણે ઓગણત્રીશ હજાર હિન્દુઓને કેદ કરીને જીવતે જીવે બાળી મૂકયા હતા ! જે દશેક હજારની અંદાજ હશે, તેઓને પણ તલવારની ધારે કતલ કરાવી દીધા હતા ! જ્યારે તેણે નવની કિલ્લાને ઘેરો ઘાલ્યો , ત્યારે ત્યાંના રજપૂતોએ પોતાના જીવનથી ઉદાસ થઇ પ્રથમ પોતાનાં બાળબચ્ચાંને પોતાના હાથે જ કતલ કરેલ છે અને પછી તેની સામે લડાઈમાં ઉતરી સર્વે શહીદ થયા છે. તેણે આખા શહેરને લુંટી બાળીને ધુળમાં મિલાવી દીધું. તાત્પર્ય એ છે કે તે કાળમાં જે હિન્દુ સામા આવ્યા તેમને જાનથી મારી નાખ્યા અને જે તેમના સ્ત્રી બચ્ચાં હતાં, તેમને ગુલામ બનાવ્યાં !

આવી રીતે જ્યારે જ્યાં ત્યાં મારફાડ કરીને તે દિલ્લીમાં પહોંચ્યો

તે ત્યાં કેવળ પંદરજ દિવસ નિવાસ કરીને કહેવા લાગ્યો. કે હું તો હિન્દુસ્થાનમાં કેવળ હિન્દુ લોકોને નષ્ટ ભ્રષ્ટ કરવાને માટે જ આવ્યો છું. પરંતુ બાદશાહી સુખોને ભોગવવા નથી આવેલો, યદ્યપિ પ્રથમ પણ મેં લાખો હિન્દુઓને કતલ કરેલ છે તથાપિ ફરી પણ મારે આરામથી બેસવું હરામ છે,

એવો વિચાર કરી તે જ વખતે શહેર મેરઠ ઉપર હુમલો કર્યો ત્યાં પણ અસંખ્યાત્ હિન્દુ કતલ કર્યા, મંદિર તોડી પાડયાં અને ગંગાના આરપાર પ્રાન્તોને લુંટફાટ કરી કંગાલ કરી દીધા તથા અસંખ્યાત્ સુંદર સુંદર બાળક બાળકીયોને ગુલામ અને દાસ બનાવી લીધાં તેમજ ઘણા જ મોટા મોટા જમીનદાર રાજા લોકો મુઠભેડ કરીને શહીદ થયા ! જેણે જેણે બ્રાહ્મણાદિ હિન્દુ લોકોને આધીન થઇ; દીન ઇસલામનો સ્વીકાર ન કર્યો, તેમના મુખમાં માંસ આપીને તેઓનો નાશ કર્યો. "ઇતિહાસ તોજક બાબરી"માં લખ્યું છે કે, જે હિન્દુ લોકો લડાઇમાં પકડી કેદ કરવામાં આવતા હતા, તેમને પણ પાછળથી બાદશાહની સામે કતલ કરાવી દેવામાં આવતા હતા. આ કતલ કરેલ મનુષ્યોની લાસો એટલી તો જમા થઈ ગઇ, કે બાદશાહને તમ્બુઓનું સ્થાન બદલવું પડયું. આ હિન્દુસ્તાન દેશમાં જેટલા ઉંચા ટેકરાઓ ઉપર ઉજ્જડ ગામોની નિશાનીઓ જોવામાં આવે છે, તે સર્વે આવા જ બાદશાહોના અત્યાચારોની સ્પષ્ટ સાક્ષી દઇ રહેલ છે. ભાવ એ છે કે એ ઉંચા ઉંચા ટેકરાઓ ઉપર કોઈ કાળમાં શહેર, નગર, વસ્તી રૂપમાં આબાદ હશે પરંતુ આવા ક્રૂર લોકોના હત્યાચારોના પ્રભાવેથી એવી ઉજ્જડ દશા થઇ ગઈ છે.

આ તૈમૂરશાહ પોતાની દિનચર્યાના પુસ્તકમા લખે છે કે— મારે આ હિન્દુસ્થાન દેશમાં આવવાની તકલીફ ઉઠાવવાનું કારણ કેવળ બે કામને માટે છે. એક તો હિન્દુ કાફરોને દીન ઇસ્લામમાં લાવવા અથવા કતલ કરવા, અને બીજું તેઓના ધન, માલ. ઘર લુંટીને મુસલમાનોને લાભ આપવો એ છે. આ તૈમૂર બાદશાહ પ્રથમ હિન્દુ-

સ્થાનમાં 'સમરકન્દ'થી આવ્યો હતો. હિન્દુસ્તાનમાં અનેક સુબા તખ્તશાહીથી વિમૂખ થઇ સ્વતંત્ર હુકમત ચલાવે છે, ને મુસલમાનોનાં રાગ દ્વેષને લીધે દેશના અનેક પ્રાન્ત ઉજ્જડ થઈ ગયા છે, એવી ખબર સમરકન્દમાં તૈમૂર બાદશાહે સાંભળી પોતાના પુત્ર પીરમુહંમદને હિન્દુસ્તાનની તરફ ફોજ આપીને મોકલ્યો અને તે બાદ વિ. સં. ૧૪૫૪ (ઇ. સ. ૧૩૯૮)માં સમરકન્દથી ચાલી તૈમૂર પણ મુલતાનમાં પહોંચ્યો, ત્યાં તેના આવવા અગાઉ જ તેનો પુત્ર 'મુલતાન' ઉપર વિજય પ્રાપ્ત કરી ચુકયો હતો.

તૈમૂરે આગળ વધવા માટે લશ્કર એકત્ર કર્યું. અને જંગલના માર્ગે બીકાનેર, ભટનેરના કિલ્લાઓ ઉપર છાપા મારી બન્ને કિલ્લાઓ લુંટી લીધા. ત્યાં અનેક હિન્દુઓને કતલ કરાવી નાખ્યા અને એક લાખને કેદ કરી સાથે લીધા. ત્યાં અનેક હિન્દુઓને કતલ કરાવી નાખ્યા. તૈમૂરનું લશ્કર વિશેષ જોઈ સુલતાન મહમુદ તઘલખ પોતાના બાળબચ્ચાઓને લઈ ગુજરાત દેશમાં નાશી ગયો અને પાછળથી એ સૂના શહેર પર તૈમૂરે પોતાનો કબજો કર્યો. સર્વ શહેરી લોકોએ તૈમૂરનેજ પોતાનો બાદશાહ માની લીધો તોપણ તૈમૂરે શહેર લુંટીને અર્ધાથી પણ વધારે ભાગને બાળી નંખાવ્યું !

હિન્દુસ્તાનમાં તૈમૂરે પોનાના ત્રણ સુબા નિમ્યા અને પાછા ફરતાં હરિદ્વાર જઈ તેને ઉંજ્જડ કર્યું. તે બાદ અનેક પહાડી રાજાઓને લુંટી તે લાહોરમાં પહોંચ્યો. લાહોરને પણ ખુબ લુંટી અનેક હિન્દુઓને કતલ કર્યા. કેદ કર્યા અને કાશ્મીર થઈ તે સ્વદેશ ગયો. તેના ગયા પછી હિન્દુસ્થાનમાં તેના રાજ્યનું જ તેજ કાંઇ પણ રહ્યુ ન હતું. એ "મોગલ તૈમૂરલંગ"થી ઓળખાય છે. તૈમૂરે દીલ્લીની ગાદી ઉપર જે હક્ક સ્થાપ્યો હતો, તે તેની છઠ્ઠી પેઢીએ થએલા બાદશાહ બાબરે સાબીત કર્યો હતો. તૈમૂરના ગયા પછી ઈ. સ. ૧૪૦૫માં ખિઝરખાં સૈય્યદની મદદ વડે સુલતાન મહમુદ તઘલખ દિલ્લી પાછો આવ્યો પણ તે સાત વર્ષ પછી મરી ગયો.

પહેલા તો સત્તા માટે અમીરો અંદર અંદર ખુબ લડયા, પણ છેવટે ખિઝરખાં સૈયદ ગાદીએ આવ્યો અને તઘલખ વંશનો અંત આવ્યો: ત્યાર પછી વિ. સં. ૧૪૭૦ (ઈ. સા ૧૪૧૪)થી સૈયદવંશ શરૂ થયો. દિલ્લી તખ્ત પર સાત વર્ષ બાદશાહી કરી ખિઝરખાં મરી જતાં તેના પાછળ તેનો પુત્ર મુબારકશાહ વિ. સં. ૧૪૭૭) (ઈ. સ. ૧૪૨૧) મા ગાદીએ આવ્યો. તેના પાછળ તેનો પુત્ર મહમ્મદશાહ, વિ. સં. ૧૪૯૦ (ઈ. સ. ૧૪૩૪)માં ગાદીએ બેઠો. તેના બાદ તેનો પુત્ર આલમશાહ ઉર્ફે અલાઉદીન વિ. સં. ૧૫૦૧ (ઈ. સ. ૧૪૪૫) માં ગાદીએ બેઠો. પરંતુ તે બહુ જ એશઆરામવાળો હોવાથી તે રાજ્ય-તંત્ર સંભાળી શકયો. નહિ. જેથી આ અલાઉદીન પાસેથી બહલોલ લોદી નામના પંજાબના સરદારે ગાદી પચાવી પાડી અને અલાઉદ્દીનને પેન્શન બાંધી આપ્યું. આ રીતે સૈયદ વંશનો અંત આવ્યો અને લોદી વંશ ચાલુ થયો.

બહલોલ લોદી, વિ. સં. ૧૫૦૪ (ઈ. સ. ૧૪૪૮)માં ગાદીએ આવ્યો અને તેના પાછળ તેનો પુત્ર સિકંદર લોદી, વિ. સં. ૧૫૪૪ (ઈ. સ. ૧૪૮૮)માં ગાદી પર બેઠો. એણે ધર્માન્ધપણામાં હિન્દુઓના મંદિરો તોડી ત્યાં મસ્જીદો બંધાવી તથા મથુરા શહેરને લુંટયું અને ઘણા-ખરા હિન્દુઓને કતલ કરાવ્યા. તેણે પોતાના સુબાઓથી લડી દેશને ઉજ્જડ કરી દીધો હતો. પોતાના જીવનમાં તે આરામથી ન બેસી શકયો અને અનેક અનર્થો કર્યા. તેના મરી ગયા બાદ તેનો પુત્ર ઈબ્રાહીમખાં લોદી, વિ. સં. ૧૫૭૩ (ઈ. સ. ૧૫૧૭) માં ગાદીએ બેઠો. તે પણ સુબાઓની સાથે લડાઈ ટંટાઓ કરતો અને પ્રજાને બહુ જ દુ:ખ દેતો. આવી રીતના કલહ-કુસંપનો લાભ લઇ તેના સુબાઓના કહેણથી કાબુલના બાદશાહ બાબરે હિન્દુસ્તાન પર ચડાઇ કરી પેશાવરને રસ્તે થઈ પ્રથમ પંજાબ દેશને લુંટી લીધો. પાછળથી દિલ્લીપર છાપો માર્યો. પાણીપતના મેદાનમાં સામે જઈ ઇબ્રાહીમ લોદીએ યુદ્ધ કર્યું, પણ તે તેમાં ન ફાવ્યો ને માર્યો ગયો. આ લડા-

ૠથી લોદી વંશનો અંત આવ્યો અને મોગલવંશ શરૂ થયો.

વિ. સં. ૧૬૮૨ (ઈ. સ. ૧૫૨૬) માં દિલ્લીનો બાદશાહ બાબર પહેલો મોગલવંશમાં દિલ્લીના શાહી તખ્ત પર બેઠો. આ રીતે હિંદુસ્થાનમાં મોગલાઇ શરૂ થઈ. મોગલવંશ શરૂ થયો. તેનાથી સાત વર્ષ પહેલાં અર્થાત્ દિલ્લીના બાદશાહ મહમ્મદ તઘલખ અને તે વખતે સમરકન્દના અમીર તૈમૂરલંગ સુલતાને વિ. સં. ૧૪૫૪ માં પોતાની રાજ્યધાનીમાંથી ચાલી હિન્દુસ્થાન ઉપર કરેલ ચડાઇથી લઇ લોદીવંશના છેલ્લા બાદશાહ ઇબ્રાહીમશાહ લોદી સુધીનો (વિ. સં. ૧૫૭૫ સુધીનો) ઐતિહાસિક બધો સમય સદ્‌ગુરુ કબીરસાહેબના પ્રાકટ્યથી લઈ તેમની અંતિમ ગુપ્ત લીલા સુધીનો છે. અને તે તે સમયને નિહાળતાં ક્રૂર રાક્ષસના હૃદયમાં પણ દયા ઉપજ્યા વિના રહે નહિ, એવો હિન્દુઓના જાનમાલ અને હિન્દુધર્મના ટકાવ માટે બહુજ સંકટ ભરેલો સમય હતો !

વિશેષતઃ તે સમયના મુસલાન સુલતાનો અત્યાચારી હતા, તે સઘળાઓએ હિન્દુઓ સાથે વૈરભાવ રાખ્યો હતો. તેમની ધર્માંધતા અને લોભવૃત્તિને લીધે તેમનાં હૃદય અધિકાધિક કઠોર હતાં. લોભવૃત્તિનાં કુટિલ નેત્રો–પાપ પુણ્ય, ધર્માધર્મ અને ન્યાયાન્યાય કાંઇ જોઇ શકતા નથી. નરહત્યાને તેઓ પવિત્ર કાર્ય માનતા હતા અને પરધન તથા પરદારા (પરસ્ત્રી) હરણને તેઓ ન્યાયી ધર્મ માનતા હતા. આ ભયંકર દુર્નીતિને અનુસરી તેઓ ભારતવર્ષના પવિત્ર હૃદયપર અનેક ભયંકર ઉત્પાતો કરતા હતા ! અને સદ્‌ગુરુ કબીરસાહેબ પવિત્ર કાશી ધામમાં પ્રકટ થયાં તે પહેલાં અને તે અરસામાં યવનલોકોએ ભારતવર્ષનાં સુશોભિત નગરો, ગામો અને હિન્દુ મંદિરોનો નાશ કર્યો અને હિંદનું ધન લુંટી લીધું ! ભારત સંતાનોનાં હૃદયનું રક્ત ચુસી લીધું ! સમસ્ત ભારતવર્ષ એક વિસ્તૃત સ્મશાન બની ગયું ! પ્રત્યેક ઘરમાં વિપત્તિરૂપ પિશાચિની પ્રવેશી સહુને ભયભીત કરવા લાગી ! જે પવિત્ર વસ્તુઓને મુસલમાનો સ્પર્શ પણ ન કરી શકે, તે વસ્તુઓને તેઓ

તોડી ફોડીને ઠોકરથી ઉરાડતા. જે સુંદર વસ્તુઓ ભારતવર્ષનાં શિલ્પી-કામના આદર્શ નમુના સમાન ગણાતી હતી, તે સર્વનો કઠોર હૃદયથી હૃદયથી મુસલમનોએ ધ્વંસ કરી નાખ્યો. જાણે ભારતનો પ્રલયકાળ પાસે આવી પહોંચ્યો છે કે શું ? એવો ભાસ થવા લાગ્યો ?

અરે ! એ પ્રલયકાળ સમાન ભાસતી ભારતની દુર્દશાની ભયં-કરતાનું દૃશ્ય 'રામાયણ' ના કર્તા ગોસ્વામીજી શ્રીતુલસીદાસજી મહારાજે કાશીની એ સમયની દુર્દશા જોઈ "કવિતાવલી" ગ્રંથમાં શ્રી. કાશી-વિશ્વનાથની આ પ્રકારે પ્રાર્થના કરી છે—

" ગૌરીનાથ ભોલાનાથ ભવત ભવાની નાથ.
વિશ્વનાથ પુર ફિરી આન કલિકાલકી:
સંકરશે નર ગિરીજાસી નારી કાસીવાસી,
બેદ કહી શહી શશિ શેખર કૃપાલકી—
છ મુખ ગનેશ તે મહેસકે પિયારે લોગ,
બિકલ બિલોકીયત નગરી બિહાલકી;
પુરી સુર-બેલિ કેલી કાટત કિરાત કલિ,
નિઠુર ! નિહારિયે ઉધારી ડીઠિ ભાલકી—

અર્થાત્—હે ગૌરીનાથ ! હે ભોળાનાથ ! હે ભવાનીનાથ ! શંકર ! આપની આ વિશ્વનાથપુરી-કાશીમાં તો આ સમયે કલિયુગની દુહાઇ (હુકમ) ફેલાયેલ છે. જે કાશીમાં નિવાસ કરવાવાળા નર અને નારી શંકર અને પાર્વતી સમાન હતાં, આ વિષયમાં ચંદ્રચુડ આપ દયાળુ પ્રભુનો પ્રતાપ વેદોયે પણ સ્વીકાર્યો છે. જે નગરીના નિવાસી આપને આપના પુત્ર કાર્તિકસ્વામી તથા ગણેશજી સમાન પ્રિય છે; એ નગરીની વિકળતા અને દુર્દશા આ સમયે પ્રત્યક્ષ જોવામાં આવે છે ! કલ્પલતાના સમાન પવિત્ર અને ફળદાયક એવી કાશીપુરી રૂપી લતાને આ કરાલ કલિકાલરૂપી ભિલ કાપી રહ્યો છે. હે નિષ્ઠુર મહાદેવજી ! આપના લલાટમાં રહેલા ત્રીજા અગ્નિ—નેત્રને ઉઘાડો અને જુઓ.

ઇત્યાદિથી સ્પષ્ટ સમજાય છે કે એ વખતે અત્યાચાર અને અધર્મ બહુ વધ્યો હતો. સાક્ષર અને સંતપુરુષ ગોસ્વામીશ્રી તુલસીદાસજીથી એ સહન ન થયું. જેથી એ કલિકાલરૂપ દુષ્ટને ભસ્મ કરી નાખવાને માટે ભગવાન્ શિવજીને તેમને પ્રાર્થના કરવી પડી !

સદ્‌ગુરુ કબીરસાહેબ પ્રકટ થયા તે અગાઉ અને તેમના પ્રાકટ્ય વખતે, કેવી વિષમ સ્થિતિ હતી ? અને તે વખતે હિન્દુઓ ઉપર કેવા અસહ્ય અત્યાચારો ઇસ્લામી શાસકો તરફથી થતા હતા ? તેની સાક્ષી ઇતિહાસ પૂરે છે. આ દુ:ખોમાંની મુક્તિ મેળવવા ખાતર હિન્દુ પ્રજા, પિતા પરમાત્માની સજળ નેત્રે પ્રાર્થના કરી રહી હતી. તેના આર્ત સ્વરોનો નિનાદ–કરૂણ અવાજ આ બ્રહ્માંડના ઉપર એકવીસ બ્રહ્માંડથી પરે, સોળે અસંખ્ય જોજન પર સત્યલોકમા સત્પુરૂષને પહોચી ગયો. અનાશ્રિત હિન્દુઓનો એ આર્તનાદ શ્રી અનાદિ બ્રહ્મ સત્પુરુષના દરબારમાં પણ સંભળાયો. તેથી હિન્દુઓની રક્ષા કરી સર્વ માનવ જાતિના ઉદ્ધાર અર્થે સનાતન સત્યધર્મના સિદ્ધાન્તોનો સંસારમાં પ્રચાર કરવા માટે, સત્પુરુષના તરફથી જ્ઞાનીજીને આજ્ઞા થઇ. આ વાત "કબીરમિહિરોદય" થી સ્પષ્ટ સમજાય છે, જેમકે—

(વીરછંદ–રાગ લાવણી)

યવનોકે ઉત્પીડક શાસનસે, જનતા ઘબરાઇથી;
ત્રાહિ ત્રાહિકી આર્તધ્વનિ બસ, સુનનેમેં એક આઇથી;
કૌન બલિ થા એસા સત્વર, દૂર ભગાતા ઉસકા ત્રાસ,
ગુરૂ કબીરકે ચરણ કમલમેં, મન મિલિન્દકા હો નીત વાસ—૧
સત્ય લોક તક ફૈલ ગઇ વહ, આર્ત જનોકી કરૂણ પુકાર,
સત્પુરૂષને જ્ઞાનીજીસે કહા, શિઘ્ર હો જાઓ તયાર;
યવનોંકે સત્ શિક્ષા દેના, કરકે નીરૂકે ઘર વાસ.
ગુરૂ કબીરકે ચરણુ કમલમેં, મન મિલિન્દકા હો નીત વાસ—૨
થા કાશીકે નિકટ ભાગમેં, લહર નામકા સુન્દર તાલ,
જિસકે ચારો ઓર લગેથે, ચંપક, તાલ તમાલ રસાલ;

કમલાકર વહ બન જાતાથા, જબ હોતાથા સુર્ય પ્રકાશ,
ગુરૂ કબીરકે ચરણકમલમેં, મન મિલિન્દકા હો નીત વાસ—૩
બાલરૂપકો ધર કર સતગુરુ, કમલ પત્ર પર લેટે થે,
હોને લગી વાત કાશીમેં, નીરૂકે ઘર સિદ્ધ નિવાસ,
ગુરૂ કબીરકે ચરણકમલમેં, મન મિલિન્દકા હો નિત વાસ—૪

ભાવાર્થ—સદ્દગુરુ કબીર સાહેબ દયા કરીને હિંદુ લોકોનું મહાન કષ્ટને દુર કરવા પોતે બાલક સ્વરૂપે પ્રકટ થયા તે દયા કંઈ જગત્ જીવો પર ઓછી નથી, તે હકીકત અને તેનો મુળ અસલ સિદ્ધાન્ત (હેતુ) શમજનાર પારખી સંતો જ પરખાવી શકશે. એને પૂર્ણ જીજ્ઞાસુઓ જ સમજી શકશે કે કબીર સાહેબ સત્ય ચૈતન્યાત્મા જ છે.

## "સંસાર એ જ માયાવિ નગર છે"

આખા વિશ્વમાં ફક્ત પોતાનું સ્વરૂપ એટલે ચૈતન્ય પદને પરખે એ જ જીવો મુક્ત સમજવા, બાકીના તમામ ચૌરાશી ચક્કરમાં પડયા પડયા નર્કાદિ દુઃખ સહે છે–ભલે મોટા લાખો મનુષ્યોને બોધ આપતા હોય તોપણ મુક્ત થવાના નથી તે નક્કી સમજવું, માટે આજેજ મુક્ત થવા (કબીરાશ્રમમાં) પધારી એક પુસ્તક ખરીદી લઈ પોતાની મુક્તિ મેળવો.

## "જગત જીવોને ભ્રમ કયાંથી પડયો ?"

જગતમાં ઉપદેશ કરનારાઓના મત ન્યારા ન્યારા હોય છે. કોઇ કહે છે કે ઈશ્વર છે, અને કેટલાક બીજાઓ કહે છે કે ઇશ્વર નથી તે પોતે આત્માએ જ પરમાત્મા તે પોતે જ છે, આવી રીતે બેઉ, (સિદ્ધાન્ત ન્યારા ન્યારા જોઈ જીવોને ભ્રમ પડયો એ ભ્રમ જાય નહિં ત્યાં સુધી એ જીવોનું કલ્યાણ પણ નથી, હવે તેનું તાત્પ્રિય એ છે કે તમો ધ્યાનપૂર્વક સાભળો !

જ્યારે જીવ પોતે સ્વયં વિચાર કરે કે ઈશ્વર છે એમ કદાપિ માનીએ તો–પણ આપણા કરેલા કર્તુત કર્મ શુભ અગર અશુભ જેવા

કર્યાં હોય તેવા કર્મો તો જીવ પોતે ભોગવે છે. તેને ફેરફાર કરનાર કોઇ પણ એવો ઇશ્વર જોયો નથી અને કોઈ નજરે જોવાની હકીકત મળી નથી, આખી દુનિયા વિના પારખ પોતે અજ્ઞાન હાલતમાં બીજાઓનું કહ્યું માની ગુરૂવા લોકોની ખોટી માનંદિં માનીને લાચાર બનીને ગુરૂવાઓનો દાસ એ જીવ બન્યો અને આખર માર્યો ગયો. (ચોરાસીમાં નર્કવાસનો ભોગી બન્યો) અરે હે દિવાના જીવ ! જરાક તો ખ્યાલ કરવો જ જોઇએ કે જેવી કીંમ્મત જો ચૈતન્યાત્માની નથી. પરંતુ એક પત્થર સાલિગરામ તેની કિંમ્મત કે જ્યાં અજાણ્યા જીવો માથા પટકી પટકીને લાચાર થઇને મરી મટે અને તન, મન, ધન, પોતાની તમામ મીલકત તે પત્થર આગળ હરાજ કરે છે, પરંતુ તેને પોતાની કિમતની ખબર (પારખ) નથી કે આખા બ્રહ્માણ્ડનો પોતે જ બનાવનાર આત્મા (ચૈતન્ય) છતાં તે પોતે પત્થરને લાવી તેને સલાટ પાસે એક મૂર્તિ બનાવરાવી અને મંદિરમા પધરાવી (પ્રતિષ્ઠા) કરાવી તે-જડ પત્થરવત મુર્તીને માનવા લાગ્યો એને એટલો પણ વિચાર સુઝતો નથી કે હું પોતે જ તેનો બનાવનાર છું છતાં ગુરૂવા લોકોની અંધ શ્રદ્ધા અજ્ઞાનવતમાં જીવ પોતે પારખવીના માર્યો ગયો.

## ( ઇશ્વર વિષે )

અદ્ધર ઈશ્વર છે એમ માનવાવાળા અગર કહેવાવાળાઓને ખબર આપવામાં આવે છે કે લાખો ગાયો હમેશ કપાઇ જાય છે, તો ઈશ્વરને અનંતો આંખો છે એમ વેદશાસ્ત્રોવાળા કહે છે તો-કસાઇ લોકો ગાયોને કાપી નાંખે છે, તથા બીજા પણ પ્રાણીઓની હત્યા કરે છે તો ઇશ્વર અનંતો આંખોથી દેખીને પણ કસાઇ લોકોને શિક્ષા કેમ કરતા નથી ? અને સર્વ વ્યાપક ઈશ્વરને માને છે તો તે ગાયોમાં બકરામાં પણ સર્વવ્યાપક ઇશ્વર છે છતાં બિચારા અબોલા જીવોને અસહ્ય દુઃખ કેમ દેવે છે:? જરાક થોભો અને આ વિષય પર ધ્યાન દઈ બુદ્ધિનો સદુપયોગ કરો કે તમારો આત્મા મહાન શક્તિવાળો છે પણ

ખોટા ભ્રમમાં ભૂલી લાચાર બન્યો છે કે અમો તો કંઈ જ હિસાબમાં નહિં ને ઇશ્વર માલીક છે તે સર્વશક્તિમાન છે, એમ કહી લાચાર બની ગયો, બેહોસ બની ગયો., અને બીજો કર્તા ઈશ્વર માનીને તેવી અનુમાનની ભક્તિ કરવા લાગ્યો. પરંતુ અનુમાન ઇશ્વરની પ્રાપ્તિ કયાંથી હોય ? ? કદી અસંખ્યો જુગ તપ કરીને વીતી જાય પણ નહિં હોય તે વસ્તુ કદી પણ મળી શકતી નથી, એવી રીતે આખું જગત વિના પાણીએ બુડી મરે છે, વિના અગ્નિ બળી મરે છે, જો કોઇ પારખજ્ઞાન પ્રાપ્ત કરે તો તેણે સૌ ભર્મ મટી જાય છે, અને નિર્ભય પદે પહોંચી શકે છે.

## "છવીશ સાધનો"

## "કનિષ્ટથી મધ્યમમાં જઈ ઉત્તમ થવા માટે શું શું કરવું"

(સકલ પદાર્થ હે જગમાંહિં, કર્મહિણ નર પાવતનાહીં)

કારણ વિના કાર્ય હોતું નથી તેથી ઉત્તમ ગતિને પ્રાપ્ત કરવા સાધન કર્મ કરવા પડે છે. ઉત્તમ પદ મેળવ્યા પછી તેને કંઇ પણ સાધનની જરૂર નથી. જેને મનુષ્ય હોવા છતાં તેઓ ઉચ્ચપણું પ્રાપ્ત કરવાનું જ્ઞાન હોતું નથી. તેઓએ પ્રથમ શું સાધન કરવું તે માટે ઉત્તમ પદે પહોંચવા મહાત્માઓએ સાધનો બતાવેલા તેની વીગત સમજૂવા સાટે ખુલાસો અહિં આપવામાં આવ્યો છે તે સાંભળો ? મૂર્તિપૂજન (૧) ઉપવાસાદિ (૨) યોગ્યાભ્યાસ (૩) પૂણ્યદાન (૪) યજ્ઞાદિ (૫) તિર્થાદિ (૬) નિત્ય નિયમ પાઠ (૭) સત્યસંગ (૮) સત્ય સંત ગુરૂથી ઉપદેશ ગ્રહણ કરવો (૯) પૂજાપાઠ આરતી વિધિ (૧૦) ઓછવ કીર્તન (૧૧) ભજન ગાવા અથવા સાંભળવા (૧૨) જ્યાં સંત રહે ત્યાં દર્શનાર્થે જવું (૧૩) સંતોની (ગુરૂની) ઘેર પધરામણી કરવી (૧૪) હમેશાં સત્ય કાર્યના વિચારોનેજ વિચારવા (૧૫) મન પ્રફુલ્લિત રાખવું (૧૬) ક્રોધથી રહિત થવું (૧૭) માયા મદનો ગર્વ કાઢી દેવો. (૧૮) ધન કુટુંબને નાશવંત છે તેમ જાણવું. (૧૯)

ધનનો સંગ્રહ કરવો નહિ (૨૦) જે મળે તેમાં જ સંતોષ રાખી પોતાની આજીવિકા ચલાવવી (૨૧) પારકાનો દોષ જોવો નહીં. (૨૨) પોતાનો ભૂલથી અગર વિના ભૂલથી જો કદી દોષ થયો હોય તો તેનો પ્રશ્ચાતાપ કરીને ફરીથી કોઇ પણ દોષ ના થાય તે વિષે હંમેશાં ચેતતા રહેવું. (૨૩) પારખજ્ઞાનથી પ્રાપ્ત કરવા પારખનિષ્ટ સંતોને શરણે થવું. (૨૪) હંમેશા સત્ય પુરુષનો બને તેટલો સ્હેવાસ કરવો. (૨૫) દેહાન્ત સમયના ટાઇમ શુધી પણ (છેલ્લી ઘડી સુધી પણ) ખોટા વિચારો અગર માયાવિ વાસનાના બીજોને પ્રફુલ્લિત ન કરવા એટલે તેને જડમૂળથી બાળીને ખાખ કરવાં. (૨૬)

ઉપરના છવીસ સાધનો જેને મળ્યા હશે તેઓ મુક્તપદે પહોંચ્યા હશે અને તેઓ જીવનમુક્તજ છે, તેમ સમજવું. અને તેઓને કંઈ પણ સાધનો બીજા શીખવા કે પ્રાપ્ત કરવા જરૂર રહેતી નથી. અને છવીસ સાધનોથી પણ તે—આત્મા અલગ છે. જેમ પગથીઆં ચડયા પછી માળ મેડે પહોંચ્યા પછી પગથીઆંની જરૂર રહેતી નથી. કારણ કે જે જે આત્મા પરમ પારખપદે પહોચ્યો, પછી તેને કંઈ પણ કર્મ કરવાની જરૂર રહેતી નથી, પરંતુ જેને ચઢવું છે તેને તો સાધનોની ખાસ જરૂર છે.

ફક્ત જેઓને પૂર્વના સત્યસંગના પ્રભાવે (સંસ્કારથી) જેઓને પારખપ્રકાશ જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેને તો છવીશમાં એકપણ સાધનની જરૂરજ નથી કારણકે સ્વયં સ્વસ્વરૂપ પારખપ્રકાશજ્ઞાનવાળાઓ તો સદા મુક્ત જ છે, તેવા સત્ય પુરુષો તો બીજા આત્માઓને મોક્ષપદે પહોંચાડવા જ જગત્ ઉપર વિચરે છે.

**(સાખી)** સંત બડે પરમાર્થી, શીતળ જીનકા અંગ;
તપ્ત બુજાવે ઓરકી, દે—દે—અપના રંગ

## ( મહાન મંત્રને સૌ કોઇ હંમેશાં રટણ કરો. )

॥ સત્ નામ સત્ કબીર, ગુરુ પ્રભુ પ્યારે ?
હે. નાથ! સદ્દગુરુ, હું શરણ તુમ્હારે. ॥

## "કર્તવ્યમાં મુકવા લાયક અમોલ્ય શિક્ષા વચનો."

૧. જીવનની એક ક્ષણ કરોડો સોના મ્હોરોથી પણ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઈ નુકશાની છે?

૨ સદ્દઉદ્યોગ સદ્દભાગ્યનો સહોદર છે, આજની કિંમ્મત આવતી કાલથી ડબલ છે. તેથી આજે બને તે કાલ ઉપર રાખો નહીં.

૩ વખત કુદરતનો ખજાનો છે. ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિંમતી હીરા છે, ડાહ્યા માણસો કિંમતીમાં કિંમતી હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામાં વધારે નુકશાની સમજે છે.

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઈ શું?

૫ ડૉકટર, બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાં જ કેળવણીનો હેતુ પુરો થતો નથી, પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મ શ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથી મન મારતાં શિખવાય તેજ ખરી કેળવણી છે.

૬ જે માણસ પોતાની ઈચ્છાને કાબુમાં રાખી શકે નહી, તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહી.

૭ સમાજસેવા અને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે, કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પત્થર સમ ગણે, અને પર સ્ત્રી માતા તુલ્ય માને તેનાથી જ આત્મસેવા થઇ શકે છે.

૮ પ્રશંસાની ઈચ્છા રાખો નહી, પણ પ્રશંસા થાય તેવાં કાર્યો કરો. કીર્તિ સત્કાર્યની સાથે જ રહે છે.

૯ જો તમારે મ્હોટા થવું હોય તો પ્રથમ ન્હાના બનો; ઊંડો પાયો નાખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૧૦ મ્હોટાઈનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઈથી નહિ, પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે. માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧ તલવારથી કીંમત મ્યાનથી નહી પણ ધારથી થાય છે તેમ માણસની કિંમત ધનથી નહિ પણ સદાચારથી થાય છે.

૧૨ વૈર લેવું એ હલકાપણાનું કામ છે; ત્યારે ક્ષમા કરવી એ મ્હોટાઇનું કામ છે; વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે.

૧૩ વાદળાંઓ વરસે એને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે, તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪ વરસાદ માગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માંગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૧૫ મોટી પદવીએ ચઢયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તેજ શેતાન, શેતાનના ઉપર કાંઈ શીંગડા ઉગતાં નથી.

૧૬ સખાવત સ્વર્ગની કુંચી છે, અને દયા .ખાનદાનીનો ખજાનો છે; પથ્થર જેવા હ્રદયની સાથે ખાનદાની રહેતી નથી.

૧૭ નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ શીખે દાતાને જ મળે છે.

૧૮ ભુંડાઇને બદલે ભલાઈ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ સમજવો.

૧૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મ્હોટો માણુસ.

૨૦ સાંભળે કે ગ્રહણ કરે તેનેજ શિખામણ આપવી સારી; મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દુધ પાવા બરોબર છે.

૨૧ બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતામાં હોય તો, પ્રથમ પોતાનો અવગુણ દુર કરવો પછી બીજાને કહેવું.

૨૨ ચોર, વ્યભિચારી, પરદ્રોહી, ગુરુદ્રોહી, રાજદ્રોહી એવા માણસથી હમેશ દૂર રહેવું, તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે, અંતે અધોગતિમાં લઈ જનાર છે.

૨૩ અનેક યુદ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મ્હોટો યોદ્ધો શૂરવીર ગણાય છે.

૨૪ શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષમાં જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઈ પણ ચીજમાં મળતું નથી.

૨૫ ધનમાં, મોજશોખમાં, અને ખાવાપીવાના વિષે પ્રેમ ન કરવો પરન્તુ સત્સંગમાં, જ્ઞાનમાં, દાનમાં અને સત્યપંથ (સત્યધર્મમાં પ્રેમ રાખવો તે ઘણું ઉત્તમ કાર્ય છે.

૨૬ જેનાથી દુઃખ મટે તેનીજ પાસે હૃદય ખોલવું, જેની તેની પાસે હૃદય ખોલવાથી માણસની હલકાઈ થાય છે, તેમ પાર ઉતારે તેને જ ગુરુ કરવા. (પારખી સંતોને જ ગુરુ કરવા જોઈએ)

૨૭ અફીણ કરતાં કરજ વધારે ઝેરી છે, અફીણ ખાનારનેજ મારે છે, ત્યારે જ કરજ દીકરાના દીકરાને પણ દુઃખી કરે છે.

૨૮ ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની સારી અસરને ભુંસી નાખે છે. માટે પારખ જ્ઞાનના જ પુસ્તકોને હમેશાં વાંચવા પર ધ્યાન લો.

૨૯ ધર્મનું મૂલ વિનય છે; કપટથી નહી પણ ખરાં દીલથી વડીલો, સજ્જનો અને ગુરૂઓનો વિનય સાચવવો.

૩૦ ઉપકારીનો ઉપકાર ભૂલી જનારમાં માણસાઈનો ગુણ રહી શકતો નથી; પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે.

શ્રી સત્યનામ પરમાત્માને નમઃ

# કલ્પ વૃક્ષનાં બીજ

સદ્દગુરુ ચૈતન્યાત્માના (પારખનિષ્ઠ) સંતોનાં વંદનથી સર્વ વસ્તુ સાધ્ય છે, સૃષ્ટિના સદ્દગુરુ પરમાત્મા જે ઇશ્વર તેના બતાવેલા નિયમોની બહાર પગલું નહિ ભરનાર મનુષ્ય મોક્ષે જાય છે.

———

વાંચવું, વિચારવું, મનન કરવું, સંબોધવું, ને વર્તવું.

———

સત્યશોધક એટલે આ પુસ્તકનો લેખકઃ—

**શ્રી. "મયૂર" પંડ્યા મુ. નારદીપુર**

———

# સુવર્ણ શિક્ષણ પત્રિકા

સુખનું સ્થાન સ્વર્ગ છે, જન જાણજો એ દિલ થકી,
દુઃખનું સ્થાન નર્ક છે, જન માનજો એ મન થકી,
શાંતિ સ્થાન મોક્ષ છે, પ્રમાણ જો જન જ્ઞાનથી,
ઈશ્વરને આરાધજો, નિષ્કામ ભાવે ધ્યાનથી,
સત્ય પ્રકાશ પાડજો, જન હૃદયમાં વૈરાગ્યથી ?
(ગુરુ) કરે કલ્યાણ; જન વર્તન કરે સદ્‌ભાગ્યથી.

તપથી, યોગથી, કે સમાધીથી જે ફળ મળતું નથી તે ફળ કળીયુગમાં શ્રી. પારખનિષ્ટ સંતોના સત્સંગથી જલદીથી મળે છે.

## અભિનંદન

**શ્રી જનતાવર્ગ ? ? ? વાંચોને વિચારો ? ?**

"આ કલ્પ વૃક્ષનાં બીજ" ને પવિત્ર, જ્ઞાની, ને નિષ્કામી પુજ્ય મહાત્માઓના હૃદય કમલમાંથી સ્ફુરેલાં તત્ત્વ છે. આ તત્ત્વામૃત, સર્વ કોઈ ને પાન કરવા યોગ, સંસારમાં સુખી, થવા યોગ, ને જન્મ મરણનો ફેરો ટાળવા, યોગ છે, તે વાંચનારના હસ્ત સંપુટમાં મુકી, આનંદથી વિરમું છું,' કારણ કે તે સત્ય બીજને ખંત, પ્રેમ, ને લાગણીથી પોતાના હૃદયવાળો, શુદ્ધ હૃદયથી શિતલ, છાયા મેળવો, ને શ્રદ્ધા રાખી ફળ પ્રાપ્ત, કરો તેજ "કલ્પવૃક્ષ" યા "મોક્ષ" છે તે નક્કી સમજવું.

"LOVE IS HEAVEN"

V. M. PANDYA
NGAURJDAIRPAUTR
( Via Kalol )

વિઠ્ઠલદાસ મોતીરામ પંડ્યા
"મયૂર"
મુ. નારદીપુર, તા. કલોલ. જી. અમદાવાદ.

# સમર્પણ

## શ્રી સત્ય કબીર સદ્‌ગુરુ પરમાત્માને નમઃ

પરમ પૂજ્ય શ્રી શ્રી ૧૦૮ શ્રી મહંત શ્રી મયાદાસજી ગુરૂ શ્રીમાનદાસજી સાહેબની સેવામાં—

મુ. અમદાવાદ, સાંકડી શેરી, સત્ય કબીર અમરધામ.

આપ તો સદ્‌ગુરુ સત્યકબીર સત્ય નામની ઉપાસના સાચા હૃદયથી ને નિષ્કામ ભાવથી કરી રહ્યા છો, ગામે ગામ ને ઘેરે ઘેરે ફરી ફરી સેવકોને સત્ય નામ સચોટ દેખાડી રહ્યા છો. મુમુક્ષોની અંતરની પ્રેમ ભાવના જગાવી રહ્યા છો. ભક્તિનો સાચો પંથ સદ્-કિર્ત્તનાર્થથી બજાવી રહ્યા છો. ગુરૂગમની અનોખી અગમ વાતો શિખવાડી રહ્યા છો! સત્ય કબીર (પરમેશ્વરને) મેળવવાની સદ્ શિક્ષા સમજાવી રહ્યા છો, ને ભાવિકોના આત્મામાં પારખજ્ઞાન ઊંડુ ઉતારી રહ્યા છો તેમજ સત્ય કબીરનો સાચો ધર્મ-ધ્વજ ઝળકાવી-(ફરકાવી) રહ્યા છો ધન્ય છે! ધન્ય છે!! આપના જીવનને કે સર્વ માયાઓનો ત્યાગ કરી સમભાવના, સદ્દસંગ ને સદ્ જ્ઞાનથી મોક્ષનો સરળ માર્ગ ઉજાવી રહ્યા છો. અન્ય ઉપર પ્રકાશી રહ્યા છો ને સત્ય કબીર અમર ધામને નિષ્કલંકિત દિપાવી રહ્યા છો તે સત્ય સાફલ્ય છે ને સંતની ફરજ પણ છે. તેથી "આ કલ્પ વૃક્ષનાં બીજ" નું નાનકડું પુસ્તક આપના કર કમલમાં મુકતાં અતિશય આનંદ પ્રકટ થાય છે તે સ્વીકારી કૃતાર્થ કરશો, ને મોક્ષદાયક (બી) ધર્મ ક્ષેત્રમાં વાવી સત્ય નામનું જળ સીંચન કરી કલ્પતરૂ કે જે મોક્ષ ફળ તે જગતને જણાવશો એજ અભ્યર્થના—સંવત ૧૯૯૬

લી. પામર સેવક
દાસાનુદાસ "મયૂર" પંડયા
નારદીપુર

## ( જીવને ચેતવણી )

### ( રાગ–માલકેશ )

દીન નીકે બીતે જાતે હય, સત્ય નામ કે સુમરન વિન (દિન૦)
સુમરન કર લે સત નામ ભજ, ઓર જગતકે વિષય[1] કામ તજ;
સંગ ન ચલસા એક દામ, જો દેતે હય સો પાતે હય (દિન૦)
લખ ચોરાશી ભ્રમ ભ્રમ[2] આયો, બડો ભાગ મનસા તન[3] પાયો,
હીયાં આય કછુ કરી કમાઇ, તબ જમસેતી[4] પડી લડાઈ,
ફિરિ પિછે પસ્તાતે હૈ૦ (દિન)
કૌન કબીત્ર[5] પુત્ર પરિવારા, તેં કીસકા હય, ઓર કોન નહિ તેહારા,
ધંધામેં હર નામ વિસરાયા, એ દેખનહિ કે નાતિહે[6], (દિન૦)
જ્ઞાની ધ્યાની ઓર વિવેક વિધાના, કર્મ ધર્મ જાકે મનમાના;
વાકે સંગ રહે ભગવાના, એ સદા નામ રંગ રાતે હૈ. દિન૦)
જૈસે પાની બિચ બતાસા, મુરખ લાગે મૌજકી આશા;
કહે કબીર શ્વાસોકી શ્વાસા, એ ગયે શ્વાસ નહિ આતે હૈ. (દિન૦)

---

(૧) ઇંદ્રિઓની મોજમજાહો (૨) ભમીને ભમીને (૩) માણસનો દેહ (૪) જમ મોત સાથે (૫) સ્ત્રી (૬) સગાઈ.

( આત્મા એજ ઇશ્વર છે )

# નિવેદન

॥ પાન કરો સૌ સ્નેહથી, વહે તો પિયૂષ પ્રવાહ ॥
॥ અભય સુખ ઇચ્છા થકી, જોસો ન અન્યની રાહ. ॥

મનુષ્ય–સ્ત્રી યા પુરૂષ, પ્રાણી–પશુ, પક્ષી, વિગેરે અને જીવ જંતુ ઇત્યાદિ કોઇ પણ સ્વતંત્ર નથી. જો સ્વતંત્ર હોત તો કંઇપણ શક્તિનો પાવર તેનામાં રહી શકત. કંઇ પણ ગુપ્ત બનાવ જાણી શકત, કંઇ પણ ભવિષ્યમાં થનાર વસ્તુ સમજી શકત. તો આપણે એમ સમજવું જોઇએ કે સ્વતંત્ર નથી. કારણ કે બીલકુલ મનની ધારેલી વસ્તુ પાર પડતી નથી–ઘણાં જ વિઘ્ન આવી મળે છે. ત્યારે આપણે શું સમજવું જોઇએ? ઊંડો ખ્યાલ કરતાં એમ જણાય છે કે આપણા ઉપર કોઇનો અધિકાર છે આપણા ઉપર કોઇની સત્તા છે. આપણા ઉપર કોઇનો અમલ ચાલી શકે છે. આ અજબ લીલા બનાવનાર કોઇ સમર્થ હોવો જોઇએ. ત્યારે તે કોણ? ઇશ્વર તો નહિ? જે પરમાત્માના નામથી ઓળખાય છે તે તો નહિ? જે જૈન લોકો મહાવીર ભગવાનથી ઓળખે છે ને સ્તુતિ કરે છે તે તો નહિ? જે ઇસ્યુ ખ્રીસ્તીઓ ગૉડ કહીને પોકારે છે તે તો નહિ? જે જે ઇસ્લામીઓ–મુસલમાન લોકો રહેમાનની બંદગી કરે છે તે તો નહિ? જે કબીર પંથીઓ સત્ય નામ કહે છે તે તો નહિ?

॥ રામ કહો, રહેમાન કહો, કુદરત કહો તે એક છે, ॥
॥ ચૈતન્યના ખેલ આગળે, મનુષ્ય માત્ર એક રેખ છે. ॥

અલબત્ત તે એક જ પ્રભુ છે. જુદા જુદા નામથી પ્રગટજ છે, એક દિપકમાંથી અનેક દિપક થઇ શકે છે, તેમ અનેક દિપકનું મુળ એકજ દિપક છે. તેમ જુદી જુદી વ્યક્તિઓ સ્તુતિ કરી રહેલી છે.

પરન્તુ તે સહસ્ર નામ ધરનાર તે એકજ જગનિયંતા અગમ અકામી સદ્દગુરુ છે. તે આપણે નિઃસંશયપૂર્વક માની શકીએ છીએ.

## ( મનને જ્ઞાનરૂપી દોરીએ બાંધો )

જ્યાં સુધી મનને જ્ઞાન દોરીએ બાંધ્યું નથી ત્યાં સુધી સર્વે ઉથલ પાથલ છે. મન એ કંઈ અજબ શક્તિ છે. મન બહુ રંગી છે. પ્રવાહી છે. જે ધારે તે બનાવી શકવાને હિંમત કરે છે. એક ક્ષણમાં એક પલમાં અને એક સેકન્ડમાં આખી સૃષ્ટિ બ્રહ્માંડની પ્રદક્ષિણા કરી પાછુ આવે છે. ભયંકર ઉજડ જંગલોમાં અને ખીણોમાં આથડી પાછુ આવે છે. મોટા મોટા પર્વતોના શિખરે પહોંચે છે ને પળમાં પાછુ આવે છે. સુન્દર તરૂની ગુફાઓમાં ને પર્વતોની અલૌકીક ગુફાઓમાં પેસી પાછુ આવે છે. મોટા સમુદ્રના સમુદ્ર ઓળંગી આવે છે, આકાશના તારાઓ ગણી આવે છે, તે પૃથ્વીના પડે પડમાં ઉતરી જઇ આખી પૃથ્વીને હચમચાવે છે.

"It is the mind that makes good or ill." સારૂં યા ખોટું કરનાર પણ મન છે. સુખ અને દુઃખનું કારણ પણ મન છે. તો પ્રથમ આપણે મનને કોઈ પણ યુક્તિથી, કોઈ પણ શક્તિથી અને કોઇ પણ રીતથી કેળવવું જોઇએ. સ્થાઈ, દ્રઢ, અને અચલ બનાવવું જોઇએ. મન બરાબર કાબુમાં આવ્યા પછી હું ધારી નહિ શકતો કે તે એક અલ્પ ભૂલને પણ પાત્ર થઈ શકાય.

(સાખી) મનકે હારે હારહૈ, મનકે જીતે જીત;
પરિબ્રહ્મકો જો પાઇયે, મનકી હોય પ્રતિત.

મનને કાબુમાં રાખવાને કેટલીક વસ્તુઓની જરૂર છે. ફક્ત દ્રઢતાની જરૂર છે એમ નહિ, પરંતુ સારા સંત પુરુષના સહવાસની જરૂર છે અને ઉત્તમ પારખજ્ઞાનના પુસ્તકોની ખાસ જરૂર છે, ઉત્તમ ખોરાકની જરૂર છે. ઉત્તમ ચારિત્રની જરૂર છે. ઉત્તમ વ્યવહારની જરૂર છે, ઉત્તમ બુદ્ધિની જરૂર છે. તેમ સદ્દધર્મની ખાસ જરૂર છે.

જન્મ મરણનો ફેરો ટાળનાર પણ એક મન છે, અને નર્કમાં નિગોદમાં ગોથાં ખવરાવનાર પણ મન છે. તેમ સ્વર્ગ સુખમાં ઝુકાવનાર પણ મન છે. તે મનને જરાપણ ડગવા ના દો, મનને જરાપણ આડે રસ્તે ચાલવાની છૂટ ના આપો. મનને જરાપણ ના બ્હેકાવો મનને જરાપણ ખોટા કુધારાનો સ્વાદ ના ચખાડો, નુકશાન થાય તેવું નવું નવું મનને ના દેખાડો, તો જ મન પોતાનો હઠ છોડી દેશે. અને આપણે જેમ નચાવીશું તેમ તે નાચશે. મનના વશ ના થાઓ પણ મનને જ્ઞાનથી વશ કરો. સારાં વચનો, સારા શબ્દો અને સારાં પુસ્તકો એ ઉન્નતિનાં કારણ છે, વાંચી મનન કરવું, તે પ્રમાણે વર્તવાને મનને સજ્જડ પ્રતિજ્ઞા, દઢતા, અને જ્ઞાનના ઘેરામાં ઘેરી લેવું તો કરેલા કાર્યનું ફળ મળ્યા વિના રહેશે નહિ. તેમ આ લીધેલો શ્રમ કંઈ પણ અંશે ફલીભુત થવા પામશે એમ મારી માન્યતા છે. વિજ્ઞપ્તિ એટલી જ કે ફક્ત ઈશ્વર સ્મરણ વખતે "કલ્પવૃક્ષનાં બીજ" નાં એકજ વખત પાઠ કરી જાય તોપણ, હૃદય પર ધસી આવતા અલ્પ દુષ્ટ વિચારો જુદા જ રસ્તે જાય ને ધારેલા અવિચલ સુખનો ઉદય થાય—

"કલ્પવૃક્ષનાં બીજ"માં કોઈ પણ કલમનો અપવાદ માલુમ પડતો હોય તો કાર્ય અને સ્થિતિનો વિચાર કરી લેવો.

जीतं जगतः केन ? मीतं मन तेन । જગત કોણે જીત્યું ? જેણે મનને જીત્યું તેણે— "સંતપુરુષ સદ્‌ગુરુએ"

**मन एव मनुष्याणां कारणां बंध मोक्षयो । એજ બદમાશ મન આપણને સુખદુઃખને ચાકડે ચક્કર ચક્કર ઘુમાવે છે. એટલે થાકીને કહેવું પડે છે કે પ્રભુની અથવા સંતોની દયા-કૃપા સિવાય એમાંથી છુટાવું અસંભવિત લાગે છે.**

"મયૂર" પંડયા, નારદીપુરકર

# કલ્પવૃક્ષનાં બીજ

## (૧.) પરબ્રહ્મ પરમાત્મા ( સદ્દગુરુને નમસ્કાર )

(જે પ્રરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટુંકું અને સર્વોપરી સત્ય નામ છે) જેનું યોગીપુરુષો નિત્ય ધ્યાન કરે છે. અને જે કામ મોક્ષના દાતા છે તે પરમ સત્ય પુરુષો સંતોજ સદ્દગુરુને વારંવાર નમસ્કાર કરૂં છું.

## ૨. ( સત્સંગ વિષે )

દુઃખ માત્રની આત્યંતિક નિવૃત્ત અને સચ્ચિદાનંદમય પરમધામની નિત્ય પ્રાપ્તિ માટે સત્યશાસ્ત્રનું જ્ઞાન સમજવા માટે ધ્યાન વારંવાર ચિત્ત સત્યસંગમાં પરોવવું યોગ છે અને વિત્ત દીન–દુઃખીઓને આપવું યોગ છે.

## ૩. ( કર્તાની ખૂબીને ધન્ય છે. )

અસંખ્ય મનુષ્યોની આકૃતિઓ જોવામાં આવે છે, છતાં એક સરખી આકૃતિ કોઈ પણ મનુષ્યની જોવામાં આવતી નથી. તેજ અજાયબ છે, તેવી કુદરત કર્તાની ખૂબી છે, ધન્ય છે ! હે ! પ્રભુ (સદ્દગુરુ) ત્હારા અલૌકિક ગુણ ગાવાને આ સેવકની અલ્પ મતિ જરાપણ સમર્થ નથી.

## ૪. (જન્મની સાફલતા)

અમુલ્ય મનુષ્ય અવતાર વારંવાર મળનાર નથી. માટે જરૂર સદ્દગુરુનું સ્મરણ કરવું, સુતાં, બેસતાં, ઉઠતા પણ પરમાત્માને યાદ કરવા સદ્દગુરુનું સ્મરણ–ઇશ્વરની ભક્તિ આપણા જન્મની અને જીવનની સાફલ્યતા છે.

## ૫. ( ભક્તોની જન્મભૂમિને પણ નમસ્કાર છે )

મારી જન્મભૂમિને, મારા ભાઈઓની જન્મભૂમિને મારા સ્નેહી મિત્રોની જન્મભૂમિને તે મારા પ્રેમીદેશ ભક્તોની જન્મભૂમિને હું વારંવાર નમસ્કાર વંદન કરૂં છું.

### ૬. ( કરેલા કર્મનો બદલો જરૂર મળશે )

અસત્ય, અન્યાય, અનીતિ, જૂલ્મ, દગાહિણુ, અને હરામી મનુષ્યના કૃત્યનો બદલો યા ફની કુદરત કોઈ પણ પ્રકારે કોઈપણ દિવસે આપ્યા વિના રહી શકતી નથી–તેની શિક્ષા મળે છે.

### ૭. ( કરે તેવું ભોગવે )

મનુષ્યના કર્મ પ્રમાણે ઉદય અને અસ્ત, ચડતી અને પડતી તથા સુખ અને દુઃખ થાય છે. જેવાં કર્મ તેવી કરણી હોય છે ને તેવો કાયદો અનાદિ કાળથી પ્રચલિત છે.

### ૮. ( પાપથી મુક્ત થવા સદ્દ્ગુરુને ભજો )

કાયા કાચી છે. તેને બગડતાં એક પળ પણ વાર લાગતી નથી, માટે ભરોસો રાખવો વ્યર્થ છે. તો પાપકર્મ તજી સદ્દગુરુને ભજો.

### ૯. ( અધર્મ કરનાર અંતે દુઃખી થાય છે )

અન્યાય માટે મનુષ્યનો ઘડેલો કાયદો ભલે સહાનુભુત હોય પરંતુ તે કુદરતનાં ન્યાયની દૃષ્ટિ બહાર તો નથી જ. કુદરતનો સમય આવે અસત્યવન્ અન્યાયવત્, હરામીપણું, અધર્મીપણું અને અજ્ઞાનપણું જેને હોય છે તેને તેવા મનુષ્યને યમરાજા તાતા અગ્નિમાં નાખે છે માટે કુકર્મ તજી દેવા. કારણ તેવા હજારો દૃષ્ટાંતો પૃથ્વીના પટ ઉપર જાહેર પડેલા છે. કે કરે તેવું ભોગવે છે.

### ૧૦ ( અધર્મ કરનાર કુતરા કરતાં પણ નીચો છે )

સદ્ગુણોથી જીવનની ઉત્તમતા સચવાય છે, ધર્મથી જ્ઞાનની ઉત્તમતા સચવાય છે, દુષ્ટ દુર્ગુણી–મનુષ્યનું જીવન કુતરાના મરણથી ઉતરતું છે.

### ૧૧. ( મીઠાં વચન અમૃત સમાન છે. )

ઝેરવેર, વિરોધ. કડવાશ, ને સોમલ, સ્નેહસંપ, મધુરતા ને અમૃત એ ઉભયનો નાનકડી જીભમાં સમાવેશ થાય છે. જેને જેવો ઉપયોગ કરવો હોય તે પોતાના સ્વભાવ પ્રમાણે કરી શકે છે.

## ૧૨. ( પંચ ત્યાં પરમેશ્વર )

ગુણની પરીક્ષા સ્વભાવ ઉપરથી થાય છે, ને પંચનાયકો જે સ્વર ઉચરે છે તે બનતા સુધી સત્ય જ હોય છે.

## ૧૩. ( ઈર્ષા કરવી નહીં તે વિષે )

કપાત્ર ગણી (ઈર્ષા) ખુશ થાઈશ નહીં. તારો કલેશી પ્રતાપ વિચિત્ર છે. સત્યને તું તારા અજ્ઞાનબળથી હરાવે છે, સત્ય લખેલું તારા લેખામાં તું ધરતી નથી. હજારોનું નુકશાન જુજ બાબતોમાં કરાવે છે. કલેશમય સોબતીઓની તને ભારે મદદ છે તેથી તું વિના પાંખે ઊંચી ઉડે છે. ને સામેવાળાનું ખુન કરવા તું ઇચ્છા ધરાવે છે. ભાવીમાં શું થશે તે તું જાણતી નથી. પણ યાદ રાખજે કે નિરૂ-પરાધીન ઉપર તું જોતી કુલાંગાર ઈર્ષા–કુદરત તારી પાંખો પલમાં વાઢી નાખશે. તારૂં હસતું હૃદય જમીનમાં નિચોવી નાખશે, ને તારૂં અજ્ઞાન આકાસે અધર ઉરાડી મુકશે. તારો પુષ્કળ અપયશ થશે ને તારો દેદાર જરૂર નર્કમાં નંખાશે તે જરૂર માની લેજે.

## ૧૪. ( હરામનું ખાવા ઇચ્છા કરવી નહીં )

અજ્ઞાની મનુષ્ય–તારા વિચારો અજ્ઞાન ભરેલાને મારવાના છે, સુખીયાને દુઃખ દેવાના છે, સીધા–સરળ માણસને હંફાવાના છે, જાતિને તેં તજી દીધી છે. ન્યાયને તેં દૂર મુક્યો છે. સત્યને તેં બાળી દીધો છે. પરંતુ નીતિ, ન્યાય અને સત્ય તારા મુરદાલ મડદાની પાછળ ફર્યા કરે છે. ચેતજે તું હરામનું ખાવા ઇચ્છનાર મનુષ્ય તારો જયવારો તુટયો છે. જેની મનુષ્યોમાં ઈજત નથી તેને કુદરત કચરામાં કાઢી નાંખે છે. તારૂ પગ લુછણું બનાવે છે. તો વિચાર કરી જ્ઞાનીપારખી ગુરુને શોધ અને ઈશ્વર (સદ્‌ગુરુને જ) ભજ.

## ૧૫. ( ખોટો રોફ છોડો અને દેવાને (કરજને) પતાવો )

ચેતચેત–પુરુષાર્થ અજમાવ નહિ તો અચાનક મરણ છે. દેવાદાર મનુષ્ય ખોટો રોફ બતાવી, ખભા ઉંચા કરી દોઢપણુમાં ચાલનાર તે શું ઉઘાડો નથી પડતો ? તે કુલણુજી જરૂર હારી બેસે છે ને પછીથી

પશ્ચાત્તાપ કરે છે. પાછળ વાતો થનાર મોં ઉપર વાતો સાંભળે છે, તે સમયે કાળુ મોં લઈ ફરવું તે ઉચીત લાગે ખરૂં ? ન ચાલે **આપઘાતને શરણ થાય છે.**

**૧૬. (દેવું હોય તો ખર્ચ કરવો નહીં)**

દેવું માથા ઉપર ઝુકે છે તો શું જ્ઞાતિને સ્વાદીષ્ટ ભોજન ના કરાવે તો ના ચાલે ? પોતાની સ્થિતિનો તો વિચાર કર. બીજાને રીસી બાળવા માટે તૂટેલા સંબંધ સાંધે છે, તેથી શું હજારોનું દેવું વળશે ખરૂં કે ? એ તો દેવામાં જ વધારો સમજી લેવાનો. તુટેલો સંબંધ બાંધી ભય રાખી ફરવું તે મુર્ખની ગણત્રીમાં કેમ નહિ ગણાય ? સમજ–સમજ–તારૂં કલ્યાણ કરવાને જ્ઞાન શાળામાં દાખલ થા.

**૧૭. (કન્યાવિક્રય કરવો નહીં)**

જમાનાને અનુસરીને જ કાર્ય કરવું. પ્રથમનું હોય તે હાલ આપણને ખોટું લાગે છે તો તે ફેરવવું, કન્યાવિક્રય અને બાળલગ્ન બંધ કરવા જે તે ના બની શકે તો પુનર્લગ્ન કરવાની જ્ઞાતિએ છુટ આપવી. જેથી અઘટીત પરિણામ સાંભળી દિલના થતા ખેદને અટકાવવો ઉચિત છે. જમાનો બદલાય તો આપણાં દિલને બદલે જ છુટકો. તેથી શાસ્ત્ર બાદ કરતા નથી. સુખી થવાનો સહેલો રસ્તો શોધવો જોઈએ તે જ જ્ઞાન છે.

**૧૮. (પારખી ગુરૂનો મંત્ર લેવો જોઇએ)**

સત્યસંગરૂપી શાસ્ત્રમાં બળ છે તે સૌ એને વાંચે છે, ને પાળે છે. તે શાસ્ત્ર માનવું જોઇએ. કલેશ કંકાસ ના થવા માટે વડીલોના દસ્તાવેજો, વહેંચણ ખતો વિગેરે સમજાવટ હોય છે તે માનવાં જોઇએ. પરંતુ માનનાર મનુષ્ય સારી ઈજત સાથે પરમપદને પ્રાપ્ત થાય છે.

**૧૯. (મનુષ્ય કોને કહીએ તે વિષે)**

મનુષ્યનાં સારા કર્તવ્ય મનુષ્યને મનુષ્યપણામા સહ્કર્ત્તવ્ય અવિચળ ઉજવળ કીર્તિવંત બનાવે છે અને કુકર્ત્તવ્ય અપયશ સહ કુતરાના કાને કીડા સમ મરણ નિપજાવે છે.

૨૦. ( હરદમ વિચાર કરતા જ રહો. )

મનુષ્યને ઊંડા વિચાર કરવાની ખાસ જરૂર છે કે હું કોણ છું ? હું શું કરૂં છું ; હું શું કરવા આ પૃથ્વીપટ ઉપર આવ્યો છું ? હું કયારે જઇશ ? અને કયાં જઇશ ? મારૂં શું થશે ? આ વિચારો મહાન લાભદાઈ છે.

૨૧. ( કટુ વચન વિષ કરતાં અધિક છે )

મનુષ્યનાં બોલેલાં કુવચનો લાગેલા હૃદય ઉપરથી ભુસાતા નથી. કરડેલા સર્પનું ઝેર ઔષધિથી ઉતરી જાય છે, પણ દુષ્ટ વચનોની બળત્રા જીવંતપર્યંત રહે છે. સુભાષીત વચન સદાકાળ રાખવું ઉત્તમ છે.

૨૨. ( સામાને અણગમો ન થાય તેમ વર્તો )

મનુષ્યને પોતાનો અન્યને થતો અણગમો મહાન કારણ સિવાય ઉદ્ભવતો નથી. અણગમો કેમ દૂર થાય તેવું વર્તન ચલાવવાથી આપોઆપ પુજનીય થઇ શકે છે.

૨૩. ( પ્રતિજ્ઞા પાળવા વિષે )

પ્રતિજ્ઞાઓ પ્રાણાંત સુધી પાળવી જોઈએ, અધુરી પ્રતિજ્ઞાઓ શ્રેય કરતી નથી. વિચાર વિનાનું કાર્ય કંઈપણ હોવું ના જોઈએ.

૨૪. ( પાકા રસાયણ શાસ્ત્રીનું કાર્ય )

ભરેલાં અમુલ્ય અમૃતના કટોરામાં ઝેરનું અમૃત કરવું તે પાકા રસાયણ શાસ્ત્રીનું કામ છે.

૨૫ ( પોતાની પારખ વિષે )

સ્થિતિનો રંગ બગાડનાર સ્નેહ સરકલના કોઈ હૃદયનો જ ગુન્હો હોવો જોઈએ. હૃદય ના પારખી શકાય તો મુર્ખની ગણત્રીમાં ગણાયા વિના રહી ના શકે. હૃદયપારખી સત્ય રસ્તો લેવાય તો સ્થિતિ કદીપણ ના બદલાય.

૨૬. ( ભૂલનો ભોગ )

બધાંએ પાપ કર્મો શુદ્ધ થઈ શકે છે પણ તે કયારે ? કે ફરીથી કોઇપણ જાતના કુટુંબ કલેશ, ઇર્ષાભાવ, અનીતિ અને સદંતર

ભૂલ્ય ના કરવી તેવી ઈશ્વર પ્રત્યે ક્ષમાપનાની પ્રતિજ્ઞા કરે તો બની શકે છે.

## ૨૭. ( વિચાર કર )

જુવાનીનું જોર તેમ સ્વાર્થ, ઈર્ષા, નિંદા, ક્લેશ, ક્રોધ અને કાળ એ એક પળ પછી માટીમાં મળી જનાર છે. આ દુનિયામાં શું દેખીને તને મોહ થયો છે? વિચાર મનુષ્ય વિચાર? મન સાથે વિચાર? જ્ઞાન સાથે વિચાર? અજ્ઞાનતાને દૂર કર? દેખીતા પ્રપંચ સર્વ તજી દઇ માયાથી મુક્ત બની, ભ્રમણા છોડી દઇ સર્વ વહેમને નષ્ટ કરી સત્યધર્મનો પંથ ઉજાળ, નિષ્કામ કાર્ય કર. ચેતનમાં ભળ, આત્માશ્રયી બન એજ તારી આ સંસારમાં ચિરકાળ યશના સમજ.

## ૨૮. ( કુદરતની ગતિ ન્યારી છે )

મનુષ્યને માથે ઈશ્વરનો ડર જે મનુષ્ય સમજતો નથી તે મનુષ્યનું જીવન વ્યર્થ છે તેનાં કાળાં ધોળાનો બદલો ઈશ્વર આપ્યા વિના રહેતો જ નથી. ચેતીને ચાલવું આ દુનિયામાં ઉચિત છે.

## ૨૮. ( સાદુ જીવન વર્તો )

સાદુ જીવન સુન્દરતાને વધારે છે, સાદો ખોરાક જીવનને વધારે છે. સાદુ મૃદુ ભાષ્ય પ્રેમને વધારે છે, અને સાદો સત્ય ઇશ્વરની ભક્તિ-ભાવ મોક્ષને મેળવી આપે છે, સાદાઇમાં અતિશય સુખ સમાયેલું છે.

## ૨૯. ( શિખામણ વિષે )

જેને કાન હોય છે તેને સાન હોતી નથી, તે મનુષ્યની ગણત્રીમાં ગણી ના શકાય, પાણી પીને ઘર પુછે, આંગળી ઘાલી દર જુવે, દીકરી દઇને વર જુવે અને અશક્તિવાન ઉપર પોતાની શક્તિનો ખોટો ઉપયોગ કરે તે મૂર્ખ ગણાય છે.

## ૩૦. ( પોતાની ભુલો દુર કરો )

અન્યની ભુલો શોધી કાઢવાને આપણે સત્વરે તૈયાર થઈ જઇએ છીએ, પણ આપણી પોતાની ખામીયો જાણ્યા છતાં દૂર નથી

કરાતી તો પછી બીજાને કહેવાનો અધિકાર રહેતો નથી. પ્રથમ પોતે સુધરો, ને બીજાને સુધારો તો જરૂર સુધારાનો પ્રચાર થશે.

### ૩૨. ( સમાજથી વિરૂદ્ધ ચાલવું નહિં )

એવું કાર્ય નહિ આદરવું જોઈએ કે સમાજ વિરૂદ્ધ પડે. કંઇ પણ કાર્ય માટે સમાજ જે મત બાંધે તે સત્ય જ હોય છે, અને અંત સુધી પણ સત્યજ નિવડે છે.

### ૩૩. ( ખોદે તે પડે )

અનીતિ પોતાને દુઃખીજ બનાવે છે, અન્યાય, જૂલ્મ બાળબચ્ચાંને દુઃખીજ બનાવે છે, ઘર આંગણે ખોદેલો કુવો અને વાવેલા બાવળનાં ઝાડના કાંટા પોતાને અને ભાવી પ્રજાને માટે દુઃખ જ હોય છે.

### ૩૪. (વિષયી કામી મનુષ્ય તુ વિષય સુખને છોડી દે.)

જ્યાં સ્નેહામૃતના ફુવારા ઉડે છે, ત્યાં સમયે ચકમકતી તરવારો પણ ઉડે છે, માટે વિષયને ઝેર સમાન જ સમજવું.

### ૩૫. ( અધમતાનો નાશ )

ધર્મ, સુધારાને જ્ઞાન ત્રીપુટીની પરાકાષ્ટા એજ આબાદીનાં નિશાન છે–અને અધમતાનો નાશ છે.

### ૩૬. ( પોતાની ફરજ )

સતધર્મ સત્યપથ એટલે ઈશ્વરી ફરજ–દયા, સત્ય, ન્યાય, નીતિ, પ્રેમ, સદાચાર, શિયલ, બ્રહ્મચર્ય, નિત્ય નિયમ સત્ય કર્મ ઈત્યાદી પ્રમાણે ચાલવું તે.

### ૩૭. ( સુધારા વિષે) "અને ખોટી રૂઢીઓ બંધ કરો"

(સુધારા)–કરજથી વરા નહિ કરવા, મરણ પાછળમાં કરજ કરી લાડુ ન ખાવા ન ખવરાવવા. લગ્ન પ્રસંગે પોતાની શક્તિ મુજબ ખરચ કરવો. કન્યાવિક્રય બાળલગ્ન, વૃદ્ધવિવાહ નહિ કરવા તેમ નહિ કરાવવા. કન્યાવિક્રય, બાળલગ્નને વૃદ્ધવિવાહનો પ્રચાર ચાલુ રાખવો નહીં. પુનહલગ્ન કરવાની જ્ઞાતીએ છુટ આપવી. મરણ પાછળ રાજમાર્ગમાં સ્ત્રીઓ છાતી ખુલ્લી કરી કુટે છે તેને બંધ કરવું, સ્ત્રીઓ

સુંદરતા અરથે દાંતમાં સોનાની રેખો મુકાવે છે, ને પારકા હાથે કાચની બંગડીઓ પહેરે છે, તે બંધ કરવું, સાટાં તેખડાં તથા વર-વિક્રય ને ગાળો કહાડવાની ટેવ જે ફટાણું બંધ કરવા, એ ફાયદાવત રૂઢી સરમ આવે તેવી ગાળો માતાપિતાને સાંભળતાં છોકરીઓ બોલે તેવા બંધનોને તોડી નાંખવા વિગેરે સુધારા કરીને નવી રૂઢીઓનો સુધારો કરવો. આત્મજ્ઞાનના ગીતો શીખવાડવા જોઇએ.

### ૩૮ ( બાળકોને પણ સારી કેળવણી આપો )

જ્ઞાન—અક્ષરજ્ઞાન ફેલાવવું, સમયસુચકતા રાખવી. બાળકોને ધાર્મિક, સાંસારિક, નૈતિક, શારીરિક કેળવણી આપવી. હરેક જાતની વિદ્યા સંપાદન કરાવવી, રંક વિધવાઓની કફોડી સ્થિતિ દુર કરવી મોટા મનુષ્યમાં થતી અજ્ઞાનતા સમજાવવી. કુસંપ, કલેશ, ભેદ, નિંદા આળસ; ખોટો ખર્ચ, ફેશનનો સત્કાર, અહંભાવ, ઇર્ષાભાવ, ક્રોધ, લોભ, મદમત્સર, માન, દંભ અને મોહ, કુદષ્ટિ, કુસંગ, કુમતિ ઇત્યાદિ સત્વરે નાશ કરવો અને જ્ઞાન પ્રચાર કરવો.

### ૩૯.

પુરુષાર્થ અજમાવી બે પૈસા કમાઈ જીવન ગુજારવું જોઇએ. આળસના અધિકારીઓ પોતાનું જીવન દુઃખમય કાઢે છે. પૈસા કમાવા કોઈ પણ ધંધો સમય અનુસરીને કરવો. આખા જીવનમાં ખાવા માટે ઉદ્યમ કરી રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

### ૪૦. (બુદ્ધિ હાથ પગ આંખો કાન જીભ અને મન એ તમામ નોકરો છે તેથી કામ લેવું )

જ્યાં સુધી આપણા હાથપગ ચાલે ત્યાં સુધી ઉદ્યમ કરવો, જ્યાં સુધી આપણુ બોલી શકતા હોઈએ ત્યાં સુધી સારી સલાહ આપવી. સદ્વચનો કહેવાને સદ્કીર્ત્તિ મેળવવી અને જ્યાં સુધી આપણુ હીમત પહોંચે ત્યાં સુધી સદ્કાર્ય કરવા—સેવાભાવી બનવું તે સત્યના નિયમ પાળવા બરાબર છે.

## ૪૧ ( ઢોંગીઓને સન્માન કરવું તે મુર્ખતા જ છે )

જ્યાં સુધી સમાજ સુધારો નહિ થાય ત્યાં સુધી પાખંડી મનુષ્ય જરૂર પુંજાશે જ. યોગી, સાધુ, મહારાજ, મુની સંન્યાસી, બ્રહ્મચારી, યતિ વગેરેને બોલવાના રોફથી સમજ્યા વિના માન આપવું તે અજ્ઞાનતા છે. અવિચારીપણાનું પરિણામ ભવિષ્યમાં ઘણું જ દુ:ખદાઇ છે. ઘણા દષ્ટાંતો નજરો આગળ જોવામાં આવ્યા હશે જ તો જ્ઞાન પ્રભાવથી પારખ કરીને વિચારી પગલું ભરવું જોઇએ.

## ૪૨ ( ખરો ત્યાગી ઈશ્વરજ છે. )

અગાધ માયામાં વસનાર મનુષ્ય, અગાધ પ્રેમરહસ્યમાં ઝુકનાર મનુષ્ય, જો ત્યાગનું વર્તન કરે તો મોક્ષ મેળવવામાં કેટલીવાર લાગે ? જરૂર મોક્ષ મેળવેજ સંસારનો ત્યાગ થયે જરૂર ઈશ્વરને (સદ્‌ગુરુ) ભાવયુક્ત શ્રદ્ધાથી ભજે તો મોક્ષજ છે.

હજારો ઉપાધિઓથી વીંટળાયેલો આ સંસાર છે, પણ આ સંસારમાં સુખી છે ? કોઈ કહી શકે છે ? સુખી નથી ત્યારે સુખી કોણ ? ઈશ્વરનું (સદ્‌ગુરુનું) નામ લેનાર દ્રઢ મનવત્ ત્યાગી, વૈરાગી, ને નિષ્કામકર્મ કરનાર મનુષ્ય સુખી છે, ને તેજ અચ્યિળ સુખ મેળવી ચેતન થઇ ચેતન પદમાં ભળી જાય છે—મોક્ષ જાવી લે છે—

## ૪૩ ( ખોદે ઉંદર ભોગવે ભોરીંગ )

ગરીબ માણસોની મહેનતથી પૈસાદારો વધુ પૈસાની જમાવટ કરી ગાડી ઘોડા અને મોટરો દોડાવે ને વખત આવે તેજ મોટરોનાં ચક્કાં-પૈડાં ગરીબોને કચરે છે, ખ્યાલ રાખવાનો તો એજ છે કે કુદરત ન્યાયી છે. તેના પંજામાંથી સરકવું મુશ્કેલ છે. કુદરત સત્યનો પ્રકાશ અને અદલ ઇન્સાફ આપ્યા વિના રહેતી નથી.

## ૪૪ ( પાખંડી પાપી આખરે તો જરૂર મરે છે )

નિર્દોષ પ્રાણીઓનો પ્રાણ લેવા પારધી તેના ઉપર બાણ ખેંચે છે, ઉપર ઉડતા બાજને તે વાગે છે ને નીચે પારધીના પગે સર્પનો ડંસ થાય છે. પાપ પાપને ખાય છે. નિર્દોષ પંખીઓ ઉડી જાય છે. કુદરતનો કેવો ન્યાય છે ? વિચારો મનુષ્ય વિચારો જલદિ વિચારો ! !

### ૪૫ (ઇશ્વર કુદરતનો ડર રાખો.)

ગજ કાતર લઇ ઇશ્વર તો બેઠો છે, પોતાનો અદલ ન્યાય આપ્યા વિના રહેતો નથી. આપણને અન્યાય લાગતો હશે પરંતુ પૂર્વ-ભાવના સંસ્કારો ભકિતમાં નહિ જોડતાં હોય તો પણ સર્વનો ડર ન ધારતાં ઇશ્વરનો ડર તો જરૂર ધારવો જોઇએ, એથી એક ક્ષણમાં પવિત્ર સદ્દભકિતથી મોક્ષ મળે છે.

### ૪૬ ( એકતાર અગર મત વિષે )

એક તાર હોય તો દેશઉદ્ધારક રેંટીયામાંથી વસ્ત્ર માટે સરસ સુતર કંતાય છે, એક તાર હોય તો સુંદર તંબુરાના ઝીણા તારમાંથી મધુરા સુર સંભળાય છે, વિકાર રહીત અવયવોનો એકતાર હોય તો કંઠમણી આલાપ આપતો મધમધનો આનંદી સુર નિકળે છે. તેમ નિષ્કામ ભકિતની અખંડ શ્રદ્ધાયુકત સેવાનો એકતાર હોય તો શ્રી. સદ્દગુરુ પરમાત્મા ! પણ અતિશય પ્રસન્ન થઇ મોક્ષ આપે છે. પોતાની અખંડ શકિત (મુકિત) પરમપદે પહોંચાડે છે.

### ૪૭ (દુઃખ એ જ સુખ કડવાં એ આખરે મીઠાં લાગે છે)

આ નવરંગી દુનિયામાં વચન પાળવું સદ્દવર્તનથી ચાલવું મુશ્કેલ છે. પણ પાપ કરવું સહેલ છે, સત્ય બોલવું મુશ્કેલ છે પણ અસત્ય બોલવું સહેલ છે, પરંતુ ન્યાય નીતિ અને ધર્મથી ચાલવું જોઇએ, સદ-વર્તન નહિ કરવાથી ભવોભવ પને જુગોજુગ ચાલ્યા જાય છે, પરંતુ છતી આંખોએ આંખ ઉઘડતી નથી. નિંદા, ઇર્ષા, અસત્ય, અભીમાન અને ખોટો સત્સંગ કરવાથી મોક્ષ મળતો નથી, ઉપરની જુઠી ભકિત કંઇ સાર્થક સાધતી નથી. સદ્દપ્રેરણાને અન્તર ભાવથી કાર્યસિદ્ધિ છે. મન વાણી, અને કાયાના સંપથી પરમાત્માથી એક તાર થાય તો જરૂર મોક્ષ છે.

### ૪૮ (ચળી પાળવા વિષે)

મનની ઇશ્વર (પરમાત્મા) પ્રત્યેની એકાગ્રતા અને મોક્ષ છે. સારી ચળી પાળવાથી શરીરમાંથી ગમે તેવો રોગ નષ્ટ પામે છે.

શત્રુ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરના વિકારોના નાશથી તે નિષ્કામી જ્ઞાનરૂપ ઔષધિની પ્રાપ્તિથી મોક્ષ મેળવી સકાય છે.

## ૪૯ ( કુદરતની ગતિ ન્યારી છે )

પૂર્વ ભાવના સંસ્કારો કેવા છે ? ભલે તમારી શુદ્ધ વાણી વદનારી જીભ હોય પરંતુ કુદરત એક પળમાં બંધ કરી દે છે, ભલે તમારૂં હજારો રંગમાં રમનારૂં મન હોય પરંતુ કુદરત એક પળમાં એવું પલટાવી શકે છે કે બેબાકરૂ બની જાય. ભલે તમારા કાન સાંભળવાને ચતુર હોય પરંતુ કુદરત એક પળમાં તેના પડ વાસી મુકે છે ભલે તમારી બુદ્ધિ બાહોસ્ય હોય પરંતુ કુદરત એક પળમાં ભુલાવાના ચક્કરમાં ફેંકી દે છે. ભલે તમારો આત્મા કર્મ કરી રહ્યો હોય તો તેનું પરિણામ કુદરત એક પળમાં તેનો સત્ય બદલો આપ્યા વિના રહેતી નથી. ભલે તમારો જીવ હજારો વિચારોમાં ગલમથલ કરી રહ્યો હોય પરંતુ એક ક્ષણમાં ઓચિંતો શરીરમા ધ્રુજારો, કંપવાયુ હાડ ડીસીઝ કેમ નહિ થાય ? કુદરત એટલે ઇશ્વરને—પરખી સદ્દગુરુનું શ્રદ્ધાથી ભજન કરોઃ ત્યારે જ તમો તરી શકશો.

## ૫૦ (સાચી કથાઓને જ વાંચો)

ધર્મ. ન્યાય, નીતિ અને સત્યને માટે વિજયનો વાવટો ચઢાવવા ભલે તમો જૂઠી રામકથાઓ કરો, રામસભાઓ સ્થાપો, ભીખ માગી ઉઘરાવી મોટા બીસાને બેસો. સત્સંગ કરો, હાજી હા ભણો, જુઠા ડોળે કથામાં હરેનાં મધુર વાક્યો નાદ ઉચા સ્વરે બોલો, તો પણ શું વળ્યું, એવી રીછે જીવનું કલ્યાણ નથી તો પરંતુ પોતાનું હૃદય સત્ય આચર્ણના વિચાર સંઘરશે તો જ સદ્દભકિત (પારખજ્ઞાન) મળી શકશે, તેમ સમજવું.

## ૫૧ (પરસ્ત્રી પ્રગટ સુરી છે )

પરસ્ત્રીઓની સોબત અને પરસ્ત્રી ઉપરના પ્રેમમાં જ્યારે તમને ઘા—તલવારનો માર પડશે ત્યારે તમને સાચો વૈરાગ્ય ઉત્પન્ન થશે નહિ તો જરૂર નર્કના અધિકારની તહેનાતમાં રહેવાનું મળશે. જ્યારે

તમોને ત્યાં સત્ય અફસોસ થશે ત્યારે તે જગોથી બદવી થશે. તો નર્કમાં ન જવાય તેમ તમો કેમ વર્ત્તતા નથી? શરીરને ખુવાર બનાવવાનું પણ તેમાં ખરૂ રહસ્ય છે. તેમાં તમોને માલુમ તો પડતું હશે જ? ઘણી વિટમણાઓ તમોને યાદ લાવતી હશે જ ઠોકર વાગે ત્યારે સમજ આવે, તેમ છતાં કેમ ભૂલાવો ખાવ છો. જ્યારે હાડકાં ગળી જશે, દમ, ખાંસી, કફ, ક્ષય, થશે વળી નર્કગામી બનશો આવા બંને દુઃખોમાં પડવા કરતાં સ્ત્રીસંગ વિષયને છોડવો અતિ સારો છે, જેટલી મજા તેટલું દુઃખ-જેટલું હસવું તેટલું રોવું, જેટલો ઉદય તેટલો અસ્ત, જેટલી ચડતી તેટલી પડતી, જે જેટલું ચડવું તેટલું પડવું સમજી લેવું આ દુઃખી ધ્યાન કરતાં ઇશ્વર (સદ્દગુરુનું) સ્મરણનું એકાગ્ર ધ્યાન પોતાના સુખને માટે કેમ ના કરવું.

## પર (જ્ઞાનવડે મનુષ્ય જન્મને દિપાવો)

લક્ષ ચોરાસી યોનીમાં ફરી ફરી મળેલો આ ચિંતામણી સરખો મનુષ્ય અવતાર તમો રેતમાં રગદોળો છો, તે વ્યાજબી તો નથી. કારણ કે તમારૂ હૃદય ઇશ્વર પરમાત્માનું નામ કેમ જપતું નથી? બીજા નવા રંગમાં કેમ રંગાયા છો. (મનના રંગ્યા યોગિ રંગ્યા કપડા.)

## પ૩ (છેલ્લી આખરની ઘાંટીનો વિચાર કર)

અંતકાળની ઘાંટી આવે ત્યારે મનમાં આખી દુનિયાના વિચારો એકત્રીત થાય છે જ્યારે ભાન ભુલાય છે ત્યારે અફસોસનો પાર રહેતો નથી આંખોનું તેજ ઓછું થાય છે, ત્યારે કરેલાં પાપકર્મો નજરે દોડતાં દેખાય છે, જગતમાં લેવું દેવું કંઇ હોતું નથી સ્વાર્થ, લોભ, ક્રોધ, કલેશ, અને ઇર્ષાનો અવધી આવી રહ્યો હોય છે, પ્રભુ જીવાડે તો કંઇ શાસ્ત્રના નિયમો પાળવાને હું ચુકું નહિ એમ થાય છે, ઉપરા ઉપરી જોબા આવ્યા કરે છે. પરંતુ કર્મ કયાં જપવા દે છે, સત્ય નામ કયાં લેવા દે છે, જીવ જવાની તૈયારી કરે છે. મન તો પાપમાં ગુંથાયેલું ને. આ સમયે હમેશની જગનિયંતા સદ્દગુરુ પરમેશ્વરનાં નામ લેવાને આદત પડી હોય તો કંઇ મરણ પ્રસંગે ઈશ્વરનુ નામ લેવાય? અને જીવને મોક્ષની ઇચ્છા ફળીભુત થાય.

## (૫૪) ઇર્ષા અને વ્હેમ આદિ મોટા દુઃખોનું કારણ સાંભળો?

જેની આંખમાં ઇર્ષા હોય છે, તે માણસો દુઃખી હોય છે, પર નિંદા કરનાર દુઃખી હોય છે, અસંતોષીને ક્રોધી દુઃખી હોય છે, વહેમ ધરનાર દુઃખી હોય છે, પારકાના આધારથી જીવનાર દુઃખી હોય છે, કુરીતથી ચાલનાર દુઃખી હોય છે, અજ્ઞાની હમેશાં દુઃખી હોય છે, અસત્ય વદનાર દુઃખી હોય છે, વિષયમાં રમનાર દુઃખી હોય છે, બીજાઓનું ખોટુ સુણનાર દુઃખી હોય છે. પીયરવખુ સ્ત્રીઓ દુઃખી હોય છે, ગમાર માણસ રોજનો દુઃખી હોય છે—વધુ છોકરીઓવાળો દુઃખી હોય છે—લંપટપુત્રવાળો દુઃખી હોય છે–ફક્ત નિષ્કામભાવે પરમાત્માનું નામ લેનાર સદાને–માટે સુખી હોય છે—કારણ કે સદ્ગુરુ પરમ સંત મહાત્માઓ પૂર્ણપદ સ્વસ્વરૂપ નિજ ચૈતન્યાત્માને પરખાવે છે તેવા પારખનિષ્ઠ સંતોને હું વાંરવાર વંદના કરૂં છું કે હરહમેશાં તેવા સદ્પુરૂષોનો સત્સંગ સ્હેવાસ સદાને માટે રહો એવી પ્રાર્થના કરી એક મહાન મંત્ર લખી આ નાનકડા પુસ્તકનો લેખ પૂર્ણ કરૂં છું.

## ૫૫ (સદ્ગુરુનું નામ સત્યનામ એ મહાનમંત્ર છે.)

કલ્પવૃક્ષનાં અસંખ્ય બીજનું તત્ત્વ સર્વથી શ્રેષ્ટ કળી કારમાં. સદ્ગુરુ શ્રી પરમાત્મને નમઃ પરમાત્મને નમઃ એ મંત્ર ગુરુનું નામ એક નિષ્ઠામાં, એકાન્તમાં. નિષ્કામભાવમાં, સાત્ત્વિકતામાં, શ્રદ્ધામાં, અને પવિત્રતામાં સમાયેલું છે. તેને ભાવથી શ્રી ગુરુનું નામ સ્મરણ કરો. એક પળના સાચા સ્મરણમાં પણ કાયાનું કલ્યાણ છે. મનુષ્ય જીવનની અમૃત ઔષધિઓ પીવાથી સારી ચળી પાળવાથી દુઃખી આત્મામાં અમર સુખ ઉદ્ભવે છે. ને ચિરકાળ યશ કીર્તિમાં દ્રષ્ટાંત રૂપે રહે છે. કે સત્યનામ એ મહાન મંત્રજ છે, પરંતુ ત્યાં સુધી પહોચનાર કોઇ વિરલા જ પારખી સંતો પરખાવે છે, અખંડ ચૈતન્યાત્મા એ નામ અને તેનો મહાન મંત્ર સત્યનામ સદ્ગુરુ પરમાત્માને નમઃ

**"સત્યનામ શાન્તિ સત્યનામ શાન્તિ સત્યનામ શાન્તિ"**

## સત્પંથનો ભાવાર્થ

**પારખજ્ઞાન**—સદ્‌વિચાર આ કળિયુગમાં થવો મુશ્કેલ છે. કારણ કે કળિયુગમાં અનેક પાખંડ મતપંથો કહાડીને ધર્મના બદલે ધતિંગો ઉત્પન્ન કરી ગુરૂવા લોકો જીવોને અનેક રીતેથી ફસાવે છે. દુઃખી કરે છે. પોતાનો મનુષ્યદેહ અમુલ્ય અવતારને વૃથા ગુમાવરાવે છે. માટે જલદી ચેતો પારખજ્ઞાની (પારખનિષ્ટ) સંતોને શરણે થાઓ.

ચાર વેદ અને અઢાર પુરાણમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થ મુખ્યત્વે કરી નીરૂપણ કરેલ છે. તેમાંથી કેટલાક મનુષ્ય તો અર્થ અને કામ સાધે છે, ને મોક્ષ તેમ ધર્મને પડતાં મુકે છે. સત્યના જે ખરા રસ્તા છે તેને છોડી આડે રસ્તે પોતાનું આયુષ્ય પુરૂં કરે છે. ગર્ભવાસાદી દુઃખોની નિવૃતિપૂર્વક પરમાનંદરૂપ પ્રાપ્તિ તે મોક્ષ છે તે મોક્ષનું ખરૂં સાધન આત્મજ્ઞાન છે. (પારખજ્ઞાન છે.)

આત્મજ્ઞાન વિના જપ, તપ, યજ્ઞ અને હોમ વ્યર્થ છે. જ્યાંસુધી પારખજ્ઞાન (આત્મજ્ઞાન) પ્રગટ થતું નથી ત્યાં સુધી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. (પારખજ્ઞાન એનું નામજ મોક્ષપદ, મુક્તપદ નિજસ્વરૂપનું જ્ઞાન છે.) જેમ કાચના મકાનમાં કુતરૂ ગયુ, તે પોતાના પડછાયાને દેખી ભસવા લાગ્યુ તેમ એ જીવ પોતાનો પડછાયો તે એનો દેહ. તે દેહને દેખી નાના પ્રકારની જગત્ જાળમાં ફસાયો અને પોતાનું સ્વ-સ્વરૂપ ભૂલી ગયો તે તેનું બંધન જો છૂટે તો તે પોતે મુક્ત જ છે, તેને કોઈએ બાંધ્યો નથી. પોતાના અજ્ઞાનપણામાં જ બંધાયો છે, અજ્ઞાનપણું છુટે તો સ્વસ્વરૂપને પરખીને તુરત જ મુક્ત થાય.

## ( વિનંતી પત્ર )

શ્રી પરમપૂજ્ય શ્રીમાન મહંતસાહેબો તથા સાધુસંતો તથા ભક્તજનોને હું વિનંતી કરૂં છું કે આપણામાં થતાં હરિકીર્તનોમાં ઘણા વાદવિવાદ થાય છે. પણ તે બાબતમાં (વાદવિવાદમાં) ખરો રસ્તો (રહસ્ય) શું છે તે ન સમજતાં તેઓ આડા અવળા શબ્દો પુછીને બેઠેલા સંતોનાં મનને ઉદાસ કરે છે. તે આપણી મોટામાં મોટી ભૂલ

છે. તે ભૂલ ન થાય માટે શાન્તિપૂર્વક બેઠેલા પરમપૂજ્ય સાધુઓને પ્રસન્ન કરી તેમની પાસેથી આત્મજ્ઞાન ખોળવા માટે ઉપાયો યોજવા.

આ હું નાનકડું પુસ્તક રચી આપને અર્પણ કરૂં છું તે એટલા ખાતર કે મનુષ્યનું મન અને જીવ સંસારની ગાઢ જાળમાં ન પડતાં જરાક ઉંચું જુવે. અને આ દુર્લભ મનુષ્ય દેહને વ્યર્થતિત ન કહાડે. મનુષ્ય બંધનમાંથી કેમ મુક્ત થાય અને લક્ષચોરાસીમાં ન ફસાતાં તેને સત્ય સુખ કેમ મળે તે બાબત સાધારણ સમજણ આ પુસ્તકમાં આપેલ છે તે આપ સ્વીકારશો.

(**સૂચના:**)—મહેરબાન મ્હારી અરજ એ છે કે મારી કાંઈ ભૂલ હોય તો સુધારવા લખાણ કરશો એજ વિનંતી.

એક દ્રષ્ટાંતમાં કહ્યું છે કે જેમ એક પર્વતના સિંહે બકરાંના સંગી સિંહને ઉપદેશ કર્યો, અને તેનું ખરૂં સિંહપણુ દેખાડ્યુ ત્યારે તે પસ્તાવા લાગ્યો કે આટલા દિવસ સુધી હું બંધનમાં રહ્યો અને સિંહ છતાં હું બકરો છું એવું મને દ્રઢ અભિમાન હતું તે હવે ટળી ગયું. જેથી તેજ પ્રમાણે સદગુરૂને શરણે જઇ આત્મસ્વરૂપ શું છે? તે પરખી સત્ય સુખની પ્રાપ્તિ મેળવવી. જ્યારે ગુરૂ પંચમહાભુતને ઓળખાવી તેનાં તત્વ ભિન્નભિન્ન બતાવશે અને તે શિષ્ય અનુભવથી જોઈ લઈ ઓળખશે એટલે તેને જીવતાં જ આ દેહમાં સત્યસુખ પ્રાપ્ત થશે.

જ્યાંસુધી મનુષ્યે પોતાનું આત્મરૂપ નિજ સ્વસ્વરૂપ જાણ્યું નથી, ત્યાંસુધી તે જીવરૂપ અજ્ઞાન અને અંધારમયમાં હોય છે, પરંતુ તેને પોતાના સ્વરૂપની ઓળખાણ પડે છે ત્યારે તે પોતાના અજ્ઞાનનો પસ્તાવો કરે છે અને પોતાના સ્વરૂપમાં સત્યસુખમાં પ્રવૃત્તિ કરે છે. વિદ્વાન માણસો જ્યારે પોતાના સ્વરૂપને ઓળખવા માટે મહેનત કરે છે, ત્યારે તેઓ પોતાનું સત્ય સ્વરૂપને જાણી પોતે બંધનમાંથી મુક્ત થાય છે. સ્વરૂપને ઓળખવા માટે જ્યારે તેઓ બરાબર મહેનત કરે છે. ત્યારેજ તેઓ ઓળખી શકે છે. એક પદાર્થ દૂધમાંથી માણસ મહેનત વડે અનેક પદાર્થ પેદા કરી શકે છે, તેમજ માણસ મહેનતથી

પોતાના સ્વરૂપને ઓળખી શકે છે. શ્રીસદ્ગુરુએ પોતાનું સ્વસ્વરૂપ પરખવા માટે સિદ્ધાંતો દ્રષ્ટાંતો સાથે તેમને ખુલ્લે ખુલ્લું દેખાડયું છે. તેઓ એક દ્રષ્ટાંતમાં એમ કહે છે કે જેમ "ચુનો, પત્થર, અને રેતી વડે ઘર ઉત્પન્ન થયું છે તેમ લોહી, માંસ, અને હાડકાં વડે શરીર ઉત્પન્ન થયું છે" પણ આ ઉપરથી એવો પ્રશ્ન ઊઠે છે કે "ચુનો, પત્થર અને રેતી વડે ઘર ઉત્પન્ન થયું" તેમ "લોહી, માંસ અને હાડકાં વડે શરીર ઉત્પન્ન થયું." ત્યારે ચુનો પત્થર અને રેતી, તેમ લોહી, માંસ અને હાડકાં શાથી ઉત્પન્ન થયાં ? આ પ્રશ્ન ઊઠવાથી દરેક મનુષ્યને આત્માનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી, કે જગતમાં (દેહમાં) કોઈ અદ્દભુત સત્તાવાળો ચૈતન્યાત્મા છે તે નક્કી સમજાય છે.

## ( પંચિકરણનું જ્ઞાન અને આત્માની જાણ )

દેહમાં આત્મા છે પણ તે જણાતો નથી તેનું શું કારણ ? જેમ મેંદીના પાનમાં લાલ રંગ છુપાઈ રહેલો છે. જેમ દૂધમાં ઘી રહેલું છે. તેવીજ રીતે દેહમાં આત્મા રહેલો છે. પણ જેમ મેંદીના પાનને મહેનત કરી તેને છુંદી તેમાંથી રહેલો રંગ પ્રગટ થાય છે, તેમ દૂધમાંથી ઘી ઉત્પન્ન થાય છે તેવી જ રીતે દેહમાંથી આત્મા પ્રગટ થાય છે. જ્યારે તે પોતાના શરીરના તત્વને તપાસી છિન્નભિન્ન કરે છે ત્યારે જ તે પોતાના આત્માને જાણી શકે છે. કબીર સાહેબે એક સાખીમાં કહ્યું છે કે "જીવતાં મરેસો ભક્તિ પાવે" આમાં એજ તાત્પર્ય રહેલું છે કે "જીવતા મરેસો ભક્તિપાવે" એટલે "જીવતા મરેસો" કોને સમજવું જો એટલો જ મનુષ્ય વિચાર કરે તો તેને ખબર પડે છે કે પોતાના શરીરના તત્વને છિન્નભિન્ન કરવા એનું નામ જ "જીવતા મરેસો" છે એ તત્વોને છિન્નભિન્ન કરી અનુભવ-પૂર્વક ઓળખવા અને તપાસી જોવા, એટલે એનુ નામજ ભક્તિ મોક્ષ ને આત્મજ્ઞાન છે. જ્યાંસુધી પોતાનાં શરીરનાં તત્વો પરખ્યાં નથી ત્યાંસુધી સઘળું વ્યર્થ છે.

જ્યાંસુધી પંચમહાભુતનો દેહ સોંપીશ નહિ. ત્યાંસુધી કેદથી મુક્ત થઇશ નહિ." માટે આત્માએ નાસ્તિક જડ દેહ પોતાનો માનવાથી તેને લક્ષ ચોરાશી ફરવું પડે છે. માટે આ દેહમાં આત્માનું કંઈ લાગતું વળગતું નથી. ફક્ત તેનો દૃષ્ટા જોવાવાળો આત્મા દેહથી જુદો છે. જ્યારે મનુષ્યને એવો દ્રઢ અનુભવ થાય છે ત્યારે તે મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. " કહે કબીર નિતત્વદર્શી, આવાગમન નિવારીયે."

**( આત્માનું ચાર દેહથી ભિન્નપણું )**

સ્થુલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ આ ચાર દેહથી આત્મા ભિન્ન છે. અને તેની પ્રકૃતિ અને તત્ત્વો મળીને સર્વ ૮૨ બ્યાશી છે. જ્યારે આ ૮૨ તત્ત્વને મનુષ્ય બરાબર ઓળખશે અને અનુભવપૂર્વક તપાસી જોશે ત્યારે જ તેને મોક્ષની પ્રાપ્તિ થશે.

**(સાખી) અહં બ્રહ્માસ્મિ યહ દ્રઢ હોઈ;**
**એજ સાક્ષાત્કાર કહીએ સોઇ ॥**

એવા સર્વ મળીને **સ્થુલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ** એ ચારે દેહના બ્યાશી તત્વો છે જેવા કે સ્થુલ દેહનાં તેત્રીશ, સુક્ષ્મ દેહનાં તેત્રીશ કારણ દેહના આઠ તથા મહાકારણ દેહના આઠ એ સર્વ તત્ત્વોને જાણવાવાળો પ્રત્યેક આત્મા સ્વયંપ્રકાશ છે તેમાં કાંઈ પણ સંદેહ નથી. (ત્રણ અવસ્થાને જાણવાવાળો આત્મા અવસ્થાથી ભિન્ન) જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાને જાણવાવાળો (પરખવાવાળો) પોતે આત્મા ભિન્ન છે. (પાંચે તત્વોથી અલગ છે.)

**( ચોપાઇ )**

**જાગ્રત અવસ્થા નેત્ર સ્થાન, વૈખરી વાચા સ્થુલ ભોગ જાન ॥**
**ક્રિયા શકિત રજો:ગુણ માન, અકાર માત્રા વિશ્વ અભિમાન ॥**

જાગ્રત અવસ્થા એટલે જાગીએ છીએ તે અને ઈંદ્રિયોથી શબ્દાદી વિષયોનુ જે પ્રસિદ્ધ જ્ઞાન થાય છે. તેનુ નામ જાગ્રત અવસ્થા છે. અને તે જાગ્રત અવસ્થાનો વ્યવહાર ૪૨ (બેતાલીશ) તત્ત્વોથી થાય

છે. તે ૪૨ તત્ત્વો સદગુરૂ પાસેથી અનુભવપૂર્વક સમજવા જો એ ૪૨ તત્ત્વોમાં એક પણ ઓછું હોય તો તેટલે, જાગ્રત અવસ્થામાં તેટલો વ્યવહાર ઓછો થાય છે. તે જાગ્રત અવસ્થામાં જાગી ઉઠયાથી તે સૂતા સુધી જે કંઇ વ્યવહાર થાય છે તે સર્વનો જાણવાવાળો હું સાક્ષી છું એમ જાણવું જાગ્રત અવસ્થાનું આંખ (નેત્ર) સ્થાન છે. કેમકે ઘણું કરીને જાગ્રત અવસ્થાનો વ્યવહાર આંખથી થાય છે. બીજું જાગ્રત અવસ્થામાં "વૈખરી વાચા" અને સ્થુલ ભોગ એટલે પ્રસિદ્ધ સુખ દુ:ખાદિ જે ભોગ થાય છે તે 'રજોગુણ' એટલે અભિમાને કરી રાગ દ્વેષ આદિથી જે રાજસી ક્રિયા થાય છે તે 'ક્રિયા શક્તિ' એટલે શરીરનો ક્રિયારૂપ જે વ્યવહાર થાય છે તે અકાર અક્ષર એજ માત્રા છે અને વિશ્વ અભિમાન કહેતાં જાગ્રત અવસ્થામાં બુદ્ધિમાં આત્માનો જે આભાસ (હું કર્તા ભોક્તા એ રીતે અભિમાન કરનારો જીવ) તે એ સર્વ તત્ત્વોને જાણવાવાળો આત્મા ભિન્ન છે. એ સઘળા તત્ત્વોને જાગ્રત અવસ્થાના સંબંધી છે, માટે તેનાથી આત્મા જુદો છે. એ સર્વ તત્ત્વોને જાણવાવાળો આત્મા અને તેનો સાક્ષી પોતે શુદ્ધ ચૈતન્યાત્મા જ છે.

**( સૂક્ષ્મ દેહની સ્વપ્ન અવસ્થાથી આત્માનું ભિન્નપણું )**

"તે સ્વપ્ન અવસ્થાથી પણ જુદો તેનો જોવાવાળો ચૈતન્યાત્મા છે."

## ( ચોપાઇ )

**સ્વપ્ન અવસ્થા કંઠસ્થાન, મધ્યમાં વાચા પ્રવિવિક્ત ભોગ જાણ,**
**જ્ઞાન શકિત સતગુણ માન, ઉકાર માત્રા તેજસ અભિમાન.**

સૂક્ષ્મ દેહની સ્વપ્ન અવસ્થા છે, જો એ જાગ્રત અવસ્થામાં જે વિષય જોયા હોય અથવા સાંભળ્યાં હોય તેનો જે ભાસ અંત:-કરણમાં રહ્યો છે તેણે કરીને નિદ્રા વખતે જે સુખદુ:ખ, સ્ત્રી, પુત્ર, કુટુંબ. નદી, પર્વત, હાની લાભ, વગેરે જે વખતે એવા પ્રપંચ દેખાય છે. તે કાંઇ પણ છે નહિ એમ છતાં પ્રત્યક્ષની પેઠે દેખાય છે તેનું

નામ સ્વપ્ન અવસ્થા છે માટે એ સ્વપ્ન અવસ્થાને તું જાણવાવાળો શુદ્ધ આત્મા તેનાથી ભિન્ન છે. અને એ સ્વપ્ન અવસ્થાનું કંઠ સ્થાન છે એટલે કંઠ સ્થાનમાં એક "હિતા" નામની નાડી છે અને તેણે કરી સ્વપ્ન અવસ્થા થાય છે. અને તે અવસ્થામાં 'મધ્યમાં' નામે વાણી છે અને 'પ્રવિવિક્ત' નામે ભોગ છે. જેમ કપુર, આદી સુગંધી વસ્તુ રાખવાના ડબામાંથી તે વસ્તુઓ કહાડી નાખ્યા પછી પણ તેની સૂક્ષ્મ વાસનાનો સંસ્કાર આવે છે. તેમ સ્વપ્ન અવસ્થામાં જાગ્રતનાં સ્થુલ ભોગ સર્વ નિવૃત્ત છે તો પણ જાગ્રતના સ્થુલ ભોગના સંસ્કારરૂપ સૂક્ષ્મ ભોગ સ્વપ્નમાં અનુભવથી જાણવામાં આવે છે. અને જાગ્રતમાં જેમ અન્ન ખાવાથી સુખપૂર્વક શરીરમાં પુષ્ટિ થાય છે અને હથીયાર વગેરે વાગવાથી શરીરમાં લોહી નીકળે છે. તેમ સ્વપ્ન અવસ્થામાં અન્ન જમવાથી પુષ્ટી થતી નથી તેમ હથીયાર વગેરેના લાગવાથી લોહી નીકળતું નથી પણ ફક્ત સુખ દુઃખનો ભોગ થાય છે. તેથી તે ભોગને સૂક્ષ્મ ભોગ છે એમ કહેવું. સ્વપ્નમાં 'જ્ઞાનશક્તિ' કહેતાં સ્વપ્ન પદાર્થોને જાણવા એજ શક્તિ છે. તેમ તે અવસ્થામાં

કોઈ જગ્યા એ જાગ્રતમાં સતો ગુણ કહ્યો છે તેનું કારણ એ છે કે જાગ્રત અવસ્થામાં વિષયોનું જ્ઞાન થાય છે, તથા શાંતિ, ધીરજ આદિ શુભ સાધનોની ઊત્પત્તિ થાય છે, તથા અંતઃકરણમાં મોક્ષ થવાની ઇચ્છાથી પારખી સદ્‌ગુરૂને શરણે જઈને શ્રવણ મનન કરે તો આત્મજ્ઞાન પણ થાય છે. જેથી ત્યાં સતોગુણ કહેવાય છે તથા સ્વપ્ન અવસ્થામાં ઓંકારની બીજી માત્રા ઊકાર છે તેમ "તૈજસ" નામે અભિમાન છે. જે સ્વપ્ન અવસ્થામાં સુખ દુઃખ ભોગવે છે, માટે સર્વ અવસ્થાને તત્ત્વો ને જાણનાર આત્મા એ દેહથી જુદો છે એમ અનુભવથી જાણવું. આ સૂક્ષ્મ દેહીના ૨૩ તત્ત્વથી આત્મા ભીન્ન છે,

ત્રીજા કારણ દેહની સુષુપ્તી અવસ્થા અને તે ત્રણ પ્રકારે કરી તું કારણ દેહને જાણે છે. પ્રથમ આપણા મનમાં એમ થાય છે કે હું સ્થુલ અને સૂક્ષ્મ દેહને જાણું છું 'હું મને જાણતો નથી' જે

**'હું કોણ છું' એનું જ નામ અજ્ઞાન છે.** તે અજ્ઞાનનો તું જોવાવાળો સાક્ષી છે. કેમ કે 'હું મને નથી જાણતો' એવું કહેવું તે પારખજ્ઞાન વિના બને જ નહિ. અને "હું મને નથી જાણતો" એવું જેણે જાણ્યું. તેજ તું જ્ઞાનરૂપ આત્મા છે. અને જો કદાચ જડ અજ્ઞાનરૂપ હોય તો "હું મને નથી જાણતો" એવું કહેવું કેમ બને? જેમ માટીનો ઘડો જડ તથા જ્ઞાનહીન છે તે કોઈ દિવસ એમ કહેતો નથી કે "હું મને જાણતો નથી" અને તું તો તેમ કહે છે. માટે એ ત્રીજા અજ્ઞાન કારણ દેહથી પણ તું ભીન્ન છે.

બીજો પ્રકાર એ છે કે "હું અજ્ઞાની છું" તે કહેવાથી એમ સિદ્ધ થાય છે કે જે અજ્ઞાન ને પ્રથમ દ્રવ્યરૂપે તેં પોતે જાણ્યું છે ત્યારે તું એમ કહે છે જે "હું અજ્ઞાની છું" તેથી પણ અજ્ઞાનને જાણવાવાળો તું આત્મા જુદો છે. અને ભૂલથી જ તું અજ્ઞાની છું એમ માને છે. માટે જો તું એ અજ્ઞાનથી જુદો ન હોત તો તારાથી કોઈ દિવસ એવું કહેવું બનત નહિ જે "હું અજ્ઞાની છું" માટે તું એનાથી ભિન્નરૂપ આત્મા અસંગ છે.

ત્રીજો પ્રકાર એ છે જે અજ્ઞાનનું કાર્ય જે અસતરૂપ તથા અભાનરૂપ આવરણ છે તેને તું જાણવાવાળો આત્મા છે. તે આવરણો એ છે તને કોઈ પુછે જે "તું આત્માને જાણે છે?" ત્યારે તું એમ કહે છે "જે આત્મા છે ક્યાં જે હું આત્માને જાણું?" એટલે આત્મા છે પણ નહિ અને જણાતો પણ નથી એવું તારૂં કહેવુ છે, તેમાં આત્મા છે નહિ એનું નામ જ "અસદાવરણ" અને આત્મા દેખાતો નથી એમ જે કહે છે એનું નામ જ "અભાના વરણ" જાણવું, હવે આત્મા છે નહિ અને દેખાતો પણ નથી. એવું જેણે જાણ્યું તેજ તું પોતે આત્મા છે. વળી તું એમ કહે છે કે "હું આત્મા નથી હું મનુષ્ય કર્તા ભોક્તા છું મને કંઈ સવાલ ઉત્તર આવડતો નથી" તે સઘળાં અજ્ઞાનના કાર્યો તે બધાને જાણવાવાળો આત્મા જ્ઞાનરૂપ તેનાથી જુદો છે અને તે—

## કારણ દેહની સુષુપ્તી અવસ્થા છે.

સુષુપ્તી અવસ્થા એ જે ઇંદ્રિય આદિ સર્વ વૃત્તિ સંયુક્ત બુદ્ધિ જે વખતે કારણ અજ્ઞાનમાં લયની પેઠે રહે છે. તે વખતે જાગ્રત તેમજ સ્વપ્નનો જરા પણ વ્યવહાર દેખાતો નથી અને જે ઘોર (ગાઢ) નીદ્રા તેનું નામજ સુષુપ્તી અવસ્થા છે તેમાં કાંઈ આત્મા સ્વપ્નને જોતો નથી તેમજ જાગ્રતનો વ્યવહાર કાંઈ જ થતો નથી તેનું નામજ સુષુપ્તી અવસ્થા છે.

તે અવસ્થાને જાણુવાવાળો પોતે શુદ્ધ આત્મા તેનાથી ભિન્ન છે તેમ જો તું સુષુપ્તિને જાણુવાવાળો આત્મા ન હોય તો તારાથી જાગીને એમ કહેવાય નહિ કે જે "હું સુખે સુતો હતો" 'મેં કંઇ નવ જાણ્યું' જો તું સુષુપ્તિને જાણુવાવાળો આત્મા છે. તોજ તારાથી એમ કહેવાય છે કે આજે "હું સુખે સુતો હતો" અને તે સુખને જાણુવાવાળો તું આત્મા સુષુપ્તિથી ભિન્ન છે. જેમ કોઇ એક પુરૂષને ગામની ચોકી કરાવા રાખ્યો હોય અને તે નિંદ્રાને આધીન ન થયેલો હોય પછી તે પુરૂષને સવારે કોઈ પુછે કે "જે રાત્રીના બાર વાગે અહીં કોણ આવ્યું હતું" ત્યારે તે પુરૂષ કહે છે કે કોઇ હતું નહીં માટે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે "રાત્રીને સમયે કોઈ હતું નહીં" તેનો જાણુવાવાળો પોતે ચોકીયાત પુરૂષ તો હતો જ જો તે પુરૂષ હતો, તોજ એનાથી એમ કહેવાય છે કે રાત્રીએ કોઇ હતું નહી" તેમ સુષુપ્તિને જાણુવાવાળો આત્મા છે તોજ તેનાથી સવારે એમ કહેવાય છે જે આજે "હું સુખે સુતો" આ પરથી એવો પ્રશ્ન ઊઠે છે. કે સુષુપ્તિ અવસ્થાને જાણુવાવાળો આત્મા છે ત્યારે નિંદ્રામાંજ હું સુષુપ્તિ અવસ્થાને જાણું છું" એમ કેમ કહેતો નથી? અને જાણીને જ કહે છે તેનું શું કારણ? તેનું કારણ એજ છે કે જે વખતે સુષુપ્તિ અવસ્થા છે, તે વખતે સર્વ ઇંદ્રિયો મન; બુદ્ધિ, આદિ અંતઃકરણમાં અજ્ઞાનમાં લય થયેલાં છે. તેથી તે વખતે કહેવાને "વાણી" બોલવારૂપી સાધન નથી. માંટે કહેવાને બનતું નથી. તેમ

જેની પાસે કહેવાનું છે તે સાંભળવાવાળો પુરૂષ પણ હોતો નથી, આટેજ કહેવું બનતું નથી અને જાગીને જ કહેવાય છે. માટે એ અવસ્થાને જાણુવાવાળો તું પોતે ચૈતન્યાત્મા તેનાથી ભિન્ન છે, તેવું જો પારખ જ્ઞાનથી સમજે તે જીજ્ઞાસુજનો જીવતે જ મુક્ત પદે પહોંચી શકે છે.

આ બાબતમાં સંશય કંઇ પણ નથી. જેથી અમારા પુસ્તકની આગળ માગણી થાય તેમ હમારી આશા છે. મારી જે કંઇ ભુલ થઇ હોય તે આપ સુધારવા કૃપા કરશોજી. પ્રચારાર્થે જનસેવામાં અર્પણ છે.

---o---

## ( તમારા મોંઘા મનુષ્ય ભવમેં )

રાગ—નાગર વેલીયાં રોપાય.

ગુરૂજ્ઞાન અહો નરનાર, તમારા મનુષ્ય ભવમેં;
સત્યનામ ભજો નરનાર, મોંઘા અવસરમેં. (ટેક)
પક્ષા પક્ષની વાત ન ઝાલો, કરો પરમાર્થ વ્હાલો;
કલ્પીત તૃષ્ણા હઠાવો० (તમારા)
સુખકર સત્યનામને સજવું, ગુરૂ ગુરૂ નામ હંમેશાં ભજવું;
શિયળવૃત કદી ના તજવું. (તમારા)
જીવહીંસા કદી ના કરશો, દયા પ્રાણીતણી ઉર ધરશો;
ત્યારે સત્ય કીર્તિને વરસો. (તમારા)
દેશબંધુની વ્હારે ધાજો, ગુરૂ ગોવિંદના ગુણ ગાજો;
સેવક બનીને તત્પર થાજો, (તમારા)
સત્ય કબીર સાહેબને ભજજો, કલેશ કુસંપથી દુર વસજો;
માંસ મદીરા બ્યસન તજજો. (તમારા)
કર જોડી કહે લાલદાસ, સંત ગુરૂ શરનમાં વાસ;
• અયાદાસ ગુરૂની, આશ. (તમારા)

# અગમવાણીનું સાહિત્ય

## સંત માધવદાસજીકૃત

## કળી વર્ણનકો અંગ

### કુંડલીયા ૧

કળીયુગ આયો કારમો, હુવો પાપ પ્રકાશ;
જ્ઞાન ધ્યાન સબ ના બને, ધીરજ ધર્મ વિનાશ
ધીરજ ધર્મ વિનાશ, જુગમે વિપરીત છાયો;
કામ ક્રોધ અહંકાર, તિમિર અગાઢ પઢાયો.
કહેત માધવદાસ, નહીં કોઈ સંત સગાયો;
હુવો પાપ પ્રકાશ, કારમો કળીયુગ આયો.

### કુંડલીયા ૨

બ્રાહ્મણપોથી પટક કે, કરત વણજ બેપાર;
પતિવ્રતા ભટકટ ફીરે, પર મંદિર મોઝાર.
પર મંદિર મોઝાર. હોત સંન્યાસી ધુત્તા
નીજઘર સુંદર નાર, તાકતા પર ઘર કુત્તા
કહેત માધવદાસ, કુડા કળીયુગકી કોથી;
કરત વણજ વેપાર પટકકે બ્રાહ્મણ પોથી.

### કુંડલીયા ૩

શાહન કે દરબારમે, પેદા હુવો સવાલ;
કળીમે ચોર દંડે ઘણે, ફાંસી ચ્હડે કોટવાલ.
ફાંસી ચ્હડે કોટવાલ, મોજ તસ્કર પાવેગો
મોંત માંચડે ખેંચ દરવાના ફાંસી દેંગો.
કહે માધવદાસ, બુરી કળીયુગ -રાહનમેં
પેદા હુવો સવાલ, સૈયા કે દરબારનમેં !

### કુંડલીયા ૪

કોયલ કલ્પાંતી સહે, બીના વસંત વિલાસ;
કાગન કે મંન ઓચ્છવા કુકર વિષ્ઠા ગ્રાસ.
કુકર વિષ્ઠા ગ્રાસ, તૃષા - તલસત્ બપૈયા
દિનરૈન લગી એક, પીઉ પીઉ જાપ જપૈયા.
કહેત માધવદાસ, જરાં વામે જલ્પાંતી:
બીના બસંત વિલાસ. સહે કોયલ કલ્પાંતી

### કુંડલીયા ૫

દુનિયા ધૂતી દાસકો, ઘર ઘર અલખ જગાય;
ઉદર ભરણુ કે કારણે, અંગપે ભભૂત લગાય.
અંગપે ભભૂત લગાય, ખેંચ કે મુદ્રા ફાડી;
કફની કંથા પહેર, શીરપે ટોપી ધારી.
કહેત માધવદાસ. બાધ બંદા મજબૂતી;
ઘરઘર અલખ જગાય, દાસકો દુનિયા ધૂતી.

### કુંડલીયા ૬

રાજા રૈયત આપકી કરે તુમસે ફરિયાદ;
શમશીર દીખાવે ડરતહુ, કીનસે કહીયો દાદ.
કીનસે કહીયો દાદ. માતા સુત ખીર પીલાવે;
પુત્ર પિતાકો વેર, ગર્થ દોલત · પચાવે.
કહેત માધવદાસ, ગુરૂ ચેલાકી મૈયત:
કરે તુમસે ફરિયાદ, આપકી રાજા રૈયત

### કુંડલીયા ૭

જુઠો જમાનો આવતે, સાંચે નર સો વેર;
પાખંડ પૃથ્વીમાં ભયો, જુગમેં હુવો અંધેર.
જુગમેં હુવો અંધેર, પુત્રી પિતા સંજોગી;
બહેની ભૈયાકી જોડ, માતા પુત્ર અનુરાગી
કહેત માધવદાસ, તાત કહે પુત્ર કળીમો.
સાચે નરસો વેર, આવતે જુઠો જમાનો

### કુંડલીયા ૮

પુત્રી બેચનકો પિતા ગયે, દુલ્હા હોત બહુ વાર;
અદલબદલ બરલાવ હી, ભૈયા ભગિની યાર.
ભૈયા ભગિની યાર, માઈ બેટામે ઝઘડો;
પુત્ર પિતાકો વિષ આપે, ઝાલીમ સૂત બીગડો.
કહે માધવદાસ, શીર કલંકી શીરપેંચી;
દુલ્હા હોત બહુ બાર, પિતાનીજ પુત્રી બેચી

### કુંડલીયા ૯

કળી રાજ આયો કારમો, ગર્વ ઘોડે અસ્વાર
લોભ મોહ તસ્કર કીયા, ધનુષ ભાથા અહંકાર.
ધનુષ ભાથા અહંકાર, મત્સર કી ખેંચ લગામા;
ગ્નાન ગરિબી લુટ, વિષય વિષ્ઠાકો જામા.
કહે માધવદાસ, ઘોર અંધેરી છાયો;
ગર્વ ઘોડે અસ્વાર, હુઈ ક્રુર કળી રાજ આયો.

### કુંડલીયા ૧૦

પાપી પાખંડી ઘણા, સોધ્યા મીલે ન સંત
લોભી ધુતારા દીસતા, તસ્કર ચોરી ચંત.
તસ્કર ચોરી ચંત, ફીરતે રૈન હરાયા:
પર ત્રિયા પર ધંન, ઢુંઢતા ખેત પરાયા.
કહેત માધવદાસ, જુઠકી ઝાલીમ થાપી;
શોધ્યા મીલે ન સંત અતિ પાખંડી પાપી.

### કુંડલીયા ૧૧

માન સરોવર તીરસે, હંસા ઉડ ઉડ જાય;
મચ્છીયા ચુંગચુંગ જાવતે, બગ્ગા નજરમે આય.
બગ્ગા નજરમે આય, અતિત આલમ ધુત્તારી.
રાજા પ્રજાકો પીડે, અન્યાયકી શમશોર ધારી.
કહેત માધવદાસ, આયગા સતયુગ ફીરસે.
હંસા ઉડઉડ જાય, માન સરોતર તીર સે;

### કુંદલીયા ૧૨

સન્ત સેવા નહિ જુગમે, પરદારાસો ચિત,
બહેન ભાણેજ કો ના ગણે, લગે શાળાસે પ્રીત.
લગે સાળીસે પ્રીત, ભાઈ સે વેર કરેગો;
સાળા સસરા દેખ, પાપીકી આંખ ઠરેગો.
કહે માધવદાસ, અનર્થ કળીમે ધનેવા;
પરદારાસો ચિત્ત, નહિજુગમે સંત સેવા.

### કુંદલીયા ૧૩

ક્ષત્રી તેજ ક્ષીણુ હો ગયો, નાગા સહસ્ત્ર લગાય;
રણસિંગા સુન બૈઠતા, ઓઝલ મુઝરા માંય.
ઓઝલ મુઝરા માંય, મર્દ છુપાય મરે ગો;
કહાં ગઈ તલ્વાર, ઢાલપે કાટ ચઢેગો.
કહેત માધવદાસ, પૃથ્વી હોત નિઃક્ષત્રિ;
નાગા સહસ્ત્ર નિગાય, તેજ ક્ષીણુ હો ગયો ક્ષત્રિ.

### કુંદલીયા ૧૪

વેશ્યા મદિર રંગમે, પતિવૃત્તા ઘર શોક;
પંડિત ભીખ માંગતા ફીરે, સાંચે મુકત પોક.
સાંચે મુકત પોક, મોજ ધુત્તા પાવેગો.
શૂરાકે ઘર શૂન્ય, કાયર ઘર જંગ મચેગો.
કહેત માધવદાસ, રાય રૈયત કો રે' શ્યા
પતિવૃતા ઘર શોક, રંગ મંદિરમે વેશ્યા.

### કુંદલીયા ૧૫

પ્રિયા પ્રીતમકો પરહરી, પર મંદિરમે જાય;
કહ્યો ન માને પિવકો, કરે અપનો મન ભાય.
કરે અપનો મંન ભાય, એહી કળી યુગકી નારી;
બહુ મિત્રકી યાર, દુનિયા કરત અકારી.
કહેત માધવદાસ જખ્મી જીગરહી હમકો;
પર મંદિરમેં જાય, પરહરી પ્રોયા પ્રીતમકો.

## કુંડલીયા ૧૬

ભૈયા તેરા રાજમે, નાહક ભયો ફજેત;
વાડ ચુંગત હે ખેત્રકો, સાધુ પરધન લેત.
સાધુ પરધન લેત, માત સૂતા વિષ પાવે;
પ્રીયા પ્રીતમકો છાંડ, યારકી સેજ દીપાવે.
કહેત માધવદાસ, પાજી પરધન લૂટગૈયા
નાહક ભયો ફજેત, રાજમે તેરા ભૈયા.

## કુંડલીયા ૧૭

દયા નહિ દીન ઉપરે, અતિત–ન પાવે અંન;
વેશ્યા મોજ લુટાયગો, પતિવૃતા પાવંન.
પતિવૃતા પાવંન રોયકે આયુ બિતાવે;
સાંચે કો અતી સોચ, જુઠે નરકો જશ પાવે.
કહેત માધવદાસ, લોભી લક્ષાપત શાહી;
અતિત–ન–પાવે અન્ન, દયા દીન ઉપર નાહી.

## કુંડલીયા ૧૮

ધર્મી કે ઘર ધાડ નીત, કસાઇ ઘર આનંદ,
પૂન્યવંત દુઃખ પાવતે, પાપી પરમાનંદ.
પાપી પરમાનંદ કુલટા . સતી કહાઈ;
કાજી ફસાયો રોઈ, ચોર કોટવાલ સ્હાઈ.
કહેત માધવદાસ, મોજ ભર કુકર્મ કે
કસાઈ ઘર આનંદ, ધાડ નીત ઘર ધર્મી કે.

## કુંડલીયા ૧૯

શાહુકાર શઠ બન ગયા, લૂટે ગરીબકી હાય;
સગા કુટુંબ સહુ કૌનસા, સ્વારથ સંગ રહાય.
સ્વારથ સંગ રહાય, જુઠકી હુંડીયા ખેલે;
રાજા પ્રજા કો ખીસ, દોઉસે સીતમ સ્હેવે.
કહેત માધવદાસ, સાચે નર કોઉક ગનિયા;
લૂટે ગરિબકી હાય, શાહુકાર શઠ બનીયા.

### કુંડલીયા ૨૦

મરજાદા મુખ ના રહી, કળીયુગકો પ્રતાપ;
પૂત્ર પિતાકો યું કહે, તુમ બેટા હમ બાપ.
મુવે નહિ પાવે નીર, પથારી પરવશ પડેગો;
ધન ધામકે કાજ, મોત વિન બાપ મરેગો.
કહેત માધવદાસ, વિપરિત આદ અનાદા;
કળીયુગકો પ્રતાપ, રહી ના મુખ મરજાદા.

### કુંડલીયા ૨૧

ચૌટા ચોકમે કતલકી, ચલતી નગન તલવાર;
શૂરા સંતાયે ઝેબમે, વ્યંઢળ નીકસે બહાર.
વ્યંઢળ નીકસે બહાર, રાજ મલેચ્છ કરેગો;
યોગી મુનિ નહિ નામ, ચોર ચાડીયા હરેગો.
કહેત માધવદાસ, મદીરા કૈફમે લોટા;
ચલતી નગન તલવાર, કત્લકી ચોક શુ ચૌટા.

### કુંડલીયા ૨૨

મુઠ્ઠી અંન નહિ પાવહી, ભટકે સાધુ સંત;
ધૂત્તા મોજ કરતે ફીરે, અબધુ કાયા દહંત
અબધુ કાયા દહંત, માલ મલિન્દર ખાવે;
કન્દ, મૂલ, મુખ ગ્રાસ, કોઈ દિન ભૂખ્યા રહાવે.
કહેત માધવદાસ, એસી હે દુનિયા જુઠ્ઠી;
ભટકે સાધુ સંત, અન્ન નહિ પાવે મુઠ્ઠી.

### કુન્દલીયા ૨૩

કળીમેં ધૂત્તા બોત હે, અવધુ સચ્ચા એક;
હંસા મીલે ન સોધતે. બગલાલક્ષ અનેક,
બગલાલક્ષ અનેક, ઉડતે સરવર ખારા;
ગર્ધવ ગીધ ઉલ્લુક, આંખસે દેખ હજારા.
કહેત માધવદાસ ભટકતે ઘર ઘર કુત્તા;
અબધુ સચ્ચા એક, બહોત હે કળીમે ધુત્તા

## રેખતા ૨૪

દેખો રાજા રૈયતકા રૂધીર પીને લગી, રંક પ્રજાકો દંડ દેતા;
છત્રપતિ હુઇ વચન ચૂકયા, વિપ્ર લોભી હુવે દાન લેતા.
ચોર કોટવાલકો ઉલટ દંડે, દેખો નિર્બળ ઇન્સાન જંજીર દેતા;
મસ્ત માધવ કહે કળીકી બાતકો, શૂરમા સંતકોઇ જાગ રહેતા.

## ઝુલણા ૨૫

જોબનકી ચાંદની અજબ ખીલી રહી, તેલ ફુલેલ લગાવતાહે;
સારી રૈન ભટકતે ગલીયનમે બાવરે, પરદારા શું પ્રેમ જગાવતાહે;
અપને પિયુજીકો કહ્યો માને નહિ, પ્રીયા પતિવ્રત દગાવતાહે;
મસ્ત માધવ દેખો કાળ કળીયુગકો, સંત સજ્જનકુ ભગાવતાહે.

## ઝુલણા ૨૬

ધોબી કે ભવનમે ગૈવા ચરને લગી, બમ્મન બકરીકો લાવતાહે;
ઉંચ નીચકે ધામમે તુળસી હો ગઈ, કોઇ નહિ શીર ઝુકાવતા હે.
પુત્રી પિતાકે સંગમે લગ રહી, સંસાર વ્હેવાર ચલાવતા હે;
મસ્ત માધવ યહી કુડી બાના, તેરે મન શ્યાના નહિ ભાવતા હે.

## ઝુલણા ૨૭

અપને ઘર અનુપમ સુંદરીયા, પાજી પર ઘર નીત જાવતા હે;
મંત્ર સત્યનામને સબ વિસરે, કુડ પાખંડ મન ભાવતા હે:
મદ્યપાન પીયે સદા માંસ ભક્ષે, અલમસ્ત સદાય રહાવતા હે;
મસ્ત માધવ કહે નર નીચ કરણી કરી, જગતમે નીચ કહાવતા હે.

## કવિત ૨૮

અભિમાન અશ્વે ચઢી, મહા કળીરાજ આયો;
ઝુડડે નગારે દેખો, નોબત બજાયા હે.
કામકી કટાર લોભ, મોહકી બરછી ઢાલ;
મમતાકે ભાથા બહુ, બાણુ ભરી લાયો હે.
મદકા શરાબ પીકે, મસ્તાનો ભયો કેરી,
ક્રોધકી અંગારે' જીવ માંસ મુખ ખાયો હે.
પરનારી સેજ પાજી ગયો, રશના રામ–ના–લહ્યો.
મસ્તમાધવ સાંચ એસો, કળી કાળ આયો હે.

### કવિત ૨૯

સજ્જનકી નીતી લેખો, મિત્રનકી પ્રીતી દેખો:
નારી કી પ્રતિતિ એસો યાર મન ભાયો હે.

પંચનકો ન્યાય કહાં. શિષ્યન કો ભાવ કહાં:
પિતાકો પુત્ર ઝહર, ગોટ કે પિલાયો હે.

માઈ બેટી દાવો કરે ? સાધુ પર ધન હરે.
ચોરી કોટવાલ કરે કાજી ફસાયો હે.

વિપરીત્ત સંસાર વ્યાપી, સબે જુગ હુવો પાપી;
મસ્તમાધવ દેખ ભયા. કલીકો જમાનો હે.

### કવિત ૩૦

લક્ષ્મીપાત લૂટા ગયા, સન્યાસી ધન સચ કીના
જોગી ઔર ભોગી મન માયામે ડુલાયો હે.

ભૂપત ભિખારી ભયા લંપટ બ્રહ્મચારી.
તપસ્વી માયાકો દેખી દીલમે ફુલાયો હે.

જ્ઞાની જન માનત ભયો લંપટ બ્રહ્મચારી:
પવૈયા શમશેર બાંધી મરદા ન કહાયો હે,

વેશ્યા સતી સ્વાંગ ધરે, પતિવૃત્તા ઝુરી મરે;
મસ્ત માધવ ગર્જનાસે કળી ભાંગ જાગ્યો હે.

---

## ગુરૂદર્શનથી સદા દિવાળી

(રાગ) શું શોચે સજની અંતર જોને ઉઘાડી;

ગુરૂ દર્શને આજે આનંદની રે દીવાળી.

ગુરૂ મુર્તિ સન્મુખ ભાળી, આનંદની દીવાળી (ટેક)

પારખ ગુરૂયે ગુરૂજ્ઞાનની, પ્રેમની પ્યાલી પીવાડી (૨)
અહંમ પદને અળગુ કરાવી, જ્ઞાન ગરીબી શીખાવી (આનંદની૦)

દયાળુ ગુરુયે દયા કરીને, વિયોગ વેદના ટાળી (૨)
માયા આવરણનાં બંધન સર્વે, પળમે નાખ્યાં પ્રજાળી (આનંદની૦)

વચનામૃતનું પાન કરાવી, અંતર જ્યોત જગાડી. (૨)
ભવસાગરમાં બાંહી ગ્રહીને, બેડલી પાર ઉતારી (આનંદની૦)

ગોવીંદથી ગુરૂ દર્શન અધીક છે, શાસ્ત્ર પુરે છે શાખ સારી (૨)
સુરતીમાં સુરતી સત્ય ગુરુની, નીરખી બનું ભાગ્યશાળી; (આનંદની)
ગુરુ દર્શને આનંદ લેવા, ઉમંગની રે ઉજાણી (૨)
મયાદાસ ગુરૂ સમરથ સાહેબ, નયણે નીરખ્યા મોરારી. (આનંદની)
લાલદાસ કહે છે દો કર જોડી, ચરન કમળ ચિત્ત ધારી (૨)
શરણે રાખી સેવકને ગુરુજી, દર્શન દેજો વહારી વહારી. (આનંદની.)

( આ ૧૭ કહેરા અસલ હાથ લેખીત ઉપરથી પ્રગટ કર્યા છે. )

## પ્રથમ ( રાગ કહેરા )

જાગૃતમાં ઉજાગૃત રહેના (૨) સુપન અશુપન ના કોઈ—હો સાધુ
સુપન હોય તાં પુષુપતી નાહી (૨) તુરીયા કહાવે સોઈ—હો સાધુ
તુરીયા તીત નીરંતર બોલે (૨) સાખી-સાખ ના પાવે—હો સાધુ
અકિરીયા-સાધે સમાધી સાધન (૨) જ્યુકા-તુ-પદ ગાવે—હો સાધુ
નાદ નહીં બુંદ જ્યાં હદ બેહદ (૨) સુંન અસુન કસુ નાહી—હો સાધુ
સબદ-ના-દરસે-બુદ્ધિ ના પરખે (૨) સોહી વરત સબ માંહી—હો સાધુ
એક અનેક તીનુકે આગે (૨) સોહંમ-સત-પ્રકાસા—હો સાધુ
ચીદા કાસ સુધારસ પુરણ (૨) કેવલ પદ અવનાસી—હો સાધુ
નીરગુણ સિરગુણ ભેદ બન્યા હે (૨) નહી કૈતા નહી કૈસા—હો સાધુ
અજંષા ધ્યાન ગને બીના એ ઘર (૨) કહે કબીર હરી ઐસાહો—હોસાધુ

## ( કહેરા ) ૨

અબ મે ભજુ તજુ કહોને કાયકુ (૨) કહોને કયાં તમે નાહીં—હો સાધુ
રવિ એક જયુ સકલ પ્રકાસી (૨) એક જોત સબ માંહી—હો સાધુ
બટમે બીજ હે-બીજમે બટહે (૨) મુળ ફુલ ફળ છાંયા—હો સાધુ
ઈચ્છા સકતી પ્રગટ ભઇ જેસે (૨) સબ ઇચ્છાકે માંહી—હો સાધુ
માયા બ્રહ્મ ભીન મત જાણો (૨) બીના બ્રહ્મ નહી માયા—હો સાધુ
માટી એક ઘડયા બઉ હંડા (૨) સબમાં બ્રહ્મ સમાયા—હો સાધુ
ઉંચ નીચ કો કાયકુ કહીયે (૨) કોણ રંક કોણ રાણા—હો સાધુ
કંચન એક અનેક આભુષણ (૨) સબ મીલી એક જ હોઈ—હો સાધુ
માયા બહુ બીધ અગમ અપારા (૨) રૂપ અનેક દેખાયા—હો સાધુ
કહે કબીર સુણો ભાઈ સાધુ (૨) પરાકી પાર બતાયા—હો સાધુ

(કહેરા) ૩

સાહેબ કબીર સંત સોદાગર (૨) વહાંમે ચલકર જાઉ—હો સાધુ
મનકી મોર ધરૂ ગુરૂ આગે (૨) ગ્નાનકે ઘોડા મે પાઉ—હો સાધુ
ક્ષમાકે ખડગ વૈરાગકા બકતર (૨) ધીરજ ઢાલ બંધાવું—હો સાધુ
પ્રેમકા પલાણ ચીત્તકા ચાબુક (૨) નેકી લગામ લગાઉ—હો સાધુ
તંતકા તીર ભરયા તન તરકસ (૨) કરારકી કમાન ચડાઊ—હો સાધુ
સીલકી સિંગી સંતોષકી બંદુક (૨) સુરતીકા ગોળા ચલાવુ—હો સાધુ
તીન ગુણકી બની હે કટારી (૨) સો–મેં–કમર બીચે લાઉ—હો સાધુ
મોહ મમતા મેવાસી રાજા (૨) તાકુમેં પકડ મંગાવુ—હો સાધુ
કામ ક્રોધકો ગરદન મારૂ (૨) એસી મે અદલ ચલાવુ—હો સાધુ
ખટ ચકર લઈ ચડી ગઢ ઉપર (૨) જીતકા નીસાન રોપાવુ—હો સાધુ
વીવેક વિચારકી ડુંડી બજાઉ (૨) નીરભય ધજા ફેરાવુ—હો સાધુ
સાહેબ કબીરકા નીરગુણ કહેરા (૨) માયર હોય સો નર બુઝે—હો સાધુ

(કહેરા) ૪

સુનહો સયાની કંથ કહાની (૨) અપના પીવાજીકો લેખા—હો સાધુ
જો પીયા મારે ઓર ઝુકારે (૨) બાહર પાંવના દીજે—હો સાધુ
બાહર ભીતર સકલ નીરંતર (૨) સબ્દ સનેહી રીજે—હો સાધુ
બાત સખી ઉનસે ચિત્ત ગગરાના (૨) ચિત્ત ગગરીયાં ના ચુકે—હો સાધુ
જેસે ગુડીયાં ઉડે અકાસો (૨) મુળ દોરી વાકે હાથે—હો સાધુ
જો દોરી છુટે તો જાય હાથનસે (૨) નિચ્છે પકડયો નાથ—હો સાધુ
અગમ નીગમ સંગમ પર સીડી (૨) સતગુરૂ સાને સુજે—હો સાધુ
સાહેબ કબીરકા નીરગુણ કહેરા (૨) માયર હોય સો નર બુઝે—હો સાધુ

(કહેરા) ૫

પીયુ હમારા પ્રેમ પીયારા (૨) સબમાં સબસે ન્યારા—હો સાધુ
નાહી બોલી ભાષામાં નાવે (૨) નહી લેખણ લખધારા—હો સાધુ
જેના થકી સારી સૃષ્ટિ ઉપાઇ (૨) રઇકો અનુસારા—હો સાધુ
ગુરૂ ઝવેરી ભેદ બતાવે (૨) બીના ગુરૂ અચરજ ભારી—હો સાધુ
સુખકા સાગર અરૂપમાં નીજહે (૨) શોભા સુંદીર સારા—હો સાધુ

અલખ પુરૂષ અપાર અવીગત (૨) વહાંસે હંસ ઉબારા—હો સાધુ
કહે કબીર સુનો ભાઇ સાધુ (૨) જીનકા સકલ પસારા—હો સાધુ

( કહેરા ) ૬

આ તન નુંગરા ખોજો સવેરા (૨) જીને ખોજ્યા તાકુનેડા—હો સાધુ
સમતાકી મસીયાં માસા પરોયા (૨) એ ગમ ઘર ઘરહી જોયા—હો સાધુ
નુરત સુરતકા કીયા પેસારા (૨) અમી બેસે ત્યાં ધારા—હો સાધુ
જુગતિકા ધાગા જો લપટાણા (૨) પ્રેમ તંત પૈચાના—હો સાધુ
સતગુરૂ મેરા અલખ લખાયા (૨) સત્ય કબીર જસ ગાયા—હો સાધુ

( કહેરા ) ૭

હજુ સમજ મન હજુ સમજ લે (૨) હજુ સમજ મનવા મેરા—હો સાધુ
કાયા ફુલવાડી કુસલ મત જાણો (૨) જેસા ફુલનકા ગજરા—હો સાધુ
ઘડી પલ કહે ઘડી બજતહે (૨) સીર પર કાળ કેરા પગડા—હો સાધુ
ગુરૂની ભક્તિ બીના ભયા નર ગધા (૨) પીઠ પર માયા કેરા લગડા—હો સાધુ
જલમાં મીન કરે સુખ ચૈના (૨) લે ચલા ઢીમર જમડા—હો સાધુ
કહે કબીર સુનો ભાઈ સાધુ (૨) સબ્દ ના માને સો નર નુગરા—હો સાધુ

( કહેરા ) ૮

વા ઘરકી મને કોઈ બતાવો (૨) જા ઘરથી જીવ આયા—હો સાધુ
કાયા છોડી ચલ્યા જબ હંસા (૨) કો જીવ કાયમે સમાયા—હો સાધુ
મેં મેરી મમતાકુ ધાયા (૨) અંતકી બેરે પસ્તાયા—હો સાધુ
ખબર ના પાઇ મેરે ઓર ગુરૂ જ્ઞાનકી (૨) વારમ્વાર ઠગાયા—હો સાધુ
ખટપટ ચારી ખટપટ ના છુટે (૨) વેદીકુ ભેદના પાયા—હો સાધુ
લેઈ લેઈ પુસ્તક હીંડે જુગ ઢુંઢતા (૨) કલા સત્તરમી ના પાયા—હો સાધુ
હદ બેહદ ચઢકર દેખા (૨) ઉલટ નીરંતર પાયા—હો સાધુ
તરપત ભઈ મેરે પાંચ પચીસા(૨)નહી આયા નહી કોઈ જાયા—હો સાધુ
કહે કબીર સુનો ભાઇ સાધુ (૨) ઘટોઘટ અલખ લખાયા—હો સાધુ
( કળા સત્તરમી એટલે સત્યમાં રમનાર )

( કહેરા ) ૯

વીખંભર સરોવરકી પાંચ પાંચ ધારા(૨)ઉનકા સંતો કરો વિચારા—હો સાધુ
પ્હેલી પ્હેલી ધારા વેદ કીતેબા (૨) હિંદુ મુસલમાન દોનુ વીખ્યા—હો સાધુ

બીજી બીજી ધારા કરમકી રેખા (૨) કરમે બાંધ્યા સંસારા–હો સાધુ
તીજી તીજી ધારા કામને મોહા (૨) કામ તે કાળ વસ પડીયા–હો સાધુ
ચોથી ચોથી ધારા દશ અવતારા (૨) રામ કૃષ્ણ અવતારા–હો સાધુ
પાંચમી પાંચમી ધારા દેવનીરંજન (૨) ઉનકા સકલ પસારા–હો સાધુ
કહે કબીર કોઈ સંત વીવેકી (૨) પાંચ ધારાથી રહે ન્યારા–હો સાધુ

## (કહેરા) ૧૦

રામહી મીલન કહત સબ દુનિયા (૨) રામ મીલાવે મને કોઈ–હો સાધુ
પોથી પઢપઢ પંડિત મર ગયે (૨) પૂજત પ્રતિમા સોઈ—હો સાધુ
દાની મર ગયે દાનકે ભરૂસે (૨) જાચક મર ગયે રોઇ—હો સાધુ
તપસી મર ગયે તપકે ભરૂસે (૨) તન મન દીયો જલાઈ—હો સાધુ
જ્ઞાની મર ગયે ધ્યાનકે ભરૂસે (૨) તન મન–કિન્હુ–ના પાઇ—હો સાધુ
નરનારી સબ ધંધે લાગ્યા (૨) કર કર સુંદીર બાગ—હો સાધુ
જો મર્યા તોય ગુરૂને ના જાણ્યા (૨) ફીર ફીર ધંધે લાગ્યા—હો સાધુ
જોગી જતી સબ ધંધે લાગ્યા (૨) પંડિત પઢે સો ધંધા—હો સાધુ
તીરથ વરત સબધંધે લાગ્યા (૨) જપ તપ કિરિયા સોઈ—હો સાધુ
ચલતાં ચલતાં મને સતગુરુ મળીયા (૨) આતમજ્ઞાન લખાયા—હો સાધુ
વે૦ ધરમાં ધટહીકે ધરમાં (૨) જયુકા તુ૦ ઠેરાઇ—હો સાધુ
એ ધંધેથી નામ હે ન્યારા (૨) સતગુરુ મીલે લખપાવે—હો સાધુ
તે ધંધેથી રહત અગોચર (૨) નાંનક જાકો ધ્યાવે—હો સાધુ

## (કહેરા) ૧૧

શબ્દ એક હે અગમ અપારા (૨) મરમ ન પાવે કોઈ—હો સાધુ
રહત અધર સો ધરમાં આવે (૨) તબ જગ જાહીર હોઈ—હો સાધુ
હે હાજર કોઈ જાનત નહીં (૨) તા કો કહા લખાઇ—હો સાધુ
કોટી જ્ઞાન જપ તપ કરહારે (૨) બીનગુરૂ ભેદ ના પાઈ—હો સાધુ
કોટીન સબદ કહે મુખબાની (૨) એકહી શબદ હમારા—હો સાધુ
તાકી ગમ કાલ નહિં પાવે (૨) સો સંતન ચિત્ત ધારા—હો સાધુ

તાકો ભેદ સુનો હો સંતો (૨) અબ મે કહો વિચારા—હો સાધુ
આઠ અંશ તાહી તે પ્રગટે (૨) સો સબહી તે ન્યારા—હો સાધુ
વા અક્ષર વાહે નિ અક્ષર (૨) સોઈ નામ હમ પાઈ—હો સાધુ
વોહી નામકો નિશદીન સુમરે (૨) તાકો કાલ ના ખાઈ—હો સાધુ
કહે કબીર અગમકી બાની (૨) પુરા ગુરૂ લખપાઇ—હો સાધુ
શબ્દ સુરત્ત જબ એક ભયે હે (૨) ફીર નહિ જન્મ ધરાઈ—હો સાધુ

(કહેરા) ૧૨

શબ્દકી જહાજ ચઢો ભાઈ હંસા (૨) અમર લોક લે જાઈ—હો સાધુ
તહાં કે ગયે કસુ ભેં નહી પાયે (૨) નહી કાલ ધરખાઇ—હો સાધુ
ક્ષમા કી સેલી સીલકી ટોપી (૨) સતગુરુ સીર પેહીરાઈ—હો સાધુ
ગ્નાનકે ઘોડા પલાન સહેજકા (૨) પ્રેમકી પાખર લાઇ—હો સાધુ
લોહખરસાન ગ્યાન મસકલા (૨) તત તરવાર ચલાઈ—હો સાધુ
કાયા ગઢ પર ધાવા કીન્હે (૨) ગુરુગમ સંગ સગાઈ—હો સાધુ
ઘેરયા સહેર દસો દરવાજા (૨) સુંન સહેર મઠસાઇ—હો સાધુ
ખટ ચક્ર ચડ ઉપર આયે (૨) જ્યાં નીરંજન શાઇ—હો સાધુ
પકર મેવાસી ગઢ પતિરાજા (૨) પ્રજા કામ જો આઇ—હો સાધુ
કામ ક્રોધ દ્રોઇ ગરદન મારે (૨) એહ સત્યરાજ કરાઈ—હો સાધુ
વીવેક વિચારકી કુંડી બાજી (૨) ફીર ગઇ સત દુહાઈ—હો સાધુ
સીલ સંતોષકી ચોકી બેઠી (૨) સુરત બજાર લગાઇ—હો સાધુ
સત લોકકો કીયા પયાના (૨) જહાં સતપુરૂષ રહાઈ—હો સાધુ
ગુરુ પ્રતાપ સાધુકી સંગત (૨) તહવાં સુરત લગાઈ—હો સાધુ
કહે કબીર સુનો ભાઇ સાધુ (૨) અચરજ વરણી ના જાઇ—હો સાધુ
પ્રેમ અનંદકી નૌબત બાજી (૨) જીત નીસાન ફીરાઇ—હો સાધુ

(કહેરા) ૧૩

સતગુરુ એક જગતમે ગુરુ હે (૨) તાહી ચીન્હો નર લોઈ—હો સાધુ
ભવસાગરકી નાવ ખેવટ હૈ (૩) પાર ઉતારે સોઇ—હો સાધુ
લેકે નાંમ આયે પરવાના (૨) હંસ ઉબારે સોઇ—હો સાધુ

કાટે કરમ કાલકી બેરી (૨) જરા મરણુ નહી હોઇ—હો સાધુ
સોઈ બેઠા હે આનંદ ધામમાં (૨) આવાં ગમન ન-હોઇ—હો સાધુ
સદા આનંદ હોત વા—ઘરમે (૨) ચંદ્ર સુર નહી દોઇ—હો સાધુ
રહત નીરંતર અંતર વ્યાપક (૨) જો લખ પાવે કોઇ—હો સાધુ
કહે કબીર સુનો ભાઈ સાધુ (૨) જીવન મુકતા હોઇ—હો સાધુ

(કહેરા) ૧૪

અરે જીવ તું અમર લોકકો (૨) પરો કાલ વશજાઇ—હો સાધુ
મન-સ્વરૂપી દેવ નિરંઝન (૨) તો હી રાખે ભરમાઇ—હો સાધુ
પાંચ પચીસ તિનુકા પાંજરા (૨) તામેં-તુમહી રાખ્યા—હો સાધુ
તુમહી બીસર ગઈ સુધવા ઘરકી (૨) મહિમા અપને ભાંખ્યા—હો સાધુ
નીરંકાર તીનગુણી માયા (૨) તુમકુ નાચ નચાવે—હો સાધુ
ચર્મ દ્રસ્ટી કે કુંપા દીન્હા (૨) ચોરાસી ભરમાઇ—હો સાધુ
ચાર વેદ હૈ શ્વાસા જાકી (૨) અમી અસ્તુતિ ગાઈ—હો સાધુ
સો કથ બ્રહ્મા જગત ભુલાને (૨) તામે સબજગ જાઇ—હો સાધુ
જપ તપ યોગ યગ્ન વરત પૂજા (૨) બહુ પરપંચ આચારા—હો સાધુ
જૈસે વિધિમીન ઓટ ટાટી (૨] દે વિશ્વાશ અહારા—હો સાધુ
સતગુરૂ પીવ જીવકે રક્ષક (૨) જાસો કરો મીલાના—હો સાધુ
જાકો મીલે પરમ સુખ ઉપજે (૨) પાવે પદ નીરબાના—હો સાધુ
જુગન જુગન હમ આનુ ચેતાયે (૨) કોઇ કોઈ હંસ હમારા—હો સાધુ
કહે કબીર તહાં પૌચાવું (૨) સતપુરૂષ દરબારા—હો સાધુ

( કહેરા ) ૧૫

અકહ ભેદ મેં કહી સમજાવું (૨) બીન દેખે કૌન માને—હો સાધુ
દષ્ટિ ન આવે મોસ્ટ—ન—આવે (૨) કયા કહી જુગતબખાને—હો સાધુ
જ્ઞાનકો ચશ્મા દેવે સમુજકે (૨) દૈવ દષ્ટિ પહીચાને—હો સાધુ
પાંચ તીન આઠકે માંહી (૨) ચેતન આપ હેરાને—હો સાધુ
ચેતન અંસ સમરથકે ભાઈ (૨) મન માયામે ભુલાના—હો સાધુ
પાંચ અસ્થુલ પાંચ હૈ સુક્ષમ (૨) પાંચકી કારણુ માનો—હો સાધુ

અવીગત રૂપ અકહકે માંહી (૨) મર્મ કોઈના પાવે—હો સાધુ
આદિને અંત મધ્યનહીં જાકે (૨) તાકો કયા કહી ગાવે—હો સાધુ
સમરથ સબ્દ તરે નૌ અસ્થાના (૨) આઠો અંસ આધારા—હો સાધુ
સાત સુંનકી પહેલે કહીયો (૨) જ્યાં સમરથકો લોકા—હો સાધુ
ઊહાં કે ગંયે નહી કોઇ આયે (૨) જામે નહીં કછુ ધોખા—હો સાધુ
સહી છાપ હમ ઉહાંસે લાયે (૨) જીવન દે ઉપદેસા—હો સાધુ
હંસ ઉબાર લોકકો કીન્હે (૨) છોડો કાલ કલેસા—હો સાધુ
કહે કબીર સુનો ભાઇ સાધુ (૨) એહ નીજ અગમ સંદેશા—હો સાધુ
સાર સબ્દ ગ્રહુ ગુરૂ મુખબાની (૨) છાંડ સકલ ભ્રમ ભેષા—હો સાધુ

( કહેરા ) ૧૬

ચેતો હંસા ચેતો હંસા (૨) અગમ સંદેશા લાયે—હો સાધુ
હમહે હજુરી અવીગત પુરુષ કે (૨) હંસ ઉબારન આયે—હો સાધુ
સહી છાપ સમરથ મુખબાની (૨) જગમે આઈ સુનાયે—હો સાધુ
જીવ દુઃખીત દેખ્યા સંસારા (૨) તા કારણ પગધારા—હો સાધુ
આવા ગમનમે સબ જગ ઉર જે (૨) અસ્થીર ઘર ના પાઈ—હો સાધુ
અંડજખાની માયા બનાઈ (૨) પીંડજ બ્રહ્મા સીરજાઇ—હો સાધુ
ઉખમજ ખાંન હરીને કીન્હી (૨) સ્થાવર શિવ ઠેંરાઇ—હો સાધુ
એ-બટપાર ભયે જીવન કે (૨) સબકો રાખે ભરમાઈ—હો સાધુ
બીના સતગુરૂ કોઇ પાર ના પાવે (૨) ફીર ફીર જોની આઇ—હો સાધુ
નવ સોહંગ જીન્હી તે પ્રગટે (૨) સોહી પુરૂષ નિજ મુલા—હો સાધુ
તીન દેહ ઉનહીતે ઉપજી (૨) કારન સુક્ષમ અસ્થુલા—હો સાધુ
કારણ દેહમાં સહજ સુરત હે (૨) આગે અંકુર પસારા—હો સાધુ
સુક્ષમ દેહમે ઓહંગસોહંગ (૨) ઇનહી ખેલ અપારા—હો સાધુ
તા અક્ષરમે જોતનીરંજન (૨) સબકો કરત અહારા—હો સાધુ
તાહી જોતસે તીન દેવ ભયે (૨) ઈનતે સૃષ્ટી પસારા—હો સાધુ
સાત સુંન દો બેસુંન કહીએ (૨) દસ્મા ધાંમ અખંડા—હો સાધુ
સોરા સુત તાહી કે માંહી (૨) તાબીચ પાંચો અખંડા—હો સાધુ

સમરથ તર હે નૌઅરથાના (૨) ઓર સકલ બ્રહ્માંડા—હો સાધુ
અમરલોકમે પુરુષ વિદેહી (૨) નીગમ ન પાવે પારા—હો સાધુ
ઉનકી સોંભાકહાં લગી બરનો (૨) અનંત ભાંણુ ઉજી યારા—હો સાધુ
કોટીક ચંદ્ર સુર તારા ગન (૨) એક રોમ પરવારા—હો સાધુ
સ્વેત સીંધાસન સ્વેત છત્ર સીર (૨) સ્વેતહી પુરૂષ હમારા—હો સાધું
સ્વેત ધજ્જા તહાં સ્વેત બિરાજે (૨) સ્વેતહી હંસ પિયારા—હો સાધુ
સ્વેત ભૂમિ જહાં સ્વેત વૃક્ષ હૈ (૨) સ્વેતહી કમલ રસાલા—હો સાધુ
પારષ પાન લેહુ તુંમ સુકરત (૨) જબ દેખો દરબારા—હો સાધુ
કહે કબીર સુનો ધરમદાસા (૨) જીવન કરો નીરવારા—હો સાધુ

(કહેરા) ૧૭

જો તુમ ભક્તિ કરે ચાહતહો (૨) નીંદ્રા કો—દે—ટાળી—હો સાધુ
મુરખ આગે જ્ઞાન ના કરીઓ (૨) મૌની હોયકે રહીયે—હો સાધુ
પાંચ છરી કોઇ સીરમે મારે (૨) સાધુ બને તો સહીયે—હો સાધુ
એ—સંસાર કાંટેકી વાડી (૨) નીરખ પરખ પગ ધરીએ—હો સાધુ
પર તરીયાસો નેહના કરીયો (૨) દેખત દુર હોય રહીયે—હો સાધુ
સાહેબ કબીરકા નિરગુણુ કહેરા (૨) મહેરમ હોય સો બુઝે—હો સાધુ

(કહેરા સંપૂર્ણ)

**.(મને સદ્દગુરુએ મોકલ્યો છે કે જીંદગી પર્યંત પ્રચાર કરો.)**

આ—જગતમાં સત્ય પુરુષે (સદ્દગુરુએ) જગત જીવોને સાચી ચેતવણી આપવા મને મોકલ્યો છે તેથી હું રાતદીન (અહોનીશ) એજ કાર્ય કરી રહ્યો છું, એ સદ્દગુરુ કબીર સાહેબની મોટી કૃપા વડે જ.

સત્યનામ શાંતિ, સત્યનામ શાંતિ, સત્યનામ શાંતિ

"મથાદાસજી"

